# નિર્મળા.

હીંદુ સંસારના અનેક અનિષ્ટો શમાવવાના ઉપાયો
સુચવનારી હીંદુ સાંસારિક કથા

લખનાર,

**ચતુર્ભૂજ માણેકેશ્વર ભટ્ટ.**

મુ. દાંતા.

પ્રસિદ્ધ કર્તા,

**સોમાલાલ મંગળદાસ શાહ.**

**અમદાવાદ.**

**અમદાવાદ**

ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું
ઠે પાંચકુવા, ચાર રસ્તા.

૧૯૮૧ પ્રત ૫૦૦૦. સને ૧૯૨૪

કીંમત રૂ ૨-૦-૦.

## 'ગુજરાતી પંચ,' પત્ર તરફથી આપવામાં આવેલી



| | નામ | કૉપીરાઈટ સાથે કીંમત. |
|---|---|---|
| ૧ | માલતી અથવા આર્યોના સાંસારિક દુર્ગુણોથી થતી ખુવારી .. | ૧-૦-૦ |
| ૨ | સ્ત્રીગીતા અથવા વીજળી ગામડીયણ ... | ૧-૦-૦ |
| ૩ | મ સાગયાત્રા | ૦ ૧૨-૦ |
| ૪ | શૈલપુરની સુંદરી .. | ૧-૦-૦ |
| ૫ | અયોધ્યા અને અંગ્રેજ . ... | ૧-૮-૦ |
| ૬ | અલક્ષ્ય જ્યોતિ | ૧-૮-૦ |
| ૭ | ઉષાકાન્ત .. | ૧-૮-૦ |
| ૮ | પદ્મનાભ . | ૧-૮-૦ |
| ૯ | મધુકર .. ... | ૧-૮-૦ |
| ૧૦ | જ્યોતિપુંજ .. .. | ૧-૮-૦ |
| ૧૧ | શાન્તિદા . .. | ૦-૧૨-૦ |
| ૧૨ | પ્રિયકાન્ત . .. | ૧-૮-૦ |
| ૧૩ | સિતમગરનો શોખ તથા સુરબાળા | ૧-૮-૦ |
| ૧૪ | લલિત મોહન . | ૧-૮-૦ |
| ૧૫ | શ્વેતભાનુ .. | ૧-૮-૦ |
| ૧૬ | સુવર્ણકુમારી | ૧-૦-૦ |
| ૧૭ | કુંજબાળા . | ૧-૦-૦ |
| ૧૮ | સત્યસિંહ ... | ૧-૮-૦ |
| ૧૯ | કિરણસિંહ ... | ૧-૮-૦ |
| ૨૦ | મયુરા કિંવા બ્રહ્મસંજ્ઞા | ૧-૮-૦ |
| ૨૧ | સ્નેહલતા અને ભેદભર્યું ખુન . | ૧-૮-૦ |
| ૨૨ | ભોળો ભીમદેવ... .. | ૧-૮-૦ |
| ૨૩ | મંજરી . | ૧-૦-૦ |
| ૨૪ | વીરરમણી .. .. | ૧-૮-૦ |
| ૨૫ | સહ્યાની અહલ્યા .. | ૧-૦-૦ |
| ૨૬ | ભિષ્મ પ્રતિજ્ઞા .. . | ૧-૦-૦ |
| ૨૭ | દિવ્ય-જ્યોતિ... . . | ૧-૮-૦ |

---

# PREFACE.

Encouraged by the warm reception accorded to my book, *Suvarna Kumari*, which I wrote for the Gujarati Punch in 1914, I venture to place before the public in general, and the workers for the social amelioration of the Hindu Society in particular, one more fruit of my efforts in the direction of the revival of the Varnashram system which has been the ideal of my life. In my humble opinion the continuance of numerous subcastes and subdivisions in Hindu Society, acts as a spoke in the wheel of its progress, and a drag in its onword march. The abuses that have creptful in the Hindu Society and the diseases that are eating into its vitals, cannot be removed or eradicated without the adoption of the old order of four castes, into which Society was formerly divided. The re-establishment of this Varnashram system, will act as a very effective germicide to the bacilli that sap the strength and solidarity of the Hindu community and will restore to it its pristine prosperity and glory. The numerous divisions and subdivisions that exist at present in the Hindu community, present perennial obstacles to its progress and exercise a very unhealthy influence upon its march. The Hindu

outlook has become narrow The Hindu horizon has become limited. It is time that the barriers that divide different divisions in the Society should be broken It is time that that the many social evils that have been born of these divisions, should be struck at the root It is time that these sub-divisions should be destroyed and the Varna-Vyavastha should be restored The difficulties which Hindu parents have to face, in the matrimonial market, in connection with their children, the disasters into which Hindu widows are stranded, the perils which Hindu boys and girls have to undergo-all these constitute the baneful and pernicious effects of the present system and it is up to all the workers in the field of social regeneration of the Hindu Society, to make a vigorous and organised effort for the uplift of that Society, by demolishing the barriers created by these sub-divisions- in the spirit of an iconoclast Hindu Society cannot long survive without the revival of the Varnashram System Time was when the Varnashrama system was denounced as obsolete and unnecessary by advocates of "social reform' but deeper study and consideration of the circumstances of the Hindu Society have converted them-most of them to the conclusion

that the adoption of the Vernashram System will be a sure panacea for many ills that the present Hindu Society is heir to. It is difficult to imagine the chaotic condition into which Hindu Society will be plunged, in the event of the obliteration of the old boundary marks designated in the Hindu scriptures I have no doubt that a higher and brighter destiny will await the Hindu Society, on its adoption of the old Varnashram System, which is sanctioned by Hindu Law and which is sanctified by ages of usage and custom and I have equally no doubt that Hindu Society will perish if it clings to the present order of things, which fosters, nothing but dissensions and differences, and creates nothing but centests and conflicts. I appeal to social workers to put forth their best efforts to lift the curtains of sub castes that conceal behind them the scenes of peace, happiness and progress, in store for the Hindu Society on its adoption of the Varna Vyavastha, venerated by age and sanctioned by the shastras and I hope I do not appeal to them in vain.

DANTA,
Bhawanghad,
1924

Chaturbhuj Mankeshwar Bhatt.

# પ્રસ્તાવના.

સ્ત્રી શિક્ષણ પુરૂષોને આપવાના શિક્ષણ જેટલુંજ ઉપયોગી નહીં પરંતુ તેથી વિશેષ ઉપયોગી છે એ માન્યતા ધરાવનારો વર્ગ મ્હોટો થવા પામે, અને સુશિક્ષિત સ્ત્રીઓના પ્રયત્નો, પૂર્વનો વર્ણાશ્રમ ધર્મ પુનરપિ સંસ્થાપિત કરવાના પુરૂષો પ્રયત્નોમાં ભળે, અને તેમ કરવાથીજ હીંદુઓના હાલના અનેક સાંસારિક અનિષ્ટો શમવા પામશે એ સ્વપ્ન તરંગથી પ્રેરાઈ, સુજ્ઞ વાચકવૃન્દ સમક્ષ આ કથા રજુ કરવા અનુજ્ઞા લઉ છું

વર્ણાશ્રમ ધર્મ પૂર્વની પેઠે પુનરપિ સંસ્થાપિત થાય અને હાલમાં જૂદી જૂદી વર્ણોમાં પડેલી પેટા જ્ઞાતિઓ પોતપોતાની જ્ઞાતિમાં ભળી જાય તો, હીંદુ સંસારનાં દુખો નષ્ટ થાય એ વિષય ઉપર સને ૧૯૧૪ ની સાલમાં સુવર્ણકુમારી નામનુ પુસ્તક મ્હે ગુજરાતી પ્રજાના વાચકો સમક્ષ રજુ કર્યું હતુ તે વખતે સર ચીનુભાઈ માધવલાલ બેરોનેટ-પ્રોફેસર સ્વામીનારાયણ-વગેરે હીંદુ જાતિના સાંસારિક અનિષ્ટો શમાવવા કાળજી રાખનારા ગૃહસ્થો અને કેટલાક વર્તમાનપત્રોએ એ પ્રયત્ન તરફ દીલસોજી બતાવી હતી, એથી ઉત્તેજીત થઇ મ્હને લાગ્યુ હતુ કે-વર્ણાશ્રમ ધર્મ નષ્ટ કરવા ઉપદેશ આપનારાઓ, વર્ણાશ્રમ સંસ્થા તેના વાસ્તવીક સ્વરૂપમાં પાછી સ્થાપવાના પ્રયત્નમાં જોડાય તો, આપણો સાંસારીક ઉદય દૂર નથી

આમાં શરૂઆતમાં તો માત્ર જે જે પેટા જ્ઞાતિઓ પડી ગયેલી છે તે પોતપોતાની મૂળ જ્ઞાતિમાં ભળી જાય, એ તરફજ પ્રયત્નો દોરવાના છે જે જ્ઞાતિના અગ્રેસરોએ પેટા જ્ઞાતિ-જેને "પરજ્ઞાતિ"-હાલ કહેવામાં આવતી હોય, તેવી જ્ઞાતિમાંથી કન્યા લાવનારાઓ ઉપર જે અંકુશો મૂકયા છે તે દૂર કરવા જોઇએ એમ કરવામાજ ધર્મ રહેલો છ એમાંજ ઉદય છે શાસ્ત્રકારોની આજ્ઞા પણ એ દિશામાં છે અને હાલ જે દબાણો મૂકાયલાં છે તે ધર્મથી વીપરીત છે એમ તેમને ઠસાવવા માટે, જે તે જ્ઞાતિના સુશિક્ષિત યુવકોએ કટીબદ્ધ થવું જોઇએ

આથી વરકન્યાની અછત દૂર થઈ જતા, હીંદુ જાતિના સાંસારિક ઉદયને માટે લોકમત વિરૂદ્ધના ભયંકર ઉપચારો બતાવનારાઓની બુદ્ધિ પણ ઠેકાણે આવશે; કારણ કે હાલની પરિસ્થિતિએ વર કન્યાની અછત કરી મૂકી છે તે પછી નહીં રહે અને લોકોની ચિત્તવૃત્તિ ડામાડોળ નહીં રહેતા ઠેકાણે આવશે

મી સોમાલાલે આ પુસ્તક તૈયાર કરવા મ્હારી પાસે બહુ ઉતાવળ કરાવી છે ઉપાધિવાળા ધંધામાં, એક બાજુ પ્રેસનું યાંત્રિક કામ, અને બીજી બાજુએ મ્હારી કલમની હરીફાઇમાં પ્રસંગે આ કથામાં દોષો રહ્યા હશે, તથાપિ એ દોષો તરફ લક્ષ ન રાખતાં મ્હારા હૃદયની લાગણીપૂર્વકના ઉદ્ગારો ગ્રહણ કરી હીંદુ જાતિના ઉદયમાર્ગના પ્રયત્નોમાં સંમત થવા મ્હારી પ્રાર્થના છે

આમાં, પુરૂષોના આપણી જાતિના ઉદય માટેના પ્રયત્નોમાં ફાળો આપવા તૈયાર થયેલાં ત્રણ સ્ત્રી રત્નો, એક કર્મયોગિની દેવી ધર્મલક્ષ્મીના પ્રયત્નોથી તૈયાર થયેલા છે ભદ્રબાલા સંસ્કૃતનું સંપૂર્ણ શિક્ષણ પ્રાપ્ત કરી પૂર્વના આશ્રમોના સ્વપ્નામાં જીવન ગાળનારી છે તે કેવળ પ્રારબ્ધવાદી છે જૂની શિક્ષણ પદ્ધતિ ઉપર પ્રેમ રાખનારી છે પૂર્વના આશ્રમો—પૂર્વના સંસ્કારો આર્ય પ્રજામાં દાખલ થવા પામે તે જોવાના પ્રયત્નોમાં રહે છે

સરયુ કેવળ પ્રયત્નોનેજ પ્રાધાન્યપદ આપનારી છે ભક્તિપૂર્વકનું સત્કર્મ ગમે તેવા બીજા કર્મોને ભસ્મીભૂત કરી પ્રારબ્ધને પણ બે ઘડી થોભાવી શકે છે એ માન્યતાવાળી છે નિર્મળા પ્રારબ્ધવાદી છતાં કર્મને પણ સરખો હિસ્સો આપનારી છે. આર્ય ધર્મનું ત્રણેને સરખું અભિમાન છે આર્યનીતિની ત્રણેને ખુમારી છે પોતપોતાના વિચારોમાં મશગુલ છતા સખીના વિચારોને સંપૂર્ણ માન આપનારી નીતિ, પ્રસંગે, દરેક ગ્રહણ કરે છે એવા આર્યાઓ હીંદમાં પ્રકટ થઇ આપણા ઉદયના પ્રયત્નોને વેગ આપો ! તથાસ્તુ

વિક્રમાર્ક ૧૯૮૧,<br>
કાર્તિક સુદ ૧૫<br>
દાંતા ભવાનગઢ ( મહીકાંઠા ) } ચતુર્ભૂજ માણેકેશ્વર ભટ્ટ

# અનુક્રમણિકા.





# શુદ્ધિપત્ર.

( ભૂલો સુધારીને વાંચવા ભલામણ છે )

| પાનુ | લીંટી | ને બદલે | વાંચશો |
|---|---|---|---|
| ૨ | ૬ | ઝાડના | |
| ૩ | ૩૦ | એવધર્મે | અવધર્મે |
| ૫ | ૨૬ | અવાતો | આવતો |
| ૭ | ૨૭ | તપસ્વિની | તપસ્વિનીની |
| ૮ | ૧૫ | ભદ્રશીલા | ભદ્રખાલા |
| ૮ | ૨૨ | ,, | ,, |
| ૮ | ૨૫ | ,, | ,, |
| ૧૧ | ૪ | ઉધાન | ઉદ્યાન |
| ૧૨ | ૩૦ | જવાણુપ્રસાદજી | જવાલાપ્રસાદજી |
| ૧૫ | ૩૦ | વ્થાજ | વ્યાજ |
| ૨૦ | ૧૭ | આપકાડ | આપનાડ |
| ૨૪ | ૧૧ | નથી | હતુ. |
| ૨૪ | ૨૫ | વાખી | વાગી |
| ૨૪ | ૩૧ | મડો | માડો |
| ૩૫ | ૧૧ | ગણુ | ઘણુ |
| ૩૫ | ૧૩ | કઠીન | કઠીન પછી 'નહીં ઉમેરવાન છે |
| ૩૫ | ૨૮ | હરીપ્રસાદ | મહેન્દ્રપ્રસાદ |
| ૪૬ | ૨૧ | લીલે | લીધે |
| ૪૮ | ૨૪ | તે | "તે"ની જરૂર નથી |
| ૬૫ | ૧૮ | ધવળવ | ધવળ |
| ૬૫ | ૨૦ | સહેલગાહ | મહેલગાહ |
| ૬૯ | ૪ | જેમને | તેમને |
| ૭૦ | ૨ | જેવુ | જેટલુ |
| ૭૭ | ૮ | હરીપ્રસાદ | મહેન્દ્રપ્રસાદ |
| ૭૭ | ૧૦ | ,, | ,, |

| પાનું | લીટી | ને બદલે | વાંચશો |
|---|---|---|---|
| ૭૭ છેલ્લેથી ત્રીજી લીટિમાં | | દોલતે | દોલત |
| ૭૮ | ૧ | કુદરત | કુદરતે |
| ૮૬ | ૨૧ | નેહીં | નહીં |
| ૮૭ | ૧૮ | અગ્રેસરો | અગ્રેસરોએ |
| ૮૯ | ૧૪ | તેને | તેનો |
| ૮૯ | ૨૦ | લેગે | લેકે |
| ૯૦ | ૧૬ | ખાલો | ખાવો |
| ૯૧ | ૧૨ | "તો તે" પછી | "મ્હારી સ્ત્રીનો" એટલું ઉમેરવાનું છે |
| ૯૩ | ૧૬ | પકડયા | પકડાયા |
| ૯૩ | ૧૮ | શાખ | શાખા |
| ૯૩ | ૨૬ | પકડયા | પકડાયા |
| ૯૪ | ૧૮ | જીવણ | જીવન |
| ૯૫ | ૧૭ | લક્ષ્મીપ્રસાદ | મહેદ્રપ્રસાદ |
| ૯૫ | ૩૧ | ,, | ,, |
| ૯૬ | ૧ | ,, | ,, |
| ૯૬ | ૨૧ | કહેતા હતા | કહેવાદો |
| ૯૬ | ૨૭ | લક્ષ્મિપસાદ | મહેદ્રપ્રસાદ |
| ૧૦૧ | ૧૩ | અખરા | અખતરા |
| ૧૦૧ | ૨૧ | નાણુ | નામ |
| ૧૦૧ | ૧૦ | દિખાન | દિખાના |
| ૧૦૨ | ૧૦ | આશ | આશા |
| ૧૦૨ | ૨૭ | દિશે પિવસને | દિશોપિવસને |
| ૧૦૩ | ૪ | બનાદો | બતાદો |
| ૧૦૩ | ૬ | રકો | રઠો |
| ૧૦૫ | ૧૪ | મહી | સદી |
| ૧૦૭ | ૭ | દપતીઓતો | દંપતીઓનો |
| ૧૨૦ | ૧૪ | અને તેમ | બે વખત છે તે એક વખત વાંચવાનું છે. |
| ૧૨૨ | ૧૨ | રહે | તે |
| ૧૨૮ | ૧૦ | સમાગામ | સમાગમ |
| ૧૩૨ | ૧ | જણાઇ | તણાઈ |

| પાનુ | લીટી | ને બદલે | વાચશો. |
|---|---|---|---|
| ૧૩૩ | ૧૫ | ઉતારી | ઉતરી |
| ૧૩૪ | ૧ | કંઠ | કૈંઠ |
| ૧૩૫ | ૨ | ફરમાનો | ફરવાનો |
| ૧૩૫ | ૩૦ | (આ) હેલા | (આ) પેલા |
| ૧૩૫ | ૩૩ | શિર્ણાવઘ | શિર્ષાવઘ |
| ૧૩૭ | ૧૪ | આર્યોદ્ધાર | આર્યોદ્ધાર |
| ૧૩૯ | ૧ | ઉતાર | ઉતારા |
| ૧૩૯ | ૨૪ | ઉપાજન | ઉપાર્જન |
| ૧૫૩ | ૨૭ | દેશભક્તો | દેશભક્તોને |
| ૧૫૮ | ૪ | ક્ષુદ્દક | ક્ષુલ્લક |
| ૧૬૪ | ૮ | વીક્મ | વીક્રમ |
| ૧૬૫ | ૬ | પુણ્યશાથી | પુણ્યશાળી |
| ૧૭૦ | ૩૦ | પાણુ | પાણી |
| ૧૭૨ | ૨૪ | ના | ના |
| ૧૮૨ | ૧૦ | છોકગ | છોકગ |
| ૧૮૮ | ૧૨ | એગર | અગર |
| ૧૯૨ | ૩૨ | માત્રે | માત્ર |
| ૧૯૪ | ૪ | એ મનને | એમ તને |
| ૧૯૮ | ૨૨ | રાગો | રોગો |
| ૧૯૮ | ૨૩ | ઉતરીને પછી "તે" | ઉમેરવુ |
| ૨૦૦ | ૪ | તને | તેને |
| ૨૦૩ | ૨ | સ્વારથય | સ્વાસ્થ્ય |
| ૨૦૭ | ૧૯ | અનુસરતું તે | અનુસરતુ છે |
| ૨૦૭ | ૨૩ મી લીટિ પછી સરયુ કહે છે તે લીટિ ચાર લીટિ પછી મૂકીને વાચવાની છે. | | |
| ૨૧૩ | ૧૧ | વીધેલો | લીધેલો |
| ૨૧૬ | ૧૫ | પલાલો | પવાલો |
| ૨૨૭ | ૨ | ખુશી | ખુશીના |
| ૨૩૦ | ૮ | શેખસલ્લી | શેખચલ્લી |
| ૨૩૩ | ૧૭ | પશ્ચતાપ | પશ્ચાતાપ |
| ૨૩૪ | છેલ્લી લીટિ | પ્રયત્ય | પ્રયત્ન |

# નિર્મળા.

## પ્રકરણ ૧ લુ.

### " દુઃખીયારી મુસાફરી. "

ખતી ઉપર મુખ્યત્વે નિર્વાહ કરનારા, જુજ વ્યાપારીઓથી અને થોડાક વિદ્વાન બ્રાહ્મણોથી વસાયલા એક મૂળપુર નામના ગામડા ઉપર શ્રાવણમાસની કૃષ્ણ પક્ષની તેરસની સાંજ ઝઝુમી રહી હતી જુદમની–દામની, છાયા એમા અંધકાર વ્યાપ્ત થવાને હજુ વાર હતી આ વખતે એક સાહસીક બ્રાહ્મણ યુવક અત્યંત ચિંતાતુર મુખે એક દુઃખી મુસાફરી ખેડવાની ઉહાપોહ કરી રહ્યા હતા

રામાજી, ગાડીને જલ્દી જોડો !

" શેઠ ! ગાડી તો ખાખા વીખી થઇ ગઇ છે, જરા વ્હેલુ કહ્યું હોત તો સુથારને બોલાવી ઠીક કરાવી લેત "

" પાંચ છ ગાઉ જ જવાનું છે નીભશેને ? ઉતાવળ છે "

" ની ભ-ભ-ભભશે જરા તૈયાર થવાની ઉતાવળ રાખવા મહેરબાની કરજો "

" હું તૈયાર જ છુ–મ્હારે કંઇ તૈયાર થવાનુ હોયજ નહીં ઘણી ઉતાવળ છે, હો ! "

" અરે શેઠ, પણ કપડા તો પહેરશોને ?

" આ એક પ્હેરણ પહેર્યુ આ ખેસ નાખ્યો આ ટોપી પહેરી હવે ચાલો ઢીલ ન કરો "

દેવમંદિરોમા સંધ્યા સમયના ઘંટ વાગી રહ્યા હતા એ ઘંટના નાદની સાથે બળદાની ડોકની ઘંટડીઓના નાદ ભળ્યા અને આ યુવકના પિતાના વખતની જરી પુરાણી વ્હેલ જોસભેર રસ્તો કાપવા લાગી રામાજી, યુવકના પિતાના વખતનો વૃદ્ધ ગાડી હાંકનાર હતો એના જેવા સ્વામિભક્ત જગતમા ઝાઝા જોવામા આવતા નથી યુવક પણ એનુ માન સાચવી કામ લેતો ગાડી ગામને પાદરે આવી એટલે ગામા પટેલે યુવકને પૂછ્યું

"મનહરભાઇ ! આપ આજ્ઞા કરી એટલે મહે ગાડી જોડી પણ હવે કહો એવડુ શુ અગત્યનુ કામ છે ?"

મનહર—રામાજી, ગુરૂજી ઉપર તવાઈ છે, હમણાજ ખબર મળ્યા આપણે આજ રાત્રેજ તેમને ખબર આપી સાવધ રહેવા ગોઠવણ કરી દેવાની છે

રામાજી—કોણ ગુરૂજી, વિશ્નુપ્રસાદજી ! હા-હા-હા-હા ગાંડના એમના ઉપર તે વળી જગતમા તવાઇ હોય ? એક માણસ જે પાદડા પણ નિષ્પ્રયોજન ઉખેડતા નથી મન વચન કાયાથી હમેશાં પવિત્ર રહે છે એવા ઇશ્વરના અનન્ય ભક્તોનો તો પ્રભુ દાસ થઇને એમનુ રક્ષણ કરે છે એમના ઉપર શુ તવાઇ સાભળી છે ?

મનહર—રામાજી, હમણા હમણા ગુરૂજીએ પોતાની પ્રવૃત્તિઓ વધારી મૂકી છે એમની માન્યતા એવી છે કે-જન સમુહ ઉપર પરોપકાર કરવાથી મોક્ષ માર્ગ સુલભ થાય છે આપણા હીંદુઓના સાંસારિક સકટોથી એમનુ હૃદય સતત સતપ્ત રહે છે એ એમ માને છે-અને તે માન્યતા વાસ્તવિક છે-કે હિંદુ જાતિમા તેમા મુખ્યત્વે પ્રથમની ત્રણ બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્ય જાતિમા જે સખ્યાબધ પેટા જ્ઞાતિઓ પડી ગઇ છે તેમનુ એકીકરણ થાય તો સ્મરણ માત્રથી પાવન કરનાર પૂર્વનો સુખી સમય દૂર નથી એમા પણ બ્રાહ્મણોની પેટા જ્ઞાતિઓ જે અનેક કલહ પ્રસગોને લઇનેજ ઉપસ્થિત થઇ છે એ જો કોઇ પ્રયત્ને પુનરપિ એકત્ર થાય તો એમના અનેક અનીષ્ટ આપોઆપ શમી જશે એટલુજ નહીં પણ અન્ય જ્ઞાતિઓને ત દ્દષ્ટાતરૂપ બની સમગ્ર હીંદુ જાતિને સાસારિક સુખની ઘડી અનુભવાવશે આ ઉપરથી એમણે બ્રાહ્મણોની પેટા જ્ઞાતિઓમાના સચાલકોને ઉપદેશ આપી કેટલીક પેટા જ્ઞાતિઓમા આપસ આપસમા લગ્નોની યોજના કરી છે અને આ યોજના જો બર આવે તો જે જ્ઞાતિ પટેલો હાલની અધાધુધી અને અવ્યવસ્થિત બધારણને લીધેજ નિર્વાહ ચલાવી રહેલા છે એમનો ધધો ભાગી પડે છે એટલે દેખીતી રીત્યેજ તે વિરૂદ્ધ પડયા છે

રામાજી—વાહ, મનહરભાઇ, પણ એમા હજુ ગુરૂજી ઉપર તવાઇની વાત ન આવી—

મનહર—સાભળો તો ખરા કેટલાક ઉતાવળીયા જ્ઞાતિ પટેલો અધીરા થઇ ગયા છે અને આવતા કાલ સવારમા ગુરૂજી-ગુરૂજી—

ગમાજી—શુ ગુરુ—ગુરુજી !'

મનહર—ગુરુજીને—

આ વખતે યુવકનુ હૃદય ભરાઇ આવ્યુ તેનાથી વધારે બોલાયુ નહી ગદગદ કંઠે તે માત્ર ગુરુજીને—ગુરુજીને કરવા માંડયો થોડીક પળમા હીમત એકઠી કરી તે પાછો બોલવા માંડયો

' મારા તૈયાર કર્યા છે પૈસા અપીને-અને ગુરુજીનો જીવ જોખમમા છે ! '

ગમાજી—અરે વ્હાલા વ્હાલા શેઠ ! જીવ તો કદી જોખમ-મા નથી આવતો ! એમના દેહ ઉપર તવાઇ હશે તો પરમાત્મા એમનુ રક્ષણ કરશે-એમની ભક્તિમા એમના સામર્થ્યમા અશ્રદ્ધા ન રાખો

આ વખતે ઇશાન કોણમા જોસભેર વીજળી થવા માડી. વાદળા એક પછી એક ચઢી આવ્યા અને અવકાશમા તારાઓના પ્રકા-શને પણ અટકાવ્યો મનહર અને ગમાજીનુ પ્રયાણ પૂર્વમા હતુ અને આ દિશાથી મોટા પર્વતો જેવડા વાદળા જોસભેર જાણે ચઢાઇ કરતા જણાયા ગમાજી પટેલ હીમતવાન હતો ઇશ્વરનો પરમભક્ત હતો મનહરના પિતાનો તે સેવક છતા તેની પ્રભુભક્તિને લીધે તે મિત્ર થઇ પડયો હતો અને શેઠના ગત થયા પછી તેમના યુવાન પુત્રની સેવા બરાબર ઉઠાવતો મનહરની આજ્ઞા થઈ એટલે જમ જેવો ભય દેખાવા છતા તેણે ચોમાસાની ભયાનક રાત્રીએ ગાડી જોડી, અને જેમ જેમ અવકાશ વિશેષ થવા માડયો તેમ તેમ અંતઃકરણમા પૂરેલી અખૂટ હીમત ધીમે ધીમે કહાડતો ગયો રાત્રિની ભયાનકતાને ન ગણકારતા તેણે ગાવા માડયુ —

" જગ કે રઠસ કયા ભયો—
જયાકો રામ હે રખવારરી...જગ
દેખ દેખ પિયારે લકમે—
મકટ વિભીષણ પે પરે-
તુલસી સરાહત રામ કી-
જીસને એવધમે પગધરે...જગકે "

જેમ જેમ ગાડી આગળ ચાલી તેમ દિશા સુજતી બધ થઇ સામે આવતુ જાનવર કે મનુષ્ય અથડાય ત્યા સુધી દેખાય

નહી એવો ઘોર અ ધકાર વ્યાપ્ત થયો આગના જેટલુ આમ ભયકર કદી નહતુ બન્યુ વચમા વચમા વીજળી થાય એટલે રામાજી થોડોક માર્ગ આગળ જોઇ લે પણ વરસાદ પૂર જોસમા પડવા માડયો એટલે વીજળી ઓછી થવા માડી

એવી રીત્યે સુમારે એકાદ ગાઉ ચાલ્યુ હશે, એટલામા ગાડીનો ચીલો ગુમ થયો ! માત્ર એક પગદડી રસ્તાને આધારે વચમા વચમા પાચ દશ મીનિટે વીજળીનો ચમકારો થાય તો આગળ થોડુ ક જોઇ લઇ રામાજીએ બળદોને હાકવા માડયા આવી સ્થિતિ પણ ઝાઝો વખત ન ટકી અને દિવસે પણ રસ્તો ન સૂઝે એવી ગીચ ઝાડી વચ્ચે ગાડી આવી ઉભી

રામાજી—ભાઈ ! આમ કયા જઇશુ ?

મનહર—હાકનાર જાણે કે બનનાર, રામાજી !

આ સજોગોમા પણ ગાડીવાન સહજ હસી પડ્યો શેઠના મનની શાન્તિ અને ધૈર્ય જોઇ સતુષ્ટ થયો હવે તો જાણ બળદોજ ગાડીને ચલાવી રહ્યા હતા અને થોડેક છેટે જતા ત પણ સ્તબ્ધ ઉભા રહ્યા આગળ શુ છે તે કઈ દેખાતુ નહતુ ભયકર ઘોર અ ધકાર ! વ્યોમમા એકે તારો પણ જણાતો નહતો રામાજીએ મુશ્કેલીથી ઉત્પન્ન થતા સ્વાભાવિક ક્રોધનો ઉભરો જે બળદો હાલ સુધી ગાડી ચલાવી રહ્યા હતા તેમના ઉપર પ્રહાર કરવામા કહાડવાનુ સાહસ કર્યુ અને તમ છતા બળદો ખસ્યા નહી એટલે તેમની પીઠ ઉપર અરુચી રીત્યે તાડન ચલાવ્યુ માર ન સહન થતા બળદોએ સહજ ખસવાના પ્રયત્ન કર્યા એટલે પાચ છ ફુટ જેટલે ઉડેથી તુરતના ભારે વરસાદથી આવેલા પુરવાળા વાંધામા ગાડી ગબડી પડી ! !

## પ્રકરણ ૨ જુ.

### "દશાચક્ર ઘટમાળ"

પાણીનો સુસવાટ સભળાતો નહતો, પણ વાધુ શાતિથી વહ્યા જતુ હતુ એ જોતાં એવા પુર ભયકર પરિણામે નીપજાવે એ વિચારથી રામાજી શેઠની સલામતીને માટે આજેજ જીદગીમા ભયભીત થઇ કપ્યો । ગાડી પડી તેવોજ તેણે બળદોને મૂકી દઈ

મનહરને પકડી લીધા કારણકે ગાડાના પડતા સાથ ત્રણ ચાર કકડા થઈ ગયા હતા પાણી ત્રણ સાડાત્રણ ફુટ ઉંડુ હતુ પણ જોરથી વહેતુ હતુ ને ખાડુ તાણ કરતુ હતુ ભાગેલી ગાડી તો ડુબી ગઈ હતી, બળદની ડોક સુધી પાણી હતુ મનહર સ્વસ્થ થઇ, પાણી નીચેની, પગ નીચેથી સરી જતી, રેતીમા ઉભો રહ્યો, રામાજીને બળદન છોડવા કહ્યુ બળદ ગાડીથી છુટા થતા બન્નેએ એકેકા બળદનુ પૃછડુ પકડી રાખ્યુ

' રામાજી ! હવે ઉપર ચઢી જઇશુ પાછા ? '

રામાજી—ના શેઠ, ગભરાવાનુ કામ નથી આ વાઘુ મોટુ નથી આ અકસ્માતે બીજુ કઇ ન કર્યું પણ સહજ દિશા સુઝાડી છે મહારાજ વિશ્નુપ્રસાદજીના આશ્રમથી તો આપણ દૂર આવી પડયા છીએ પરતુ તેમના એક શિષ્યનુ ઉદ્યાન અને પર્ણકુટી અહીથી નજીકજ હોવી જોઇએ તમે ધીમે ધીમે બળદનુ પૂછડુ પકડી માત્ર પચાશેક કદમ આ પાણીમા ચાલી શકશો ? વિશ્નુપ્રસાદ મહારાજના પરમ ભક્ત પાતંજલીનો આશ્રમ અહીંથી નજીકજ હોવો જોઇએ બળદનુ પૂછડુ પ્રવાહની તાણને લીધે મૂકી દેવાય તો મ્હારી પાછળ પાછળ આવો પાણી વધારે નથી અને આ વરસાદથી વધી પડયુ હશે તો ચાર છ ફુટમા વહ્યુ હશે તરતા તો તમને આવડે છે પાણીમા જરા સાવધ રહી ચાલો બહાર નીકળી બીજી વાત કરીશુ

મનહર—ખરાબર પચાસ ડગલા થયા ને કીનારો આવ્યો ! આ વાઘાની પ્હોળાઇનુ માપ તમે કયારે લીધેલુ ? આ સ્વચ્છ રેતીમા હવે જરા બેસવા દો

રામાજી—અહીં તો મહારાજ વિશ્નુપ્રસાદ, તેમના કેટલાક શિષ્યો સાથે ઘણી વખત સ્નાન કરવા આવેલા છે, અને હુ પણ બાપાજી સાથે ગાડી લઇને અવાતો છેલ્લા, અહીં બેએક વર્ષ ઉપર આવ્યા હઇશુ વિશ્નુપ્રસાદ મહારાજનુ લક્ષ બધા બ્રાહ્મણોને એક કરવા તરફ જરા વધારે છે અને તેમ કરતા બ્રાહ્મણોની જૂદી જૂદી નાતના આગેવાનોની આજીવીકાને બાધ આવે છે એટલે તે વિરૂદ્ધ પડયા છે એ વાત હુ સારી પેઠે જાણુ છુ પાતજલી અને આપની નાત જૂદી છે-જો કે બેઉ બ્રાહ્મણ તો ખરા, પરતુ પાતજલીને તે વખતે એક પુત્રી હતી તેની બાબતમા ગુરૂજીએ બાપાજી આગળ વાત કરેલી

મનહર—અને હું તે જાણતો નથી એ શું ?

રામાજી—આપનીજ બાબતમાં એ વાત હતી, એટલે આપણું બંધારણ જોતાં આપ તે કદાચ જાણવા ન પામો બાપાજીએ તો જાણે સંમતિ આપી આપવી પડી-ગુરૂજીના ઓજસને લીધે કશું જ ન બોલી શક્યા પરંતુ તેમની સંમતિમાં કંઇક આનાકાનીનો ભાગ જોઈ ગુરૂજી ચેતી ગયા, અને તેનો ખુલાસો કરવા કહ્યું એટલે બાપાજીએ સ્પષ્ટ કહી દીધું કે-છોકરાએ પાઠશાલામાં એક બ્રાહ્મણ બાલિકાને સંસ્કૃત શ્લોકો શુદ્ધ ઉચ્ચારપૂર્વક બોલતાં સાંભળી, તેના પ્રત્યે કંઇક લાગણીવાળી વાત તેના મિત્રો આગળ કહી છે એટલે ગુરૂજીએ કહ્યું કે તેમ હોય તો તેને હાલ ન છેડશો એ બાબતમાં વિશેષ ખાતરી કરીને આગળ વાત ચલાવવી

મનહર—પછી ?

રામાજી—પછી શું ? એ વાત એટલેથી રહી બાપાજી ગત થયા પાતંજલી પણ ગુજરી ગયા અને આ ઠાવો માલો એમનો આશ્રમ રહ્યો પણ એ બાપાજીએ વાત સાંભળેલી તે ખરીને ?

મનહર—બાપાજીએ પાઠશાલાની બાલાઓને પારિતોષ માટે બોલાવેલી તે વખતે કેટલીક મુખપાઠો જીંહાએ કરેલા તેમાં એક ભદ્રબાલા નામની બાલાએ સંસ્કૃતમાં શકુન્તલાની સખીનો ભાગ ભજવી બતાવ્યો હતો એ દશ્ય મને આ દેહે તો નહીં ભૂલાય, પરંતુ જીવ સાથે ચિરકાળ રહેશે કદાચ અમે પૂર્વજન્મે પણ સંબંધી હોઇશું કે કેમ ? એવો મને સ્વાભાવિક ખ્યાલ થઇ આવ્યો હતો મર્ત્યુલોકપર મનુષ્યોને અપાયલા દેહમાં મુખાકૃતિ પૂર્વજન્મનો સંબંધ સુચવનાર ચિન્હ જાણે હોવું જોઇએ એવી કંઇક વાત મ્હેં મિત્રો આગળ કરેલી ખરી અને તેથી તે વાત બાપાજી પાસે ગઇ હોવી જોઇએ ભદ્રબાલાની મુખાકૃતિ તે પછી હું જોવા પામ્યો નથી પિતાને ખેદ થાય તે એક મ્હોટું પાપ મ્હને લાગ્યું એટલે એ વાત હું ભૂલવા પ્રયત્ન કરૂં છું પણ, અહો ! જાણે વિધાતાની યોજનાએ આણી મૂકેલા પૂર્વ જન્મના સ્મરણોની ગતીને થોભાવવા મનને કેટલા સામર્થ્યની જરૂર પડે છે ?

આ વખતે બંને બેઠા હતા તેની પાછળનીજ ઝાડીમાં કંઇક વનપલ્લવની ડાળીઓ હાલવાનો અવાજ સંભળાયો ! વરસાદ બંધ પડયો હતો, અને તારાનો ઝાંખો પ્રકાશ થવા લાગ્યો હતો

એ તરફ લક્ષ આપતા ગુપચુપ બે આકૃતિઓ એક બીજાના કાનમાં વાત કરતી હોય એમ લાગ્યુ. અધકારને અને ભયને ન ગણકારતા મનહર તે તરફ ગયો, એ નજીક ગયો તેવુજ જોઇ શક્યો કે બેઉ સ્ત્રીઓ જેવી હતી અને એકના હાથમાથી પીતળનુ કમડલુ અને પવાલુ જમીન ઉપર નીચે પડયા, એના અવાજથીજ જાણે આ બેઉ આ સ્થળે આ સમયે હોવાને માટે અપરાધ કરતી હોય એથી એમના કઠમાથી અથાજે એકદમ બહાર નીકળવા જાણે આનાકાની કરવા માડી છતા વધારે હીંમત વાળીએ ભય-સન્માન-કુતુહલ મીશ્રિત મૃદુ વચન કહાડયા.-

"અમારા અહીં આ વખતે હોવાને લીધે આપનો કંઈ અપરાધ—'

મનહર-અહો! એમા અપરાધ તો શી રીત્યે હોઇ શકે? ભુલા પડેલા અમે બેઉ મુસાફરો કોઇ મનુષ્ય મળે એનીજ વાટ જોતા હતા પણ આવા જગલમા આપ બેઉ બાળાઓ છો એ જોઇ સ્વાભાવિક આશ્ચર્ય થાય છે, આપની અમે કંઈ સેવા કરી શકીએ તેમ છે?

૧ લી સ્ત્રી—બહુ કરી શકો તેમ છે આ આશ્રમના અધિષ્ટાતા મહારાજ પાતજલીની કુમારિકા ભદ્રબાલાની અમે બેઉ સેવિકાઓ છીએ આજે શ્રાવણ માસની શીવરાત્રિ હોવાથી તે આ ઉદ્યાન વચ્ચે આવેલા ન્હાના શિવાલયમા શકરની આરાધના કરી રહેલા છે તમો બેઉ વચ્ચેની વાતચીત, આ બળદોની ડોકે બાધેલા ઘટનો અવાજ વગેરે કોલાહલ એમને કાને પ્હોચતાજ, કોઇ મનુષ્ય આ વરસાદના લીધે કદાચ મુશીબતમા હોય તો તે જોવા અમને તેમણે અહીં મોકલ્યા કોઈ મનુષ્ય ભયમા હોવાનુ અનુમાન એથી બાધ્યુ કે આ સ્થળે આ આશ્રમનાં મનુષ્યો સિવાય બીજાનો ઉતાર જવલ્લેજ હોય છે

મનહર—અમારા ઉપર એ તપસ્વિની અનહદ કૃપા થઇ પરતુ ભદ્રબાલા હજુ આ આશ્રમમાજ છે?

૧ લી સ્ત્રી—એ કુમારિકા હાલ બીજે કયા જઇ શકે તેમ છે?

બીજી સ્ત્રી—એ માનસિક રીત્યે વિવાહિતા થવા સબધની હકીકત આપનાથીજ સાંભળી લેવાનો હોય તો અમે હમણાંજ કહીં! આપને ક્ષોભ પામવાનુ પ્રયોજન નથી પરંતુ સુકુમાર

જન્મમા આ બ્રહ્મચારિણીએ એવુ અસીધારા સમુ ઉગ્ર કૌમાર્યવ્રત ધારણુ કર્યુ છે કે તેથી આ જમાનામા તે વાત સાભળનાર આશ્ચર્યચકિત થાય છે નથી એમને ખાનપાનનુ ભાન કે નથી એમને હમેશના પરિચિત પુસ્તકો ઉપર લક્ષ ! તેમના હમેશના સોબતી વિષયો કાવ્ય અને સગીત તમને પણ જાણે વિસારી મૂકયા છે વિધાન કરતા હોય તેવી રીતે વિભક્ત અત કરણથી ઈશ્વર સ્તુતિ કરે છે.

મનહર—પણ આ બધાનુ કારણુ ?

૧ લી સ્ત્રી—જે બધુ જાણવા છતા પૂછે તેને કારણુ કહેવામા પણ પાપ છે આપ નથી જાણુતા કે બ્રાહ્મણોની પેટા જ્ઞાતિઓને એક કરી પરિણામે સમગ્ર બ્રાહ્મણ જ્ઞાતિને એકત્ર કરવાના સ્તુતિ પાત્ર પ્રયત્નો તરફ મહારાજ પાતજલી જીવન ગાળી રહ્યા હતા ? આપના લક્ષમા નથી કે આપના પિતા અને તેમના ( પાતજલી ) વચ્ચે ઉત્સાહપૂર્વક સદેશા ચાલી રહ્યા હતા કે ભદ્રશીલાનુ લગ્ન આપની સાથે કરવુ અને એ રીતે જ્ઞાતિમા પેટા જ્ઞાતિઓને સમેટી લેવાના, હવે તો બનતા અનેક દ્દષ્ટાતોમા, એકનો ઉમેરો કરવો ? હમણુા જ આ ગમારજીને આપે આપની સ્નેહ વ્યથાની કથા કહી બતાવી તે સાભળનાર આપના ધારવા પ્રમાણે જો કે એમના જ કાન હતા પરતુ વાસ્તવીક રીતે એ અન્યોક્તિ પ્રભુએ અમારે સાભળવા યોજી હતી એમ આપ નહી કહી શકશો ? સુમતિ ! ચાલ હવે, જીવનભરમા શાન્ત્વનનો ઉત્તમ કથા ભદ્રશીલાને કહેવાનો આ અવસર આવ્યો છે

ધીમતી—અને આપ બેઉ અમારી પાછળ પાછળ આવો, આ બળદોની રાસ હુ લઇ લઉ છુ આગળથી બસે કદમ ન્હાનુ શિવાલય છે તેમા ભદ્રશીલા શ્રી શકર પૂજનમા છે, તે ધ્યાનમા હોય તો હાલ આવજો તેમા સ્ખલન ન કરીએ તેમા સાવધ રહેવાનુ છે

સુમતી અને ધીમતી બળદો લઇ આગળ ચાલી પરતત્ર હોય, તેમ મનહર પાછળ ચાલ્યો ગમારજી વાર્તા વિષય સમજી જવાથી સહજ છેટે બેસી વિશ્રાન્તિ લેતો હતો તે ઉઠી પાછળ ચાલ્યો એવામા શિવાલયમાથી સગીતનો કર્ણપ્રિય ધ્વની કાને આવ્યો એટલે જાદુ કરાયલા મનુષ્યની પેઠે-શ્રી કૃષ્ણની મુરલી પાછળ વૃજ ગોપીનો પેઠે-સગીત રજ્જુઓથી આકર્ષાતો મનહર

એ બાજુ ચાલ્યો. શિવાલય દસેક ફુટ ઉંચા ઓટલા ઉપર ઘણુ નહાનુ હતું પરન્તુ સુન્દર હતું. તેમાંથી શંકર સ્તુતીનુ સુંદર ગાન શાંતિના શાંત વાતાવરણને અતી પવિત્ર બનાવી રહ્યુ હતુ અંદરના દીપકનો પ્રકાશ આરસના પત્થરની ભીંતોની ધવળતા સાથે ભળી જઈ શ્રી શંકરના હાસ્યનુ જાણે અનુકરણ કરતો હતો. શિવાલયમાં શંકર સ્તુતિ કરી રહેલી બ્રહ્મચારિણીની તલ્લીનતામાં ભંગ ન પાડવા સુચના કરવા જેવુ ન હતુ, કારણ કે અંદરની અનેક જ્યોતિ કરતા વિશેષ પ્રબળ તેણીનુ ઓજસ તે કાર્ય કરી રહ્યુ હતુ. સાતેક પગથીઆ ચઢીને દર્શન કરવાના હતાં તથાપિ સંગીતથીજ મુગ્ધ બનેલો મનહર નીચેજ કર સંપુટ પર મસ્તક મૂકી એક ચિત્ત ઉભો રહ્યો અને મનને મહેશ્વરની સ્તુતિ તરફ, નદીના નૈસર્ગિક વહનને નહેરમાં વાળે તેમ વાળવા લાગ્યો.—

—સંગીત ચાલ્યું—

"તારી ગતી અપાર હર હર ઓંકાર,
સરજનહાર, નીરંજન નીરાકાર તારી—
સપ્તદ્વીપ સરતસાગર, અષ્ટકુલ પર્વત પુરાણ,
મેરૂ સેરો સાતદ્વાર સરજનહાર..
હર હર ઓંકાર તારી—
જલ થલ ગિરતાર, રવી ગગન ધાર,
અધમ ઉદ્ધાર, તારનહાર, ઇહસંસાર ..
હર હર ઓંકાર તારી—
તાનસેન પ્રિયા ઘટ ઘટમેં દીપે ગ્યાન ધ્યાન,
અગમ નિગમ સકલ અપરમપાર
હર હર ઓંકાર તારી—"

સંગીત બંધ થતાં ભક્તબાલા ધ્યાનમાં રોકાઇ. સુમતી અને ધીમતીએ પ્રથમ તો બળદોને બાંધ્યા અને તેમના આગળ બાજરીના સકસણા પૂળા નાખ્યા, અને ફળાહારની યોજના કરવામાં રોકાઇ—રમાજીએ બળદોનો બોજો સાંકડી ગયો સમજી એક ઓટલા ઉપર ગોદડી નાખેલી હતી ત્યાં નિર્ભય રીત્યે ચોંટી ગયો અને જોત જોતામાં નસકોરા બોલાવવા લાગ્યો. મનહર ત્યાંથી ખસી શક્યો નહી તેમ ઉપર પણ ચઢી શક્યો નહી. ત્રિશંકુની પેઠે વચમાં સ્તબ્ધ રહ્યો. દસેક મીનીટ આવી શાંતિ પસરી રહી

પછી બળદો લડયા, તથી તેમના ડોકમાની ઘટડીઓએ ઘડીયાળના "અલ્લારામ" (alarm) નું કામ કર્યું અને ભદ્રબાલાની શાંતિમાં ભંગ પડયો, "કોણ હતું, આવે વખતે? સુમતી! ધીમતી!"

બેઉ દોડી આવી—'અમા. શું કામ પડયું?'

ભદ્રબાલા—ગંગામાં શાનો કોલાહલ હતો?

સુમતી—એવો કોલાહલ શાંત થયો બળદોને ઘાસ નાખ્યું છે. ગાડીવાન ગમાજી તો થાકને લીધે ઉંઘીજ ગયા

અને—અને—અને—

ભદ્રબાલા—શું "અને"—"અને"—કરે છે? ગાડીવાન ગમાજી કયાના, ભૃગુપુરાના? તે અહીં કયાથી? કોને લઇને આવ્યા હતા? પછી શું થયું? તું કાંને મળી? મ્હને કેમ કંઇ વૃતાન્ત નથી આપતી? અલી, કેમ મ્હને કશું કહેતી નથી?

સુમતી—આટલા બધા પ્રશ્નોના મહજમાં જવાબ શી રીત્યે અપાય? આપ આરતી કરી લઇ પુજન પૂર્ણ કરી લ્યા, એટલે આ ઉભા એ યુવક પોતે જ પોતાનો અ વાગી ગત્ર ખેડેલી દુખીયારી મસાફરીની કથા કરશે મહાભાવ! કેમ બોલતા નથી? સ્તબ્ધ કેમ ઉભા રહ્યા છો?

મનહર—આ તપસ્વિનીને આ ખા મુસાફર માટે કલેશ થયો અને પરિશ્રમ વેઠવો પડયો તેથી તે માટે તે ક્ષમા માગી અનેક પ્રણામ કરે છે

સુમતિ—અલી! ત્રીજા પુરૂષમાં કેમ કહ્યું હશે?

ધીમતી—(સુમતિના કાનમાં) સાંભળને! અહીં વ્યાકરણને શું કરવું છે? (પ્રકટ) આગતીને માટે આ કપુર લાવી છું

ભદ્રબાલા—આરતી તો માનસિક કરી લીધી હવે આતિથ્ય માટે તમે શું કર્યું છે તે જોવા દો ચાલો,

સુમતિ—એવી સંક્ષિપ્ત માનસિક વીધિઓ યોજનાર રૂષિ મુનીઓનું કલ્યાણ થજો! (યુવકને) પધારો, આ બાજુ.

મનહર—દેવીનો જય થાઓ!

સુમતિ—આતો મહાદેવનું શિવાલય છે

ભદ્રબાલા—[સુમતિના કાનમાં] અલી, આમ અણઘડ કયાં સુધી રહીશ?

સુમતિ—(કાનમા) ઘડાઇ નથી ત્યા સુધી-

રામાજી ગાડીવાળો જે ઓટલા ઉપર સુઇ ગયા હતા તે મકાનની ઓસરીમા ભદ્રબાલાએ યુવકને એક દર્ભનુ આસન આપ્યુ પાસ જળનુ કમડલુ મકયુ અને કુધાનના તાજા કળો લાવી મૂકયા, અને લજ્જા-વિવેક-કુતુહલ મીશ્રિત મૃદુ વચને કહેવા માડયુ —

" આપનુ સ્વાગત કરવાનુ મ્હારા સદ્ગત પિતાના પ્રારબ્ધમા નહી યોજાયલુ તે આજે હુ કરૂ છુ આપની ચરણ રજથી અમારો આશ્રમ આજે પાવન થયો છે અહીં આપનુ પોતાનુ ઘર સમજી આપ યથેચ્છ ભોજન કરો વરસાદને લીધે જે કઇ મુશીબત નડી તે અમને પ્રથમથી ખબર મળ્યા હત તો દૂર કરવા પ્રયત્ન કરત "

મનહર—આ તપોવનમા આપના દર્શન માટેજ જાણે મ્હારૂ પુણ્ય મ્હને અહીં ઘસડી લાવ્યુ

ભદ્રબાલા—નહી તો આપનુ પ્રયાણ કઇ દિશાને પાવન કરવાનુ હતુ ?

મનહર—જ્યાતિ પુરમા મહારાજ શ્રી વિશ્નુપ્રશાદજી પાસે જવાનુ છે

ભદ્રબાલા—અહો ! જવાલાપ્રસાદજી અને બીજુ કેટલુક ભક્તમડળ પણ આજે ત્યાજ ગયુ છે વિશ્નુપ્રસાદજી જેવા ઇશ્વરના અનન્ય ભક્તને, શાસ્ત્રથી વીરૂદ્ધના સાસારિક બધનોથી મનુષ્યોને દુખી થતા અટકાવવાના પુણ્ય કાર્યમા, વિઘ્નો નાખનાર હઠે પકડુ દુરાગ્રહીઓએ દુખી કરવામા બાકી રાખ્યુ નથી આમ છતા અડગ ધૈર્ય તે તેમનુજ આપને વિદિત હશેજ કે મ્હારા પુજ્ય પિતા એમના ઉપદેશામૃતથી પેટા જ્ઞાતિઓને એકત્ર કરવાના બનતા દષ્ટાતોમા એક ઉમેરવા તત્પર થયા હતા

મનહર—હા પણ મ્હારાથી બની શકે તો આજ રાત્રિમાજ તેમની પાસે જવુ જોઇએ

ભદ્રબાલા—ભૃગુપુરાથી જ્યાતિપુરનો જે સરલ રસ્તો છે તે દૂર રહ્યો-વચમા મ્હારૂ પ્રારબ્ધ આપને અહી લાવ્યુ-અને અહીથી જતા બે વાઘા જબરજસ્ત આવે છે જે આ વરસાદથી ભરાયા હશે પ્રાત કાળ સિવાય, અને અહીથી જે રસ્તે આવ્યા તેજ રસ્તે પાછા ફર્યા સિવાય બીજો રસ્તો નથી

મનહર—મ્હને અહીંથી પાછા, અમ આવ્યા તજ રસ્ત લઈ જઇ શકે એવા કોઇ પરિજનો આપની પાસે નથી ?

ભદ્રબાલા—આ ઉદ્યાનની ઉગમણી બાજુને મોખરે કપાસ પકવનારા ચાર પાંચ ખેડુતોની પર્ણકુટીઓ છે અને તેથી થોડેક છેટે "કપાસથી કાપડ" નામના એક કારખાનાના વીશેક માણસો–સ્ત્રી પુરૂષોને છોકરા–છે પરંતુ તે દિવસભરના અથાગ પરિશ્રમને પરિણામે શ્રમિત થવાથી ભરનિદ્રામા હશે.

મનહર—મ્હને સ્પષ્ટ શબ્દોમા કહેવાદો કે ગુરૂજીને સવારમા આઠેક વાગતા પહેલા કંઇક દગો ફિસાદ કરી તેના અંગે મારી નાખવા માટે કેટલાક મારાઓ રોકવાનો પ્રપંચ રચાઇ ચૂક્યો છે

ભદ્રબાલા—મ્હને તો મ્હારા પુજ્ય પિતાશ્રીએ સદ્ગુરુ વિશ્નુપ્રસાદજીના દૈવી સામર્થ્યમા અગાધ શ્રદ્ધા ઉત્પન્ન કરેલી છે આપ નિશ્ચિંત અહીં આ રાત્રિ વ્યતિત કરવાની અગવડ વેઠી લો પાંચેક વાગતા પહેલા દમેક માણસ સાથે આપને વિદાય કરવા મ્હારા અંતઃકરણને હું તત્પર કરીશ

મનહર— તમે તમારા સંપૂર્ણ આત્મબળપૂર્વક વિચાર–મનન કરી મ્હને કહો કે, હું સ્હવારમા ગુરૂજીના દર્શન કરી શકીશ ?

ભદ્રબાલા—એક ઘડી પછી અહીં ભૂકંપ થવાનો હોય તો તે ચામડાના કોથળામા રહેલો–કેદ પુરાયલો આત્મા, કંઇ જાણી શકે છે ?

મનહર—છતા ધર્મ રાજાએ એક પૂછવા જનારને કહ્યું હતું કે—'આવતે કાલ આવે'—તે ઉપરથી તે નગારૂ વગાડવા બેસી ગયો હતો, અને તે એવી સમજથી કે–ઘડી પલકની ખબર નથી પરંતુ ૨૪ કલાક તો હું જીવવાનો છું કારણ કે તેમ ન હોય તો ધર્મરાજા આવતે કાલ આવવાનું ન કહે

ભદ્રબાલા—આપ તો દેવલોકની વાત કરો છો છતા આપની સંપૂર્ણ ગુરૂભક્તિથી ઉત્પન્ન થતી આશામા સમાયલી શક્તિ મ્હને ઉચ્ચાર કરવા પ્રેરણા કરી રહી છે કે હજુ ગુરૂજીને આપ ચિરકાળ જોશો તેમની પાસે જવાણપ્રસાદજી, ચાર છ બીજા શિષ્યોને લઇને આજેજ ગયાનું નાભળ્યું છે માટે આપ સ્વસ્થ થઇ સહજ વિશ્રાન્તિ લઇ આ આશ્રમને અ ાક પાવન

કરો. મ્હારી કર્મકથા દુઃખ કથા સાંભળો. દુઃખીઓનું દુઃખ સાંભળવામાં બહુ પુણ્ય સમાયલું છે. હમણાં ઘડી યંત્રમાં એક વાગશે. ચાર વાગ્યા પછી તો આપને પ્રયાણ કરવાનું રહ્યું. મારી દુઃખ કથા લાંબી થાય તો ક્ષમા કરશો. હું આપને એ વાત કરતી હતી કે-વિષ્ણુપ્રસાદ મહારાજના ઉપદેશામૃતથી મ્હારા સદ્‌ગત પિતા આપણી પેટા જ્ઞાતિઓને એકત્ર કરવા બહુ પરિશ્રમ કરી રહ્યા હતા અને મ્હને તેમાં દષ્ટાંત રૂપ-

મનહર—તપસ્વિની! ભદ્રબાલા! આપ બોલવાનો વ્યર્થ પરિશ્રમ શા માટે લો છો? નૈસર્ગિક લાગણીઓ જાણવાનો હૃદયે અધિકાર પ્રાપ્ત કર્યો હોય ત્યાં ક્ષુદ્ર જીવ્હા શું વિશેષતા બતાવી શકશે? પૂર્વે એકજ બ્રાહ્મણ જ્ઞાતિમાંથી કાળે કરીને અનેક પ્રકારના કલહ પ્રસંગોએ તે જ્ઞાતિને છિન્નભિન્ન કરી નાખવી—તેના પરિણામે તેવી જાદી પડેલી પેટા જ્ઞાતિઓના મનુષ્યોનું સંસારના અનેક કલેશોમાં જીવન વ્યતિત કરવું—એ કલેશોના પરિપાકના પરિણામે પૂર્વના શાસ્ત્રકારોએ પુનરપિ તે જ્ઞાતિને એકત્ર કરવાના કાર્યમાં મહત્ પરોપકાર છે એમ સમજી મૃત્યુલોક ઉપર "આધુનિક આગેવાનો" તરીકે અવતરવું—સમગ્ર બ્રાહ્મણ, સમગ્ર ક્ષત્રીઓ, સમગ્ર વણીકોમાં કલેશ વડે ઉત્પન્ન થયેલી પેટા જ્ઞાતિઓના એકીકરણને માટે તેથી જાગૃતિ ઉત્પન્ન થવી—આધુનિક અધમ સ્થિતિ ઉપર ત્યાગ વૃત્તિનું ઉત્પન્ન થવું-મ્હારા પુજ્ય પિતા અને મહાશય પાતંજલિની વૃત્તિઓને ભગવાન વિષ્ણુપ્રસાદજીના સદુપદેશથી પોષણ મળવું—એમાં આપણ ઉભય પક્ષકારોની પણ ઉલ્લાસપૂર્વક સહાનુભૂતિ હોવી—વળી મ્હારા પિતાશ્રીએ સંસ્કૃત જાણનારી બાલીકાઓને પારિતોષક માટે એકત્ર કરવું—તેમાં આપનું ઉત્તીર્ણ થવું અને પરિણામે મ્હારું આશ્ચર્ય ચકિત થવું-તેજ સમયથી નૈસર્ગિક સ્નેહાંકુરોની સ્ફુર્ણા થવી-આપની એક સહચરી, જે હમણાં અમને 'ગંગા' ઉપર જાણે સત્કાર માટે જ સામે આવેલી હતી અને તેમાંની એક જે અહીં નિદ્રામાં પડેલ છે તે સુમતીનું આવવું—આપની સ્નેહવ્યથાનું વર્ણન કરવું—આ બધા સંજોગો આપણા ભવિષ્યના સંબંધનું અનેક જીભે વર્ણન નથી કરતા કે આપને નાહક—

ભદ્રબાલા—અરે! મ્હેં તો એવી કોઈ સહચરીને આપની પાસે મોકલવાનો અવિનય કર્યો સાંભરતો નથી

મનહર—એ સહચરીએ કરેલ વર્ણનનો અક્ષરસઃ મેં સ્વીકાર કર્યો હતો એટલે એમાં અવિનય તો ગણશો નહીં પરંતુ 'દાંપત્ય સ્નેહ જગતમાં મૂર્તિમાન થાય તો તેનું નિવાસસ્થાન કરવા આપ ઉભયનાં વિશુદ્ધ અંતઃકરણોજ પસંદ કરે' એ વગેરેની માંડીને આપની એ વાચાળ સખીએ મને વિસ્તારથી આપનું વૃત્તાંત આપ્યું હતું અને તે રસપૂર્વક મેં સાંભળ્યું હતું. કદાચ અણઘટતું વિશેષણ આપવા માટે ક્ષમા કરશો પણ—મ્હને સહજ લાગ્યું હતું તો ખરૂં કે—શ્રીમતોના અંતઃપુરોમાં પ્રેમકલહ પ્રસંગે સમાધાન માટે યોજાયેલી હોય એવી આ લંબજીવ્હાને ભદ્રબાલાએ ઠીક મોકલી છે—

'લંબજીવ્હા' નામનો ઉચ્ચાર થતાં પાસેના એક વ્યાઘ્રાસન ઉપર નિદ્રામાં હોય એવી રીત્યે સુઈ ગયેલી 'સુમતિ'—હસતી હસતી ઉભી થઇ. એની પાસેજ સુઈ ગયેલી ધીમતી નિદ્રામાં લાગતી હતી.

ભદ્રબાલા—અલી સુમતી! તું અહીંથી ઘડીભર ખસી નથી તો ભૃગુપુરા શી રીત્યે પહોંચી? અને આ શો અપરાધ કર્યો?

સુમતિ—ક્ષમા કરો! કેટલાક માસ ઉપર મહારાજ વિષ્ણુપ્રસાદે આપણો આશ્રમ પાવન કર્યો હતો, તે વખતે કથા થઇ હતી તે પછી મહાપ્રસાદ આપવા નિમિત્તે હું ભૃગુપુર પહોંચી ગઇ હતી, અને કોઇ પ્રકારની અતીશયોક્તિ વગર જે બન્યું તેજ કહ્યું હતું.

ભદ્રબાલા—ત્યારે આજથી ત્હારૂં નામ 'લંબજીવ્હા' રાખીશું.

મનહર—મ્હારૂં કહેવું એમ છે કે—આ બધાં રસરંગ જતાં, સર્વશાસ્ત્રની મર્યાદાને જાણનાર એવાં એક પરમ પવિત્ર તપસ્વીની–બ્રહ્મચારિણી સમક્ષ, પ્રથમના વૃત્તાન્તોની પુનરૂક્તિ કરવાનું અસ્થાને છે. મ્હારા જેટલુંજ આપના વિશુદ્ધ અંતઃકરણને તે સુવિદિત હોવું જોઇએ. મ્હારા અને આપના પરમ પવિત્ર પિતાના આત્મા હાલ આ સ્થલે આપણી સાથેજ હોવા જોઈએ અને એમની આજ્ઞા આપણ શિર્ષાવંદ્ય હોવાના. આ વાર્તાલાપથી તે બન્ને પરમ મુદિત થતા હશે. એટલે શાસ્ત્રની મર્યાદા સાચવવા યોજાયલી સપ્તપદી ક્રિયા બાદ કરતાં, લગ્નવિધીમાં કંઇ ન્યુનતા હવે સમજવાની નથી અને હૃદયમાં ક્લેશને સ્થાન આપવા આવશ્યકતા નથી.

ધીમતી—ઉ ઉદ્યમાથી જાણે કઠીન ! ગનવાવીનુ બધુ સાહિત્ય તૈયાર રાખ્યુ છે, લાવુ ?

ભદ્રબાલા—અરે, અધીરી ! તુ પણ શુ જાગે છે ?

મનહર—આપના હીતને માટે એમની આકાક્ષા માન એમની સેવા બુદ્ધિ સુચવી રહી છે—

ભદ્રબાલા—એ સેવા બુદ્ધિથી ઉત્પન્ન થતી લાગણીઓ કેવળ અમિશ્રિત નથી યુવાવસ્થાના પ્રભાતમા એક પ્રકારના નૈસર્ગિક કુતુહલો ઉત્પન્ન થાય છે જુઓને ! આપના ગાડીવાન પટેલ ભલા ગમાજીને આમાનુ કાઇ નથી

ગમાજી—મ્હને કોણે બોલાવ્યો ! ભાઇ, ગાડી જોડુ ? !

મનહર—ગમાજી, ગાડી તો ભાગી ગઈ છે ને ?

ગમાજી—હા, હા, સાભર્યુ ત્યારે કમ કરશુ ?

મનહર—હજુ કલાકેક વાર છે તમ ઉંઘી લો,

ગમાજી—શેઠ ! એમ મુસાફરીમા તે ઉંઘ આવે ?

મનહર—તમજ કહેતા હતાને કે મૃત્યુ લોક ઉપરની મુસાફરીમા મનખ્યા ફર્યા કરે છે

ગમાજી—હા તે તેમાએ ન ઉંઘવુ જોઇએ અને આવી ટુક મુસાફરીમાએ ન ઉંઘાય કેટલા વાગ્યા હશે ?

આ વખતે જાણે પ્રત્યુત્તર આપતા ઘડીયાળમા બ વાગ્યા સુમતિ અને ધીમતી ટપોટપ ઉંઘી, અને કઈક કાર્યમા રોકાઇ સ્ફટિકના પાષાણની પ્રતિમા હોય તેવી રીત્યે નિશ્ચલ, ભદ્રબાલા તો બેઠીજ રહી હતી તેમના વાર્તાલાપમા ગમાજી શામેલ થયો તે પછી પ્રાત કાળની શકરની પૂજાની તૈયારીને માટે ભદ્રબાલા ઘડીભર ઉઠી એટલે ગમાજીએ-"વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે" "રાત રહે જાહરે, પાછલી ખટઘડી, સાધુ પુરૂષને સુઇ ન રહેવુ" વગેરે નૃસિહ મેતાના ઘણાખરા પ્રભાતીયા ગાઇ વાતાવરણને પવિત્ર કોલાહલમય બનાવી મૂકયુ

ચાર વાગ્યા એ વખતે ધીમતી બે સુદર અશ્વો લઇને આવી વરસાદ રહી ગયો હતો ભજનના પરિશ્રમથી ગમાજી પાછા લોટી ગયા હતા શાત રાત્રિમા વ્યાજખોરાના વ્યાજનુ અનુકરણ કરતી સતત ચાલતી તમરાની ફીકીયારી માત્ર સભળાતી હતી અનિમિષ નત્ર, મનહરના સામે જોઇ રહેલી, નેત્રદ્વારા હૃદયમા પુન પુન મનહરની પ્રતિમાને સ્થાપિત કરતી, ભદ્રબાલા બેઠી

હતી એવામાં દીપકના પ્રકાશની મર્યાદા ઉપર [illegible]
રવ સંભળાયો

કોણ ? ' ભદ્રબાલાએ પૂછ્યું

" લખ જીવ્હા ! ! " બોલતી સુમતિ એ પુષ્પના મ્હોટા [illegible]
સાથે આવી

" બોલાયલા શબ્દો પાછા ખેંચી લેવાનું યત્ન તો મનુષ્યની
બુદ્ધી નહીજ શોધી શકે " મનહરે કહ્યું

ધીમતી—ક્રિયમાણ જેમ સંચિતને ભસ્મીભુત કરે છે તેમ
બોલાયા પછીના નિર્મળ વચનો પ્રથમના શબ્દોની કટુતાને ભસ્મ
કરે છે પરંતુ આ ' લખજીવ્હા ' એ સુશબ્દ તો આપના પવિત્ર
મુખમાંથી નીકળતી એની હમેશની પ્રસાદિ છે મ્હારે માટે તેવા
કંઈ શબ્દ યોજાયો હત તો હું બહુ આનંદ માનત

ભદ્રબાલા નિઃશબ્દ ઉઠી તેના દેહમાં તે વખતે અંતઃકરણ
હોવાની પણ એને ખાતરી ન હતી મનહર પણ પાષાણપ્રતિમા
સમોજ ઉભો થયા. બેઉની જીવ્હા હ્રદય પાસે શબ્દોની યાચના
કરવા ગઇ પણ હ્રુદયને સ્થળે હ્રુદય ન હતું મનહરના કંઠમાં
ભદ્રબાલાએ એક હાર પહેરાવ્યો અને એક ગુરૂજીને માટે ગમાજીને
બીજો હાર આપ્યો અશ્રુજલથી ભીની નેત્રની પાંપણોએ પગના
અંગુઠા ઉપર માર્જનીનું જાણે કામ કરી રોમાંચ ઉત્પન્ન કર્યો,
ત્યારેજ મનહર જાણી શકયો કે ભદ્રબાલા નમી નમીને તેને
પ્રણામ કરી રહી છે "સાવધ રહો" એટલા શબ્દો બળપૂર્વક કાઢી
શકયો અને અશ્વ ઉપર તે બેઠો પાછળ રામાજી પણ બીજા અશ્વ
ઉપર બેઠો એટલામાં " કપાસથી કાપડ ' વાળા કારખાનામાંથી
છ સાત પરિજનોનું જાણે લશ્કર આવી મળ્યું અને બેઉએ
પ્રયાણ શરૂ કર્યું

---

## પ્રકરણ ૩ જુ.

---

### પ્રવાહ સામે તરવાનો પ્રયોગ.

જ્યોતિપુરના એક પવિત્ર આશ્રમના એક ભાગમા દશ બાર મુમુક્ષુઓમા કેટલાક પુસ્તકોના પાના ફરવી રહ્યા છે, અને કેટલાક મહાત્મા વિશ્નુપ્રસાદજીની આજ્ઞાનુસાર લેખો લખી રહ્યા છે એ મકાનના ઉપરના મેડાના ભાગમા વિશ્નુપ્રસાદ, ચિત્તવૃત્તિ અસ્વસ્થ હોવાને લીધે આમતેમ આટા મારી રહ્યા છે પોતાના આત્માની સાથે વાદવિવાદ કરતા હોય તેમ આત્મ સભાષણ ચલાવી રહ્યા છે —

' જે જમાનામા, હીંદુ જનસમુહનો મત નહીં ઇચ્છવા જેવી દિશામા તણાઇ ગયેલો જોવામા આવે એવે પ્રસગે, વિરૂદ્ધ દિશામા જવા ઉપદેશ આપનારનો રસ્તો મુશ્કેલી ભરેલો હોય જ ! જગતમા ઘણે ભાગે એમજ થયેલુ જોવામા આવે છે ન્યુટને જગત ને એક નવો સિદ્ધાત શીખવવાનુ સાહસ કર્યું-જગતે વિરૂદ્ધતા બતાવી-ન્યુટને એ વિરૂદ્ધતાને એક પ્રકારનુ તપ માન્યુ-પોતાનો મત ન છોડયો-કારણકે તે મત અત કરણનો કબજો કરી બેઠો હતો, અને અત કરણ પ્રભુનુ સ્થાન છે એવી તેની માન્યતા મક્કમ હતી એવોજ કઈક રસ્તો મ્હારા જેવા પેટા જ્ઞાતિઓનુ એકીકરણ કરાવી વર્ણાશ્રમ ધર્મને અબાધિત સુરક્ષિત રાખવા ઉપદેશ આપનારનો થઈ પડયો છે પૃથ્વીની સપાટી ઉપર હીંદુ પ્રજાને ઓળખાવનાર તત્વ માત્ર ચાર વર્ણો છે ને તે જો તેમના મૂળ સ્વરૂપમા પુનરપિ સસ્થાપિત થવા પામે તો હીંદુ જાતિના અનેક અનિષ્ટો આપોઆપ શમી જશે તથાપિ હીંદુ પ્રજામા આજે એક એવું તત્વ દાખલ થયુ છે એવા હીંદુઓ ઉત્પન્ન થયા છે કે જે પરાપૂર્વથી ચાલતી આવતી વર્ણાશ્રમ સસ્થાને છિન્નભિન્ન કરી તોડી નાખવામા જીવન ગાળી રહેલા છે એવાઓ પણ જો કે હીંદુ પ્રજાના હૃદયના મનોરાજ્યો રચી, વર્ણાશ્રમ સસ્થા નષ્ટ થાય તોજ હીંદુ પ્રજાની પ્રગતિ થાય એ માન્યતા ધરાવી તનતોડ પ્રયત્નો કરે છે પરતુ પ્રભુ ઇચ્છા તેવી ન હોવાથી તેમના પ્રયત્નોને સફળતા મળતી નથી એક બે દાખલા

એવા કંઇક બને કે જેમા તેમની ઇચ્છાનુસાર આ સંસ્થાના કિલ્લામા ગાબડુ પડે એટલે વારં વાર કરી મૂકે છે પગ તથાપિ સુક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારને જણાશે કે હીંદુ જનસમુહ તો તદ્દન બધીર છે આ શુ બતાવે છે? પ્રયત્નો અને તેના પરિ-ણામે બનતા બનાવો, એ એક પ્રકારની કુદરતની અર્થસુચક ભાષા છે અને એ કુદરતની અર્થસુચક ભાષા દ્વારા પ્રભુ પોતાની ઇચ્છાઓ જગતને બતાવે છે જનસમુહના સાંસારિક, રાજકીય આગેવાનો! તમે આ ભાષાનો અભ્યાસ કરો' લાખો મનુષ્યોને અમુક રસ્તે ચાલવાનો ઉપદેશ આપતાની સાથેજ તેના પરિણામની જવાબદારી તમારે માથે રહેલી છે એવુ માનવાનો જનસમુહને હક નથી' વર્ણવ્યવસ્થા નષ્ટ કરવા પ્રયત્ન કરવા ઉપદેશ આપનાર "જાત્યાભિમાનીઓ'! કૃપા કરી દીર્ઘ-દ્રષ્ટિ પૂર્વક વિચાર કરો કે વાસ્તવીક ઉદય આ સસ્થા રાખવામા છે કે, તેને કહાડવામા છે સફેદ દેવતા સમા જાગૃત સ્વદેશા-ભિમાનની અપૂર્વ લાગણીઓથી પ્રેરાઇ તમ ઉપદેશ આપી રહ્યા છો તે વાત કબુલ-પરોપકારની પવિત્ર લાગણીઓ તમને ચલા-યમાન કરી રહી છે એ પણ કબુલ, જનસમુહને શીઘ્રતાથી ઉદય તરફ પ્રગતિ કરવામા તમ સ્વાત્માર્પણ કરના તત્પર છો એ પણ કબુલ-પરતુ તમારા આ વર્ણવ્યવસ્થા નષ્ટ કરવાના ઉપદેશથી કરોડો ધાર્મિક હિન્દુઓના અંત કરણ દુભાઇ ગયા છે, કરોડોની ઇચ્છા શક્તિ તમારા એ કાયના વેગને અટકાવી રહી છે, જે વેગે વર્ણવ્યવસ્થા નષ્ટ કરવાનુ ગાડુ તમારા હિસાબે ચાલતુ કહો છો તે વેગ જોતા ત પર્વત તોડવાનુ કટલે વર્ષ પાર પડે તેનો અદાજ કહાડવો મુશ્કેલ છે તો પછી તમ આ આકાશ કુસુમ પ્રાપ્ત કરવા જીવનનો અમુલ્ય સમય શા માટે વ્યતીત કરી રહ્યા છો? ક્ષણભગ જેવા જીવનમા બ્રહ્માડને બાથમા લેવા જેવા મિથ્યા પ્રયત્નો તરફ તમારી શક્તિનો વ્યય કેમ કરી રહ્યા છો? ધારો કે વર્ણવ્યવસ્થા કહેવામા આવે છે તેટલી પુરાની-વેદપ્રણિત-નથી, પ્રમાણમા આધુનિક છે, અને સમયને અનુસરીને મનુષ્યોની જરૂરીયાતોને નિયમિત કરવા માટે બધાયલી છે, આમ હોય-તથાપિ જે સસ્થા હજારો વર્ષની પોતાની હયાતિ પુરવાર કરી રહી છે જે સસ્થા તોડવાને પ્રથમ મહાન પ્રયત્નો થયેલા છે તેમ છતા તના કિલ્લામાથી કાકરી ખરી નથી

જે સંસ્થા એના મૂળ સ્વરૂપમાં આવે તો હીંદુ પ્રજા સાંસારિક શાંતિ સુખનો સંપૂર્ણ અનુભવ કરી શકે તેમ છે, તેને શા માટે તોડી નાખવી ? પંદર વીશ વર્ષ સુધી અમુક સખસના છાપરાનું પાણી તેના પડોશીના છાપરા ઉપર થઇને નીચે પડે છે તો તેના છાપરાના પાણીના નિકાલ માટે તેવીજ રીત્યે પડવા દેવાનો તેનો હક (Prescriptive right) તમે ગણાવવા તકરાર લાવી શકો છો, અમુક નદીનું વહેન અમુક વર્ષો સુધી વહ્યાને લીધે તે તેમનું તેમ સુરક્ષિત રાખવાની તકરાર વાજબી ગણાય છે, એક રાજયનો અમુક હક કેટલોક કાળ બીજા રાજયે આપ્યા ને લીધે તે હમેશનો થઇ પડે છે-તેથી બીજી રીત્યે કરવાથી કલેશ ઉત્પન્ન થાય છે તો પછી કરોડો મનુષ્યોના અંતકરણમાં હજારો વર્ષથી ઘર કરી રહેલી, કરોડો મનુષ્યાના જીવન ક્રમનો એક ભાગ બની ગયેલી આ સંસ્થા, માત્ર તેનો સડેલો ભાગ સ્વચ્છ ન કરતા, તેને મૂળથીજ નષ્ટ કરવાથી કેટલી વ્યક્તિઓના અંતકરણો દુભાવવાની હિંસા તમારે શીર આવે છે ? '

ઉપરના વિચારો કરતા મહારાજ વિશ્નુપ્રસાદ મેડા ઉપરના ઓરડામાં આટા મારી રહ્યા છે તેવામાં નીચે બેઠેલા મુમુક્ષો માંથી જવાલાપ્રસાદ ઉપર આવ્યા

"પ્રભો ! આજ કથાનો સમય થઇ ગયો છે શ્રવણને માટે મુમુક્ષાઓની સંખ્યા કંઇક વધારે છે ચાર દિવસ ઉપર રાત્રે મળેલા મંડળમાં થયેલી ચર્ચાથી ઉત્પન્ન થયેલા કલેશે આપના સ્વાસ્થ્યને હચમચાવી મૂકયું છે, આપની આજ્ઞા હોય તો આજે શ્રવણ બંધ રખાવવા પ્રબંધ કરીએ

વિશ્નુપ્રસાદ—" હા, તેજ ઠીક પડશે "

આજ્ઞા થતાજ જવાલાપ્રસાદે નીચે ભક્તજનોને કહી દીધું મહારાજને પ્રણામ કરી ઘેર વિદાય થવા ભક્તજનો એક પછી એક ઉપર આવવા માંડયા એટલે વિશ્નુપ્રસાદ પોતે નીચે આવ્યા સૌએ ખબર પૂછી વિદાય થવા માંડયું

વિશ્નુપ્રસાદ મહારાજ એક ઇશ્વરના પરમ ભક્ત હતા સત્યયુગના મનુષ્યોના નમુના તરીકે પ્રભુએ તેમને પૃથ્વી ઉપર મોકલેલા હોવાનું એ બાજુના લોકો અનુમાન કરતા એમણે

ઘણા વખતથી સંસાર ત્યાગ કર્યો હતો પરંતુ ભગવાં વસ્ત્ર ધારણ કરવાનું તેમને નિષ્પ્રયોજન લાગતું હતું એમનું વય કળી શકાતું નહતું પરંતુ એમની લાંબી રૂપેરી દાઢી યુવાવસ્થાને સંપૂર્ણ કાબુમાં રાખી સ્વાસ્થ્યના દરેક નિયમનું યથાવિધિ પાલન કર્યાનું સ્પષ્ટ સુચન કરતી હતી, પરોપકાર એ એમનો મુદ્રાલેખ હતો પચીસ ત્રીસ માણસ એમના દર્શન માટે લગભગ દરરોજ આવતું અને તેવા આવનાર મનુષ્યોના સત્કાર માટે એમના શિષ્યોએ ઉત્તમ પ્રકારની જોગવાઇ કરી રાખી હતી વાનપ્રસ્થ જેવી સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી પણ એમનીજ જ્ઞાતિમાં-ના સાંસારિક પ્રશ્નો એમના ઉપદેશનો વિષય થઇ પડ્યા હતા એમના ઉત્તમ સાહિત્યના ઓજસથી અનેક મનો । એમની પેટા જ્ઞાતિ નજીકની પેટા જ્ઞાતિ જોડે મળી જવાના ખ મતમાં સંમત થયા હતા તથાપિ કેટલાક જુના વિચારના આગે-વાનોને તેમ કરવું પરવડતું નહતું કારણકે ચાલુ સ્થિતિના નિભાવમાંજ કેટલાકની આજીવિકા ચાલી શકતી હતી એવા આગેવાનોએ પોતાના મનના કેટલા ઉદ્ધત યુવકોને ભેળવી કેટલોક સમયથી એક, હંમેશ વિઘ્નો નાખનારૂં, ત્રાસ આપનારૂં, ભયંકર મંડળ વિષ્ણુપ્રસાદ અને તેમના શિષ્યો સામે ખડું કર્યું હતું આ ટોળીએ, વિષ્ણુપ્રસાદજીના ઉપદેશથી, બ્રાહ્મણોના પેટા જ્ઞાતિઓને ભેગી કરવાના ઘટતા અંકુરોને તોડી નાખવા બહુ પ્રયત્નો કર્યા પરંતુ જનસમુહમાં આ ટોળીની ઇજ્જત ન હોવાને લીધે, વિષ્ણુપ્રસાદજીના હેતુઓને ઉલટી રીતે પુષ્ટી મળ્યા જતી આથી ટોળીના આગેવાનોનું વેર વધ્યું, તેમણે આપસ આપસમાં કંઇક દ્રવ્યનું ઉઘરાણું કર્યું, અને વિષ્ણુપ્રસાદને મારી નાખવા માટે પૈસા આપી મનુષ્યો રોકવા ધાર્યું પરંતુ—દ્રવ્ય લઇને, ભગ-વાનના ભક્તનું ખુન કરવા કયા જન્મના જન્મના પાપી પણ, સહજમાં તત્પર થાય?

એ બાળાની માતા આક્રંદ કરવા લાગી પરંતુ તે સર્વને કહ્યું કે–'હવે તે બધું નકામું છે.' બાળાને એક ખાટલા ઉપર સુવાડવામાં આવી એને કંઇ ઈજા થઇ ન હતી પરંતુ સહજ બેશુદ્ધિમાં હોય તેમ જણાતું હતું મનહરે નીચે ઉતરી પોતાના કરમાંનો હાર તે બાળાને પહેરાવ્યો, એટલામાં તો એ અદ્દભુત-મઘમઘતા, પુષ્પોના પરિમલથી તે બાલાના મુખમાંથી "ભદ્રબાલા ! ભદ્રબાલા !" એ શબ્દોચ્ચાર નીકળ્યા ! તુર્તજ પાછા મનહર અને તેના સોબતીઓએ પ્રયાણ શરૂ કર્યું

રામાજી—શેઠ ! આ ઇન્દ્રજાળ જેવું મ્હને કંઈ સમજાયું નહીં

મનહર—રામાજી ! એ તમારા ઉપરના પ્રશ્નના જવાબમાંજ જાણે બધું બન્યું છે ગુરૂજીના સંબંધમાં જે પ્રપંચ રચવામાં આવ્યો છે તે રચનાર મંડળમાં આ બાળાનો બાપ પણ હતો, એ બાળા કથચિત્ ભદ્રબાળા પાસે જતી હોવી જોઇએ કારણ કે તેજ ગુરૂજીની બાબતમાં અનીષ્ટ વિચાર સંકલના બંધાઇ છે વગેરે સમાચાર આપવા આવી હતી એનું વેવીશાળ જે સર્વાનુમતે પ્રથમ કબૂલાવ્યું તેનો સાથ થવાનું હતું એવી એ બાળાની પોતાની પણ ઇચ્છા હતી અને તેના માત પિતા પણ સંમત થયા હતા ભદ્રબાળાના સદુપદેશનું એ પરિણામ હોવું જોઇએ પરંતુ ટોળાના માણસો એક મધ્ય રાત્રે એકઠા થયેલા તેવામાં આ બાળા તેના પિતાએ રાત્ર વાળુ કર્યું નથી માટે દુધ આપવા નિમિત્તે તે મંડળમાં દાખલ થઇ તેને ધમકાવવામાં આવી એટલે તેની સુકુમાર વય અને અપરિપકવ બુદ્ધિએ આ રાક્ષસી પ્રકૃતિના મંડળને ઉપદેશ આપવાનું સાહસ કરાવ્યું. જે તે કાર્ય તેના ઉચિત સમયે શોભે છે બે ત્રણ દિવસમાંજ આ બાળાને કોઇ અયોગ્ય સ્થળે પરણાવી દેવાની શિક્ષા કરવામાં આવી આજ તે સાસરે જાય છે-જતી હતી

રામાજી—સુમતિ ધીમતીને મ્હારી પાસે ઉભી કહેતી હતી કે–આ પુષ્પો તો કદાચ્ કરમાઇ જશે પરંતુ તે હાર સુરક્ષિત રહેશે તો સુવર્ણના તારના શબ્દો બનાવી તે એક શ્લોકરૂપે કરી તેન ઉપર તે પુષ્પો ગુંથેલા છે—

મનહરને હ્રદયના ઉંડાણમાં સહજ પશ્ચાતાપ થયો ! સ્નેહ સ્મરણ હાર ! પણ હવે તો તેનો વિચાર વિશેષ દુઃખકર થશે.

ઘોડાઓને હવે તેજથી દોડાવ્યા, ગમાજી સહજ ઘોડાને વખડતા ચાલતા હતા. લાગ્યું કે તે ઘોડાની સ્વારીનો તેમને પરિચય ન હતો. એમ જોતામાં જ્યોતિપુરા આવ્યું. નાગ મંડળમાં ચંદ્રની પેઠે હજુ શેષ ઉભા રહેલા ભક્તમંડળમાં ગુરૂજીને ઉભેલા જોઇ મનહરે ફરી ફરીને આહ્લાદ પૂર્વક પ્રણામ કર્યા અને આશ્રમમાંથી સુમતિએ આપેલા ગમાજીએ પાસે રાખેલા બીજા પુષ્પહાર, લઇ તેમના કંઠમાં નાખ્યો. જે પુનરપિ ગુરૂજીએ મનહરના કંઠમાં નાખ્યો, અને આહ્લાદપૂર્વક પોતાના પરમ ભક્તના સુપુત્રને તે ભેટયા ! એજ પળે જાણે ભકત મંડળમાંથીજ એક પિસ્તોલ ગુરૂજી ઉપર છૂટી ! ! બે ભડાકા થયા ! અને છોડનાર નાઠો ! હો ! હો ! હો ! દગો ! દગો ! થઇ રહ્યું કોલાહલ કરનારમાંથી કેટલોક ભાગ પિસ્તોલ છોડી ન્હાસનારની પાછળ દોડયા, અને બાકીના ગુરૂજીની સારવારમાં રોકાયા. ગુરૂજીના ડાબા હાથના ખભામાં પાછળ ગોળી વાગી હતી અને મનહરને જમણા પગની જાંગની પાછળ વાગી હતી, બેઉ નીચે પડયા હતા, તેમને એક ઓરડામાં લઇ શેષ રહેલા ભક્તજનો સારવારમાં રોકાયા !

જ્યોતિપરામાં પોલીસ અધિકારી રહતો હતો. એક બે ચોરીના ગુન્હામાં મુદ્દામાલ શોધવામાં અફલત થવાથી તેના ઉપરી અધિકારીની કફગીમાં તે આવ્યો હતો. એથી તેનું "શીટ રોલ" બગડયું હતું, અને તેથી તે કોઇ મ્હોટા ગુન્હામાં ગુન્હેગારને શોધી 'બગડયું સુધારવાની ઉહાપોહ કરી રહ્યો હતો. એવામાં તેને આ વાતની ખબર પડી. લાગલગો તે દોડયો તેની પાછળ બે સિપાઇઓ દોડયા, અને ગુન્હો કયાં બન્યો, ગુન્હેગાર કઇ બાજુએ નાઠો વગેરે તપાસવા લાગ્યા. એવામાજ પિસ્તોલ છોડનારને મજબુત પકડી ચાર માણસો પોલીસ થાણામાં સામે આવતા જોયા. એના શરીર ઉપર લોહીનો ડાઘ તો ન હતો. કયાથી હોય ? તેમ પિસ્તોલ પકડાઇ ન હતી. એટલે કાજદાર ભ્રમણામાં પડવા લાગ્યા. કારણકે મુદ્દામાલના અને ગુન્હાની પુરતી સાબીતિને અભાવે, તેમના હસ્તકના પ્રથમના કેસો માર્યા ગયા હતા. માત્ર એકલો ગુન્હેગાર ! પકડનાર ખુદ તો કદાચ ફરી જાય ! વિશેષમાં તેમણે જાણ્યું કે મહારાજ વિશ્નુપ્રસાદજી, અને મનહર જે બેઉને એકેક ગોળી વાગેલી છે તે બચે તેમ લાગતું નથી. અને વિશ્નુપ્રસાદજીનો તો શ્વાસ ચાલી રહ્યો

છે. એટલે તેમની આખર સ્થિતિમા જુબાની લેવડાવવાને બીજા અધિકારીને લઈ તેમની પાસે ગયા જયાથી પિસ્તોલ છોડેલી ત્યાજ ફેકી દીધેલી માલમ પડી એટલે કોજદારને કઈક રહાયત મળી એમણે ત્યાં હાજર હતા તેમના નામ લખી દીધા પિસ્તોલ ગુન્હેગારના હાથમા રખાવી રૂરખાવી જોઇ કે તે તેના હાથમા ખરેખર ( fit ) રહી શકે છે ! ને તેનો પચ કયાસ કર્યો ! એ સ્થળનો એક સામાન્ય નકશો કર્યો પછી ન્યાયાધિશની સાથે મહારાજ વિશ્નુપ્રસાદજી અને મનહરને જે ઓરડામા સુવાડયા હતા ત્યા ગયા વિશ્નુપ્રસાદ દીર્ઘ શ્વાસ લેતા હતા, અને સામાન્ય રીતે જોનારને તે બેશુદ્ધ હોય તેમ જણાતુ નથી. મનહરને તેમણે સ્નેહપૂર્વક બાથમા લીધેલો તે વખતે તેમની બેઉ ભૂજા તેના વાસામા હતી એટલે તેમના ડાબા ખભામા સીસાની ચણીબોર જેવડી ગોળીયો પેઠી હતી જુના વખતની સીસાની ગોળી છોડનારી પિસ્તોલ હતી, તેને દાક્તરે કાળજીપૂર્વક તુર્તજ કહાડી બહાર મૂકી હતી અને ઉપચાર ચાલુ થયા હતા મનહરની જાગમા તેવીજ બીજી ગોળી આરપાર નીકળી ગઇ હતી અને તેતો આનદપૂર્વક હસતો હતો, થોડાક દિવસની સારવાર પછી તેને આરામ થઇ જશે એમ લાગ્યુ પરતુ વૃદ્ધવસ્થાને લીધે વિશ્નુપ્રસાદની સ્થિતિ વધારે ભયકર થવા પામે તેથી સાવચેતીની ખાતર આખરની જુબાની લેવા ન્યાયાધિકારી તેમની પાસે ગયા થોડીકવારે તેમણે નેત્ર ઉઘાડયા એટલે તેમને પૂછવામા આવ્યુ —

"આપને વધારે દુઃખ લાગે છે ?"

વિશ્નુ—"મનહર ! મનહર ! !"

બધાએ કહેવા માડયુ કે—મનહરને પણ ગોળી વાગી છે ને તે નજીકમા જ પથારીવશ પડેલ છે

ન્યાયા૦—વિશ્નુપ્રસાદજી ! આપના ઉપર પિસ્તોલ ફોડનારને ફોજદારે પકડી રજુ કર્યો છે તે આ રહ્યો આપ મ્હને કહો કે આપને મારનાર આજ કે બીજો કોઇ ? એને એના ગુન્હાના પ્રમાણમા સજા થશે આપ ચિતા કરશો નહીં

વિશ્નુ—હુ કહુ તે લખવા મડો દેહ ક્ષણભગુર છે

ન્યાયાધિકારીએ લખવા માડયુ —

"મ્હારા આશ્રમમાં એક વખત ચોરી થઇ હતી, તે ચોરી કરનાર ભીલ લોકોની સોબતમાં આ સખસ, જેનું નામ ગોદડશંકર, અથવા ગોદડજી છે તે બ્રાહ્મણ છતાં ભળ્યો. મ્હેં તેને માફી આપી, કેટલોક ઉપદેશ પણ આપ્યો, અને કંઇક મનુષ્યના સામાન્ય ધર્મ તરફ એનું લક્ષ દોર્યું એને એક 'ઉદ્દો' કરીને છોકરો છે, જે બચપણમાં તોફાન કરવાથી મ્હેં તેનું નામ "ઉદ્ધત" પાડયું છે, ને પછી તે નામ તેના માત પિતાએ પણ કાયમ રાખ્યું છે એ છોકરાને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળે તેની મ્હેં ગોઠવણ કરી રફતે રફતે મ્હારો વિશ્વાસ ગોદડમા હોવાનો મ્હેં દેખાવ પણ રાખ્યો પણ મ્હારા હૃદયના ભીતરમા તો હજુ વિશેષ ખાતરી કરવી બાકી રહી હતી એનો છોકરો સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરે એટલે તેના સમાન બ્રાહ્મણ કુટુંબમા–એકે પેટા જ્ઞાતિમાં–તેના લાયકની કન્યા માટે સુદ્ધા મ્હેં ગોઠવણ કરી હતી

પરંતુ થોડાક દિવસ ઉપર કથામાજ મ્હારાથી બોલાઇ જવાયું હતુ કે–હીંદુ સંસારના હાલના બંધારણને લીધે અનેક સ્ત્રીઓને જે કષ્ટ વેઠવું પડે છે તે મ્હારા હૃદયને માટે હવે અસહ્ય થયું છે એ દુખો મ્હારે જોવાં પડે છે તે કરતા મ્હારા દેહને કોઇ ગોળીથી વીંધી નાખે તો તેનો ઉપકાર માનુ ગોદડે ગમે તે લાલચથી આ કામ કર્યું હોય, તો પણ બનવા જોગ છે કે તેણે મ્હારી આજ્ઞાનું પાલન કરવા કદાચ્ આ કર્યું હોય જગત તેના ઉપર ગમે તે આક્ષેપ મૂકે–હું તો તેને નિર્દોષ માનુ છુ ગેરસમજનો ભોગ થઈ પડેલો એક ભોળો સખસ સમજુ છુ, અને સાશન કરવાના કાર્ય પ્રસંગે મ્હારી ઇચ્છા ઉપયોગમા લેવામા આવે તો હું તેને આગ્રહપૂર્વક બીન શરતે સંપૂર્ણ માફી આપવાની ઉમેદ રાખુ છુ."

ઉપરના શબ્દો ન્યાયાધિકારીએ લખી લીધા તેમા વિષ્નુપ્રસાદે સહી કરી પોતાના પ્રેમાશ્રુથી ફરી ફરીને વિષ્નુપ્રસાદના ચરણ પખાળતો ગોદડ તેમના પગમા પડયો

સંપૂર્ણ પુરાવાને અભાવે આ કામના કાગળો બંધ થતા દરમીયાન ગોદડને જામીન ઉપર છૂટો કરવામાં આવ્યો.

વિષ્નુપ્રસાદ અને મનહરને થોડાક દિવસ પછી નજીક આવેલી ટેકરી પાસેની ગુફામાં હવાફેર નિમિત્તે તેમની ઇચ્છાનુસાર લઇ જવા તૈયારી ચાલી શિષ્ય સમુહમાંથી તેમની આજ્ઞા પ્રમા-

એના શિષ્યો પણ સાથે ગયા. માઈના અદ્ભુત મંત્રે આજુબાજુના વાતાવરણને પવિત્ર બનાવ્યું અનેક મનુષ્યોનાં હૃદયોમા વિશ્નુ-પ્રસાદજી જેવા મહાત્માના દર્શન માટે ઉત્સાહ ઉત્પન્ન કર્યો ઘેર ઘેર કુટુંબે કુટુંબમા આ બનાવની વાતો ચાલવા માંડી જગતમાં પ્રેમના મંત્રો પરાણે પરાણે ઉપદેશ આપી સુચવવામાં આવે છે પરંતુ આથી તો સર્વ મનુષ્યોના હૃદયો સામેથી એ મંત્રની ઉપ-યુક્તતા સમજવા ઉત્સુક થવા લાગ્યા પ્રેમ મંત્રની પરિસિમા જગતે પ્રત્યક્ષ જોઇ !

---

## પ્રકરણ ૫ મું.

---

### મહેન્દ્રપ્રસાદનું કુટુંબ.

સંત પુરૂષોના વચનામૃતોમાથી, એવી મતલબનો ઉપદેશ નીકળતો જોઇએ છીએ કે—આ મૃત્યુ લોક ઉપર, દરેક મનુષ્યને પોતાનાજ સંચિતમાથી બંધાયલા પ્રારબ્ધાનુસાર, સુખ દુખનું મીશ્રણ અમુક, દ્ધક વખત સુધી ભોગવવાનુ હોય છે. અને તે ભોગવતા દરમ્યાન મનુષ્ય પોતે પોતાનાંજ કર્મથી પોતાનું ભવિષ્ય રચે છે.

આમ છતા, મનુષ્યોની દ્દષ્ટિએ મહેન્દ્રપ્રસાદના કુટુંબમાં એકલું સુખજ જોવામાં આવતુ હતુ એવી ઘણી વખત આપણ ભલ કરીએ છીએ કે દ્રવ્યમા લોટતા મનુષ્યોને સુખી તરિકેની ગણના કરવામા ઉતાવળ કરી નાખીએ છીએ. ધનાઢયોની બહા-રની, જગતને બતાવવાની હીલચાલોના દશ્યો ઘડીભર કોઇ પ્રેક્ષકને સહૃળતાથી ઠગી શકે છે તેમના મનની વાસ્તવિક સ્થિતિનો અનુભવતો તેમની સાથેનો કંઇક પરિચયજ કરાવી શકે છે. મહેન્દ્રપ્રસાદને, વિદેશી કાપડની હરિફાઇમા ઉતરી શકે તેવું સ્વદેશી કાપડ ઉત્પન્ન કરનારી લંકાશાહર નામની મ્હોટી મીલ હતી. એમા કાપડ તો અલબત્ત ઉત્તમ પ્રકારનુ બનતું પરંતુ એને માટે સુતરની આયાત વિદેશથીજ કરવી પડતી. એક રાક્ષસ બેઠા બેઠો ખાય અને ડોશી રોટલી કરવા બેઠી હોય, એ રીત્યે સ્વદેશી સુતર મુઠીમા આવે એટલુ કતાય અને મીલને સ્વાહા

કરવા કેટલાક મણ જોઇએ એ સ્થિતિ શી રીતે નીભે ? આથી શુદ્ધ સ્વદેશી કાપડ મીલથીજ ઉત્પન્ન કરવાની મહેન્દ્રપ્રસાદની ઇચ્છા કૂવામાની છાયડી કૂવામાજ સમાય તેમ બન્યુ હતુ અને મ્હોટી મીલ તેની હયાતીના દિવસો ગણુતી હતી. એક મ્હોટી પડતર જમીનનો કકડો લઈ, કપાસ વવરાવી, તેને લોઢાવી, કતાવી, શાળથી ઉત્પન્ન થતા કાપડમા આશરે હજારેક માણસોને રોકવામાં આવ્યા હતા તે 'લકાશહર' મીલના કરતાં કંઇક સારી આશા આપી રહ્યા હતા હીંદના મુએલા પશુઓનાં સેકડો ખાડી હાડકા હીંદથીજ હીંદીઓને હાથે રવાના કરી દેવામાં આવે છે, તેના જાપાન વગેરે સ્થળેથી છત્રીના હાથા, બટનો, ચપ્પુના હાથા વગેરે બનાવી બહુ મોઘા મૂલથી, હૈયાના ફૂટા અને ખીસાના દેખાતા તગ સ્વદેશી હીલચાલના શત્રુ-હીંદીઓનેજ પાછા વેચવામા આવે છે તે જોઇ, કટાળી, હીંદમાજ તે હુન્નરોની સ્થાપના કરવા મહેન્દ્રપ્રસાદે કેટલાક અભ્યાસકોને પરદેશ મોકલ્યા હતા સ્ટીલપેનો-હોલ્ડરો-ટાકણીઓ-દીવાસળીઓ-ખેતીવાડીનાં ઓજારો-રમકડા-વારનીશો-રગ-કાગળ વગેરેનાં સાચાકામ હિંદમાં બનાવવામા આવે તેનો અભ્યાસ કરવા કેટલાક સાહસિક યુવકોને અમેરિકા મોકલવામા આવ્યા હતા

આતો મહેન્દ્રપ્રસાદની ઉદ્યોગી પ્રવૃત્તિની બાજુ કહી સાસારિક સુખોની પણ તેમના ઉપર ઉપલક દૃષ્ટિથી તો પ્રભુએ વૃષ્ટિ કરેલીજ જોવામા આવતી હતી મહેન્દ્રપ્રસાદના ધર્મપત્ની ધર્મલક્ષ્મી, તેમના બીજાજ હૃદયની પેઠે, તેમની દરેક પ્રવૃત્તિમાં તેમના જેટલાજ ઉત્સાહ અને હીત ધરાવી, સરખો ભાગ લેતા હતા સંસારમા સ્ત્રીની મદદ વગર પુરુષ એકલો શુ કરી શકે છે ? રથનું એક ચક્ર ઉભુ રહે અગર મદ ગતીથી ચાલે તો રથની ગતીને અવરોધ આવવોજ જાઇએ હીંદની ગરીબીના ઘણાં કારણો છે, તેમાનુ એક એવું આડે ધરવામા આવે છે કે હીંદુ કુટુંબોમાં માત્ર એકજ દ્રવ્ય પ્રાપ્ત કરનાર હોય છે અને કુટુબનાં બીજાં મનુષ્યો તો કશો ઉદ્યોગ કરતા નથી. તેમના જીવન તો મુખ્ય મનુષ્ય-દ્રવ્ય પ્રાપ્ત કરનારને ગળે મ્હોટો પથરાનો હાર લટકાવ્યો હોય તેમ એ મુખ્ય કમાનારના કંઠે લટકી-અવલબી રહ્યા જોઇએ છીએ. હવેજ સમજાવવા લાગ્યુ છે કે-સ્ત્રીઓએ સ્ત્રીઓને

છાજતો, બાળકોએ બાળકોને છાજતો અને ફાલતુ મનુષ્યોએ પણ જે બતાવવામા આવે તે પ્રયત્નનો ફાળો આપવાથી જે તે કુટુંબની સ્થિતિ ઉન્નતિ તરફ વેગથી વધે છે ધનવાનોના કુટુબો અને ગજ્ય કુટુબો પણ આમા અપવાદરૂપે ભાગ્યેજ રહી શકે. સુખ દુ ખમા વૈભવ વિપત્તિમા સ્ત્રીની શામેલગીરિ શ્રી રામ-ચદ્ર અને સીતાજીના સમયથી આપણુ જોઇએ છીએ એ વખતનુ ઉત્તમ ચારિત્ર દેવી ધર્મલક્ષ્મીમા જેવામા આવતુ હતુ સ્ત્રીઓની કેળવણી, સ્ત્રીઓ માટેની શાળાઓ, સ્ત્રીઓ માટેના ઉદ્યોગસ્થાનો, નિરાધાર વિધવા માટે સદુપયોગના નમુનેદાર આશ્રમસ્થાનો, અને એવી સસ્થાઓની સખ્યા વધે તે માટે સતત પ્રયત્નશીલ ઉપદેશીકાઓની સુવ્યવસ્થા કરવાનો ૪૫ વર્ષની વયે તેમનો જીવનક્રમ હતો ધર્મલક્ષ્મીના પ્રયત્નો વડે એક સ્ત્રીઓ માટેની પાઠશાળા એક નમુનેદાર સસ્થા હતી અને એ સસ્થાએ ઉત્પન્ન કરેલા ભવિષ્યના ત્રણ સ્ત્રી રત્નો ભદ્રબાલા-સરયુ-અને નિર્મળાના ભવિષ્યમા ધર્મલક્ષ્મીનુ કાર્ય ઉપાડી લેવાના આશા-ભર્યા ઉત્તમ વર્તનથી તે મગરૂર રહેતી ત્રણેના સુદઢ વિચારો-ઉત્તમ ચારિત્ર્ય-અને સ્ત્રી ઉન્નતિ માટેની કાળજીને માટે ત્રણમાંથી કોણ શ્રેષ્ટ તે જાણવુ જોકે મુશ્કેલ હતુ તથાપિ ત્રણેના રસ્તા સહજ જૂદા હતા ભદ્રબાલા વિશેષ ભાગે ધર્મપરાયણ હતી જૂની શિક્ષણ પદ્ધતિ ઉપર તેને અત્યત પ્રેમ હતો પૂર્વનો પવિત્ર સમય-પૂર્વના મહર્ષીઓના આશ્રમો-પૂર્વના તમામ સસ્કારોનુ પુનરપિ આર્યાવર્તમા સસ્થાપન થાય તે માટેના સ્વપ્ન પ્રદેશમા તે નિમગ્ન રહેતી સસ્કૃત ભાષાનો ઉદ્ધાર થાય અને સાહિત્ય અને નાટકો સસ્કૃતમા ભજવાય અને જનસમુહનો કેટલોક ભાગ પણ તેમા રસ લેતો થાય એ તેનુ વ્હાલામા વ્હાલુ સ્વપ્નુ હતુ પોતાનાજ જેવો ઉત્તમ ચારિત્ર્યવાન પુરૂષ અને તે ઘણે ભાગે પેટા જ્ઞાતિમાથી મળે તોજ લગ્ન કરવું નહીં તો જીવનભર કૌમાર્યવ્રત ધારણ કરી જનસમાજની-સ્ત્રી સમાજની સેવિકા બનવામા તે મગરૂરી માનતી .મનહરમા તેણે આ ગુણો જોયા, એટલે સસારસુખ આકાક્ષા કરતા સમાન વિચારના સોબતીથી પોતાના મનોરથોની સિદ્ધીને દ્વિગુણવેગ મળશે એ વિચારે તેને તે પોતાના અત કરણમા સ્થાન આપી ચૂકી હતી-એટલે તેના અત:કરણના "કેમેરા" ના કાચ ઉપર એકજ છબી પડી

શકી હતી અને એ અત'કરણના કાચ અને તેના ઉપર પડેલી છાયાનાં જીવનો ઓતપ્રોત અ કાઇ ચૂક્યાં હતાં મનહરની સાથે એક બે વખત મળવાના પ્રસગો ન આવ્યા હત તો વય પ્રાપ્ત થયે તે ઇચ્છાપૂર્વક કઇ પ્રયત્નમા પડત કે કેમ તેની શકા રહેતી, કારણકે તે પ્રારબ્ધવાદી હતી

સરયુ સ્વપ્ન પ્રદેશમાં રમનારી ન હતી વ્યવહારૂ હતી. પળેપળની કીંમત આકતી અને સતત પ્રયત્નશીલ રહેતી સદુ-ઘોગમાજ ને સદ્ વિચારમાજ તેનો સમય જતો. ઉગ્ર-ઉત્સાહ પૂર્વકનુ, ભક્તિપૂર્વકનુ સત્કર્મ પૂર્વના ગમે તેવા બીજા કર્મોને ભસ્મીભૂત કરી પ્રારબ્ધને પણ ઘડીભર થોભાવે છે એ તેનો મુદ્રાલેખ હતો બચપણમા માતપિતા વગરની થવાથી તે દુખી હતી તથાપિ પોતાના પ્રયત્નો વડે તે જગતમા પોતાનો રસ્તો કરશે તેની એને હિંમત હતી

નિર્મળા નામ પ્રમાણે નિર્મળ હૃદયનીજ હતી–હજુ વયમાં ભદ્રબાલા સરયુથી બે વર્ષ નાની હતી પરતુ સુક્ષ્મ દૃષ્ટિથી જોનારને બચપણનાં ચાગ્ચિય કિરણોની પાછળ ઉત્તમ વર્તન રહેલાનુ સ્પષ્ટ અનુમાન થતું

મહેન્દ્રપ્રમાદ અને ધર્મલક્ષ્મીને ત્રણ પુત્રો હતા લક્ષ્મી-પ્રસાદ–કુંજવિહારી–ને મધુસુદન લક્ષ્મીપ્રસાદની ઉંમર વીશ વર્ષની થઈ હતી અને આટલી વયમા એણે સપૂર્ણ કેળવણી મેળવી માતપિતાના જનસમાજ સેવાના કાર્યમા મદદરૂપ થઇ પડયો હતો કુ જવિહારી અને મધુસુદન અનુક્રમે ચાર અને બે વર્ષના બાળકો હતા લક્ષ્મીપ્રસાદની કેળવણી–સૌંદર્ય–ચારિત્ર્ય અને સદુદ્યોગ વૃત્તિ જોઇ તેનુ વેવીશાળ કરવા કોઇ પોતાને ભાગ્યશાળી માને પરંતુ એમની જ્ઞાતિમા કન્યાની અછત ઘણી હતી પુરુષોની સખ્યા જુજ હતી, અને વિધવાઓથી જ્ઞાતિ ઉભરાઇ હતી

ગુજરાતના ઉત્તર ભાગમા, ઝાડી જંગલથી પરિવૃત થયેલા ઉદ્યાન સમા પ્રદેશમા, ભક્તિપુરા નામના એક ન્હાના ગામડામાં મહેન્દ્રપ્રસાદ શેઠનું વતન હતુ નજીકનો તેવાજ બીજાં ચારેક ગામડાના બ્રાહ્મણોનો સમુદાયમા તેમની જ્ઞાતિ હતી જ્ઞાતિમાં સુમારે ત્રણસેં પુરૂષો અને છસેના આશરે સ્ત્રીઓ, હતી જેમાંની સાડાત્રણસેં વિધવાઓ હતી ! અશિક્ષિત અને જ્ઞાતિહિતને નહિ

જાણુનાર મનુષ્યોના સમુહમાં સૌથી પ્રથમ જ્ઞાતિની ઉન્નતિ તરફ લક્ષ ખેંચનાર, સમગ્ર જ્ઞાતિમાં એક મ્હોટો અપરાધિ ગણાય છે એ તમે કયા નથી જાણુતા ? જ્ઞાતિમા કન્યાઓની એટલી બધી અછત થઈ પડી હતી, સામસામાં કુટુંબો એટલાં બધાં સંકોચ માં આવી પડેલા હતા કે માત્ર વિક્રયથી કન્યા લાવી શકે તે તો બહુ પવિત્ર કુટુમ્બ ગણાતુ હતુ પરન્તુ કેટલાક વખતથી "માથા સાટે માથુ" એટલે સાટાનો રિવાજ ફરજીયાત રીતે દાખલ કરવો પડયો હતો જ્ઞાતિ ન્હાની હોવાથી વરકન્યા વચ્ચે સગપણુના દાખલા નીકળી આવે તેવે પ્રસગે ટીપણા ઉપર પાણી છાટીને જોતિષીઓ શાસ્ત્રમાથી બારીઓ શોધી કહાડી રસ્તાઓ બતાવતા ! "મનુ મહારાજે આજ્ઞા કરી છે કે દેશકાળને અનુસરીને શાસ્ત્રની આજ્ઞાઓમાં ઘટતો ફેરફાર કરવો" આ સુત્રને એવે પ્રસગે મ્હોટા આધાર રૂપ માનવામા આવતુ, પરતુ તેવી ચર્ચા દરમ્યાન કોઇ સાહસીક પુરૂષ પેટા જ્ઞાતિમાથી વર કે કન્યા લાવવાની વાત કરે તો તે જ્ઞાતિનો મ્હોટો ગુન્હો કરી બેસતો ! એટલે પછી "ધોબી જાકે કયા કરે, દીગમ્બરકે ગામ" એ વચનાનુસાર એવી ચર્ચાને પડતી મૂકવામા આવતી, મહેદ્રપ્રસાદ શેઠે એવી એક ચર્ચા વખતે સહજ તે ચર્ચા તરફ અનુમોદન આપવા જેવા વિચારો જણાવેલા તે ઉપરથી તેમને પણ કેટલોક વખત જ્ઞાતિ અગ્રેસરોના ઉલટા વલણુનો ભોગ થવુ પડયુ હતુ અને એ અપરાધનુ પ્રાયશ્ચિત કરવા તેમણે તેમના વતન નજીક રેલ્વે સ્ટેશનથી નજીક ન્હાનુ પણ સુંદર સેનીટેરીયમ બધાવી તેમા જ્ઞાતિના મનુષ્યોને માટે દરેક પ્રકારની અનુકૂળતા કરી આપી તેમ છતા અગ્રેસરોએ "તેમા ભૂત રહે છે" એવી ગપ ચલાવીને મકાનને લગભગ નકામા જેવુ બનાવી મુકયુ હતું.

મહેન્દ્રપ્રસાદને જ્ઞાતિની પ્રીતિ સપાદન કરવા માટે પ્રયત્ન કરવામા એક હેતુ એ હતો કે લક્ષ્મીપ્રસાદની ઉંમર પરણુવા લાયક થઈ હતી પરતુ એક લાખ રૂપિયા આપે તો પણ જ્ઞાતિમાથી કન્યા સાટા સિવાય મળી શકે તેમ ન હતું. સાટા જેવા અધમ રિવાજ માટે આ કુટુબ આ જમાનામા તત્પર ન હતુ ને તત્પર થાય તો પણ કુટુબમા કન્યા કયાં હતી ? લક્ષ્મીપ્રસદના વેવીશાળની વાત હવે મહેન્દ્રપ્રસાદ અને ધર્મલક્ષ્મીને

મોટો ચિંતાનો વિષય થઇ પડી હતી ઔદિચ્ય જેવી જ્ઞાતિની કેટલીક પેટા જ્ઞાતિઓમાં એક ઉપર બીજી ને બીજી ઉપર ત્રીજી એમ ઉપરાઉપરી પાંચ પાચ કન્યાઓ ઉપરથી ચાલ્યા આવીને મળી શકે અને આ પેટા જ્ઞાતિના મર્યાદિત કુંડાળા બહાર કોઇથી જઇ શકાય નહીં એ માત્ર એક પ્રકારના ગેરવાજબી કેદખાનાથી થોડું કજ ઉતરતુ લાગતુ હતુ ! કયો મનુ અવતરીને આ દુઃખની પરાકાષ્ટા મટાડે–હીંદુ શાસ્ત્રમા સમાયલા સિદ્ધાંતો તેમના મુળ રૂપમાં બતાવી કયો નિઃસ્વાર્થ શાસ્ત્રી તે આ જ્ઞાતિના લોકોને સમજાવે ? સેકડો માબાપોનાં, દીકરાને કન્યા ન મળવા માટે અને દીકરીને વર ન મળવા માટે સંતમ હૃદયોને શાંત કરવાનો ઉપાય બતાવનાર કોણ ઉભો થાય ? પોતાના કીંમતી જીવનના ભોગે કહેવાતી નજીવી કીર્તિની દરકાર કર્યા વગર હિંદુ માબાપોના આંસુડાં સુકવવા અડગ ધૈર્ય બતાવી તમામ પેટા જ્ઞાતિઓનું એકીકરણ કરી પૂર્વના વર્ણાશ્રમ ધર્મ સસ્થાપના કરવાની કોને પડી છે કે તસ્દી ઉઠાવે ? સાધુ સન્યાસી ઉપદેશકો, હરિસેવકો અને આચાર્યોના હૃદયદ્વારા પરમ કૃપાળુ પ્રભુ પોતાનો અવાજ આ જ્ઞાતિના અગ્રેસરોના કાન સુધી પહોચાડવામાં વિલંબ કરે તેનો હેતુ કેમ નહીં સમજાતો હોય ? શું જ્ઞાતિરૂપ ભુમિમાં એવો કોઇ ભૂકંપ ભવિષ્યમાં થવાનો છે કે પેટા જ્ઞાતિઓના એકીકરણ માટેના અવાજ તરફ લોકો શૂન્ય–બધીર–બની રહેલા છે ?

ઉપરના વિચારો મહેન્દ્રપ્રસાદને નિદ્રામાં તેમજ તન્દ્રામાં વખતોવખત આવતા. કેટલીક વખત તેમને એ વિચારો કલાકના કલાક સુધી રોકી રાખતા એવામા એક દિવસે પ્રાતઃકાળમા વિચારમા નિમગ્ન થઇ બેઠા હતા તેવામાજ જાણે તેમનુ પુણ્ય ઘસડી લાવતુ હોય તેમ ટપાલવાળાએ લાવી હાથમાં કાગળો મૂકયા તેમાનાં વર્તમાનપત્રો કોરે મૂકી બાકીના ઉદ્યોગને લગતા કાગળો સાથે નીચેનો એક પત્ર શેઠના જોવામા આવ્યો

"દૈવી સંપત્તિ વિભુષિત, ધર્માનુરાગી શ્રીયુત્ મહેન્દ્રપ્રસાદજીની સેવામાં—

"અનેક વિપત્તિ વાદળથી ઘેરાયલો, અફાડમા ન સમાય "તેવા મહાન નિશ્વાસ સાથે, આ પત્ર આપને રાત્રીના બે "વાગ્યે લખું છું. એમા લખેલી પ્રાર્થનાનો કદાચ અસ્વિકાર "થવા પામશે તો પણ મ્હારા હૃદયનો કેવળ ભાર ઓછો થશે

"પવિત્ર હૃદયના સત્પુરુષ સમક્ષ રજુ થશે તેથી તે કંઇક અંશે
"ઓછો થવાનો સંતોષ હું માની લઇશ

"કહેવાય છે કે પોતાનું દુઃખ બીજા આગળ રડવાથી
"દુનિયામાં કંઇ સાર્થક નથી, તથાપિ આપ સમક્ષ આ પત્ર
"લખવા મ્હને પ્રેરણા થાય છે તેનો હું કંઇજ ખુલાસો કરી
"શકતો નથી. આપણા લોકોની સાંસારિક સ્થિતિ એવી અધમતાને
"પામી છે કે તેમાંથી ઉત્પન્ન થતી મુંઝવણ, દીકરીઓના
"માબાપોને એટલા બધા ગાભરા બનાવે છે કે તે યોગ્યાયોગ્યનો
"વિચાર કરી શકતાં નથી, એટલે કે અમુક ગૃહસ્થને અમુક
"વિષયપર લખવું હિતકર નીવડશે કે કેમ તેના પરિણામનો
"વિચાર કરવા તેમનું ધૈર્ય રહેતું નથી—હૃદય ખાલી કરવા
"પૂરતું લક્ષ રહે તો એવે પ્રસંગે તેને અસ્વાભાવિક ગણવાનું નથી.

"સમગ્ર હિંદુ કોમની જુદી જુદી તમામ જ્ઞાતિઓમાં અર-
"સપરસ લગ્નો કરવાના ખરડા રજુ કરવાને જેટલી હદ સુધી
"હિંદુ સુધારકો પ્હોંચ્યા છે, ત્યાં સુધી હિંદુ ધર્મના શુભેચ્છકો
"પૂર્વના વર્ણાશ્રમધર્મનો પુનરોદ્ધાર કરવા કટિબદ્ધ થતા નથી
"એ આપણું મ્હોટું દુર્ભાગ્ય છે બ્રાહ્મણોની તમામ પેટા જ્ઞાતિઓ
"એકત્ર થાય તે માટે ભગીરથ પ્રયત્નની જરૂર નથી, કારણ કે
"બ્રાહ્મણ જ્ઞાતિમાંથી કલહ વગેરે કારણોને લઇને હાલમાં જોવામાં
"આવતી અસંખ્યાબંધ પેટા જ્ઞાતિઓ પડેલી છે તે પાછી સમેટી
"લઇ, એક બ્રાહ્મણ જાતિની પુનરપિ-હતી તેવીજ સંસ્થા હયા-
"તિમાં લાવવાની છે તે માટે કોઈ શાસ્ત્રના આધારની જરૂર
"નથી, કારણ કે તેમ કરવું તેજ શાસ્ત્રને અનુસરતું છે"

"ઉપરના મ્હારા વિચારો આપણી જ્ઞાતિ-અમારી પેટા જ્ઞાતિના
"એક ન્હાના સંમેલન વખતે મ્હે જણાવ્યા તે ઉપરથી આગેવા-
"નોએ મ્હારો બહિષ્કાર કરવાની મને ધમકી આપી અને
"ભવિષ્યમાં એવા ઉદ્ગાર ન કહાડવા મ્હને સુચના આપી છે

"અશિક્ષિત આગેવાનો હોય ત્યાં જ્ઞાતિહિતની આશા રાખવી
"એ વ્યર્થ છે તેથી જેમ બને તેમ જ્ઞાતિમાં કેળવાયલી વ્યક્તિની
"સંખ્યા વધવા પામે તે તરફ જ્ઞાતિના શુભેચ્છકોનું લક્ષ
"ખેંચાવું જોઇએ.

"પ્રથમની ત્રણ દીકરીઓને તેમના પ્રારબ્ધે યોજેલા સ્થળોએ
"મ્હે પરણાવી દીધી છે પરંતુ મ્હારી ચોથી પુત્રી નિર્મળા દેવીને

"માટે જ્ઞાતિમા કોઇ સ્થળ મળતુ નથી નિર્મળાએ સંપૂર્ણ
"કેળવણી લીધી છે અને તેની ઇચ્છા જીંદગીપર્યંત કૌમાર્યવ્રત
"ધારણ કરી સ્ત્રી કેળવણી માટે એક ઉપદેશક તરિકે જીવન
"અર્પણ કરવુ એવો તે નિશ્ચય કરી બેઠી છે આ તેનો નિશ્ચય,
"જ્ઞાતિમાથી યોગ્ય વર ન મળી આવવાની ખામીને લીધે ઉત્પન્ન
"થયેલો છે એમ હું માનું છુ અને એના હીતની ખાતર, તેમ
"મ્હારા અને સમગ્ર જ્ઞાતિના હીતની ખાતર, મ્હારે આપની પેઠા
"જ્ઞાતિ સાથે જોડાવુ એ નિશ્ચય ઉપર હુ આવ્યો છુ. હાલ તો
"આ મ્હારા હ્રુદયના વિચારો માત્ર આપના સમક્ષજ હુ રજુ કરૂ
"છુ આપના ચી લક્ષ્મીપ્રસાદ સાથે તેના લગ્ન થાય એમા આપની
"સમતિ મેળવવા હુ ભાગ્યશાળી થાઉં તોજ હુ મ્હારા કુટુંબમાં
'પણ મ્હારી સ્ત્રી અને બધુજનો આગળ એ વિષય કહાડું
"લખશો ત્યારે રૂબરૂ જરૂર લાગે તો મળીશ.

પ્રત્યુતરનો અપેક્ષિત.
"જવાલા પ્રસાદ."

## પ્રકરણ ૬ ઠ્ઠું.

### મૃત્યુલોક ઉપરની મુઝવણોના રૂપાન્તરો.

પત્ર વાચી મહેન્દ્રપ્રસાદને આશ્ચર્ય સાથે આનંદ મીશ્રિત લાગણી થઈ અને લાગ્યુ કે "બ્રાહ્મણ જ્ઞાતિનું હજુ કંઇક પુણ્ય છે કે જે બ્રાહ્મણોની પૃથક પૃથક વ્યક્તિઓને સમગ્ર બ્રાહ્મણ જાતિના હીત તરફ વર્તવા પ્રેરણા કરે છે સર્વથા ધન્ય છે એ જાતિને કે જેમાં આવા નખશીખ સતત ગાત્રવાળા સમયમાં પણ એવી વ્યક્તિઓનો જન્મ થાય છે! નહિ મ્હારી ભૂલ થાય જાય છે. દેશોદ્ધારક, જ્ઞાતિઉદ્ધારક, વ્યક્તિઓનો જન્મ તો વિશેષ કરીને આવી સંકટની અણીના પ્રસંગેજ સંભવે છે."

ઉપર મુજબ વિચાર કરતા તેણે પત્રનો પ્રત્યુતર લખી નાંખ્યો, તેમાં જવાલાપ્રસાદને લખ્યુ કે જેમ બને તેમ વેળાસર આવી એક રોજ તેમણે મળી જવુ. પરબીડીયા ઉપર સરનામું લખતો હતો તેવામાં ધર્મલક્ષ્મી આ ઓરડામાં આવી

'કંઈ ઉપયોગી પત્ર લખાય છે?—ટપાલ હજુ બપોરે રવાના થશે—"

"જવાલા પ્રસાદ નામના એક જૂના મિત્ર અહીં મળવા માટે આવે છે તેમને પ્રત્યુતર લખ્યો–"

"નિર્મલાદેવીના પિતા ?!"

"અહો! એમના પુત્રીનું નામ તમે જાણતા લાગો છો! દેવી !"

"અમો સ્ત્રીઓમા કેળવણી વધે તે માટે તે પોતાના જીવનનું સ્વાત્માર્પણ કરવા માગે છે પછી તે સુપ્રસિદ્ધ કેમ ન હોય? એમની પૂરી સોળ વર્ષની હજુ ઉમર થઈ નથી એટલી વયમા તો સંસ્કૃત ભાષા એટલી બધી સારી રીતે તે જાણે છે કે જાણે તેજ તેમની માતૃભાષા! આ બાજુ સ્ત્રીઓની ધાર્મિક ઉન્નતિ અર્થે સાક્ષાત ભગવતીએજ જાણે અવતાર ધારણ કર્યો હોય તેવા તે પોતાની કેળવણીની લીધે અમો સ્ત્રીઓમા વદનીય થઇ પડયા છે"

"અને–અને–એમનાં લગ્ન કયા થયા છે?"

"નાથ! અમો સ્ત્રીઓના અંધકારને દુર કરવા, સફેદ હેવતા સમા જાગૃત અત કરણને ધારણ કરનાર, એ ભગવતીને સ્ત્રીઓની ઉન્નતિ માટેના પ્રયત્ન આગળ લગ્ન નિર્માલ્ય લાગે છે! એટલે અસિધારાવૃત સમુ એમણે કૌમાર્યવૃત રાખ્યુ છે. એમના સદ્ગુણોની કથાનો પાર આવે તેમ નથી–"

"જવાળાપ્રસાદના એક સુશિક્ષિત પુત્રી દસેક વર્ષની ઉમરના ઉત્તમ સસ્કૃત શ્લોકો બોલતા સાભળેલા તેમનુ નામ તો કઇક નમુબ્હેન હતું, દેવી! તમે કઈક ભુલતા તો નથી?"

"હા, તેજ, તેજ, નાથ તેજ નમુબ્હેન! આપ ચાર પાંચ વર્ષ ઉપર કોલેજમાં ઇનામના મેળાવડા વખતે ગયા હતા ને આવીને વાત કરતા હતા કે હીંદનો ઉદય આવા સતાનોથી છે તેજ નમુબ્હેન બચપણનુ તેમનુ તે નામ હતુ અને હવે તે પૂર્ણ નામ નિર્મળાદેવી તરિકે બહાર આવ્યુ છે અહીંના તેમના સ્ત્રી ઉન્નતિ સભાની શાખાના પ્રયત્નોને વેગ આપવા નીમાયલી સેક્રટેરી હોવાનુ મ્હને માન મળ્યું છે અને તે આવતા અઠવાડીયામાં અહીં એ માટે આવવાના છે વારૂ, હુ આપની પાસે એટલા માટે આવી છુ કે–હાલમા હીંદુઓમા વર્ણાન્તર લગ્ન માટેની ચર્ચા પૂરજોસમાં ચાલી રહી છે વર્ણનો વિધ્વંસ થતા બ્રાહ્મણને પટેલ દરજી કોળીને ઢેડ ચમારને ઘેરથી કન્યા લાવતા પણ હરકત ન આવે અને તેના લગ્નને કાયદેસરના લગ્ન ગણાય

તેવી છાપ ન્યાયની કોર્ટો પણ આપે એ એનો મતલબ છે એની સામે સ્વાભાવિક રીત્યેજ સમગ્ર હીંદુ કોમ ખળભળી ઉઠી છે ને કદી નહીં સાંભળેલો કાગારોળ મચી રહી છે. હીંદુ જાતિને ઓળખાવવામા વર્ણાશ્રમ ધર્મ એ એક મુકુટ રૂપે ગ્રહેલુ ચિન્હ છે, વર્ણાશ્રમ ધર્મને તોડવાથી હીંદુ જાતિ નષ્ટ થવા સભવ છે. હાલનાં દુખોના ઉપાય તરિકે તે સુચવવામા આવે છે તે એક ભુલ છે હાલના હીંદુ સસારના અનેક કષ્ટો નષ્ટ કરવાનો ખરો ઉપાય તો એજ છે કે-પૂર્વનો વર્ણાશ્રમધર્મ પુનરપિ સસ્થાપિત કરવો, પ્રથમ સમગ્ર બ્રાહ્મણ જાતિ એકત્ર થાય તો બીજી જાતિઓ તેનો દાખલો લઇ તે પ્રમાણે વર્તવા માડે પરતુ બ્રાહ્મણની અનેક જાતિઓના શિક્ષિતને ઘણે ભાગે અશિક્ષિત નેતાઓને કાને આ વાત નાખી તેમને તે સ્તુતિપાત્ર પગલાનુ વાસ્તવિકપણું ઠસાવવાનુ કામ એટલુ કઠીન પણ અશક્ય જેવુ લાગે છે. એટલા માટે વડોદરામાથી પ્રકટ થતા પ્રાત કાળના તત્રી શ્રીયુત પડિત જગન્નાથભાઇએ એવી મતલબની એક દરખાસ્ત સમગ્ર ગુજરાતના બ્રાહ્મણો જોગ મૂકી છે કે દરેક જ્ઞાતિમાથી નાગર, ઔદિચ્ય, ત્રવાડી, મેવાડા, ભટ, મેવાડા, ખેડાવાળ, રાયકવાળ, ગોમતીવાળ, શ્રીમાળી, કનોજીઆ, ઉદબર, વગેરે બ્રાહ્મણોમાથી, બ્રાહ્મણ જાતિનો થતો વિધ્વસ અટકાવવા માટે કટિબદ્ધ થનારાઓએ પોતાની એક "બ્રાહ્મણ" નામની ઇલાયદી સ્વતત્ર જ્ઞાતિ બનાવવી એવા ઓછામા ઓછા એક હજાર બ્રાહ્મણો એકત્ર થતા તેમની જૂદી જ્ઞાતિ બધાશે અને તે જ્ઞાતિમા પેટા જ્ઞાતિના તફાવતને ન ઓળખતા વર અને કન્યાની આપલે, પૂર્વના પવિત્ર સમય મુજબ, બ્રાહ્મવિવાહ પદ્ધતિને અનુસરીને શરૂ કરવી આમ થતા તેમા વર્ણાશ્રમધર્મ શરૂ ગ્રહે તે ઇચ્છનારા અનેક બ્રાહ્મણો તેમા અવશ્ય ભળશે.

ઉપર મુજમ દરખાસ્તને આપણી અનુમતી મળવી જોઇએ.

હરિપ્રસાદ—વાસ્તવિક છે દેવી! આપણે તેમા સપૂર્ણ અનુમોદન આપવાનુ છે એટલેથીજ પતી જતુ નથી, પરતુ એ કાર્યને આપણા સપૂર્ણ આત્મબળ વડે મદદ કરવાની છે. નડીયાદવાસી તત્વવેત્તા પ્રોફેસર મણીલાલ નભુભાઇએ આ વાત ઘણા વર્ષ ઉપર પ્રજા સમક્ષ રજુ કરી છે તેને હવે વધાવી લેવાનો અવસર આવ્યો છે.

* *

જવાળાપ્રસાદને, મહેંદ્રપ્રસાદ શેઠનો સત્કારપૂર્વકનો પ્રત્યુતર મળતા તેના હર્ષનો પાર રહ્યો નહીં ! દીકરીના બાપને, બુદ્ધિમસ્તિકજન્ય રૂઢિદેવતાના ઉપાસકો—અશિક્ષિત જ્ઞાતિ અગ્રેસરોના ત્રાસાગ્નિને ન ગણકારતા, નજીકની પેટા—જ્ઞાતિના એક પવિત્ર અને તે સુખી કુટુબમા સબધ જોડાવાનો કાગળ મળે એ આજના જમાનામા, વર્ણાશ્રમધર્મને ઢેઉવાડે લઇ જવામા આવે છે એ સજોગો જોતા, વધાવી લેવા જેવી બાબત નથી ? પ્રથમની ત્રણ દીકરીઓને, જ્ઞાતિમા વરની અછતને લઇને, જ્ઞાતિમાના દીકરીઓના માબાપોએ વમન કરી કહાડી નાખેલા, તીરસ્કૃત થયેલા, કુટુબોમા પરણાવવી પડેલી હોવાથી હીદુસસારની દુખમય હાલતનો સપૂર્ણ ખ્યાલ તેને આવી ગયો હતો. એ દીકરીઓના દુખોના ચિત્રો પ્રત્યક્ષ જો કે તેની આગળ ચીતરવામા આવ્યા નહતા તોપણ પરોક્ષ રીત્યે જેટલુ તે જાણવા પામ્યો હતો તેથી તેને હ્રદયમા જબરો આઘાત થયો હતો ભરતભૂમિમાજ જન્મ થવો એ મહાન્ પુણ્યનુ પરિણામ છે, અને વળી બ્રાહ્મણ જાતિમા જન્મ થવો એ શ્રેષ્ટ છે એ વગેરે કથનો જયારે જયારે તેની આગળ ઉચ્ચારાતા ત્યારે એ ઉંડો નિશ્વાસ નાખતો અને આજના જમાનામા હીંદિ તરિકે જન્મ થવામા તેને હ્રદયના ઉંડાણમાં જાણે શરમ લાગતી ! નજીકની પેટા જ્ઞાતિઓમા સુશિક્ષિત યુવકોની કીર્તિ કાને સભળાતી હોય, તે યુવકને તેમની પેટા જ્ઞાતિમા કન્યા ન મળી શકતી હોય, પૂર્વના વર્ણાશ્રમ ધર્મની અને મહાત્મા મનુની આજ્ઞાનુસાર તે હોય, તથાપિ કરોળિયાની જાળ સમા ધોળમા ફસાઇ રહી, જીવતા અધર્મનુ આચરણ કરાવનાર અને મરણ વખતે નર્કે લઈ જનાર, રૂઢી દેવતાના ઉપાસકોની ક્રુર આજ્ઞાઓને તાબે થવામા પોતાના અતકરણ વિરૂદ્ધ વર્તી, તે પોતાના આત્મા પ્રત્યે, જ્ઞાતિ પ્રત્યે અને દેશ પ્રત્યેની ફરજ બજાવવામા શિથિલતા વાપરતો એમ તેને લાગતુ

પરણાવેલી પુત્રીઓના દુખોની કર્મકથા સાંભળવાના પ્રસગો એની સમક્ષ જવલ્લેજ આવવા પામતા કારણ કે જવાલાપ્રસાદના ધર્મપત્ની વીજળીબાઇનો હાથ એવી વ્યવસ્થામા મોટે ભાગે રહેતો. તે તેમના લગ્નો કરાવવામા કારણભૂત પણ હતી ચાલતી આવેલી પદ્ધતિમા લેશ માત્ર ફેરફાર કરાવવામા પાપ છે એવું

વલણ વીજળીબાઇનુ બચપણમાથીજ પાડવામા આવ્યુ હતું વીજળીના પીતા જ્ઞાતિના આગેવાનોમાના એક હતા અને પટેલાઇમાથી ઉત્પન્ન થતા દ્રવ્યવડેજ તેમના કુટુબનો વહેવાર ચાલતો હતો તે પાટલા ઉપર ધુળ નાખી ગામઠી નિશાળે એકાદ વરસ નહીં જેવું લખતા વાચતા શીખ્યા હતા, અને જ્ઞાતિમા કાળા ધોળા દાવપેચ, પ્રપચપાશ અને જ્ઞાતિની વ્યક્તિઓ "પરજ્ઞાત્તિ" માથી કન્યા લાવવાનો ગુન્હો કરે તેવે પ્રસગે પચના ફેસલામા આગેવાની લેવાના કૃત્યોને કુટુંબની એક મ્હોટી ઇજત સમજતા હતા

એવા પિતાની પુત્રી-વીજળીબાઇના સસ્કારો, પિતાના વિચારોને અનુસરતા બચપણમાથી ઉત્પન્ન થયા હતા એટલે ચાલતી આવેલી રૂઢીમા લેશ પણ ફેરફારની વાત કહાડવામા આવે તેવે પ્રસગે તેના નામ પ્રમાણે વીજળીની પેઠે કડાકા કરીને તે ઉઠતી હૃદયકાઠિન્યનો અભ્યાસ છેક બચપણમાથી થયેલો તે કાળે કરીને વૃદ્ધિગત થઈ પૂર્ણતા પામ્યો હતો આમ છતા તેના સામે દૃષ્ટિ કરનારને તેના હૃદયની કઠિનતાનો ખ્યાલ એકદમ તો નહોતો આવતો કારણ કે વસતઋતુના સુકુમાર પુષ્પોના જાળામા છુપાઈ રહેલા વાઘની પેઠે સૌંદર્યમાં હૃદયકાઠિન્ય અદૃશ્ય રીત્યેજ રહેતુ ! વીજળીના પિતા બાળકીઓને ભણાવવા માટે પૂરેપૂરા વિરોધી હતા અને એ સસ્કારો પણ વીજળીએ મ્હોટે ભાગે વારસામા મેળવેલા હતા, તો પણ ઘણુ મોડુ થયુ તે વખતે જવાળાપ્રસાદે પ્રથમની ત્રણ પુત્રીઓને લખતા વાચતા આવડે તેટલું છેક અગીઆરમે વર્ષથી ભણાવવા કોશીશ કરી હતી અને જીદગીભરની સમગ્ર ભૂલ સુધારવા નિર્મળા દેવીના અભ્યાસ પાછળ સપૂર્ણ લક્ષ રાખવામા આવ્યુ હતુ વીજળીબાઇના સસ્કારો જ્વાલાપ્રસાદના પરિચયથી કોઇ રીત્યે બદલાયા તો ન હતા, પરતુ નિર્મળાની કેળવણીમા તેને પોતાના હૃદય વિરૂદ્ધ, પતિ સાથે સમત થવું પડ્યુ હતુ નિર્મળાનુ સદ્ભાગ્ય એ હતું કે તે છેક પાચ વર્ષની હતી ત્યારથી ત્રણે મ્હોટી બ્હેનોના દુખો શરૂ થયા હતા, તે દુખોની જાતમા ફેર હતો પરંતુ એક એકથી ચઢે તેવા પ્રકારના હતા નિર્મળા લખી વાંચી શકે ને કંઇક સમજતી થઇ-એટલે વાંચતા લખતા આવડતુ તે અરસામાં તો ત્રણે બ્હેનોનાં સાસરીયા તરફના તેમનાં "રોદડા" ના કાગળોથી

તેનુ વાચનશૂહ ઉભરાઇ જવા માડયુ ! નિર્મળા ઉપરના એ તેની બ્હેનોના પત્રો જો પ્રકટ કરવામા આવે તો તેનો મ્હોટો પોથો થાય, અને દુખી હીદુ સસારમા ગાયની પેઠે દોરી આવેલી દીકરીઓના દુ:ખડા, આખે પાટા બાધીનેજ જોનારાઓને વીજળીક રોશનીથી બતાવે !

મ્હોટી બ્હેનનુ નામ ગગા હતુ તેનુ વય પચીશેક વર્ષનુ હતુ તેના જાણવામા આવ્યું કે-નિર્મળાને માબાપોએ નિશાળે મોકલવા માડી છે, એથી બહુ દુખી છતા એને કઇક દીલાસો મળ્યો પણ લખતા વાચતા આવડતુ ન હોવાથી ન્હાની બ્હેનના શિક્ષણ પ્રત્યે પોતાનો સતોષ બતાવવા માટે તે બહુ મુઝાતી હતી તેના સાસરાનુ કુટુબ પૈસે ટકે સામાન્ય રીત્યે સુખી હતુ ઘરમા દીયર, જેઠ, નણદો, જેઠના છોકરા, દીયેરના સાળા; તેમના છોકરા, મળી પદરેક માણસ હતુ તે બધાનું રસોડુ કરવાનુ કામ ગગાનું હતુ ! વાસણો માજવાથી પરવારે કે તુર્તજ બપોરના વખતમા કુવા ઉપરથી પાણી ખેચી લાવવાનુ સુમારે ત્રણેક કલાકનુ કામ ગગાનુંજ હતુ ! એટલામાં પાચ વાગતા એટલે સાજના રસોડાનો વખત થતો તેમાથી પાછી ગગા રાતના અગીયાર વાગતે વાસણ માજીને આટોપી શકતી ગગાના મનથી સસાર તો એક શુન્ય દુખમય કેદખાનું અથવા નર્કસ્થાન હતુ ! ગગા પરણી તે પહેલા તેની સોકય ક્ષયના દરદથી બે વર્ષ પહેલા મરી ગઇ હતી તેના મરી ગયા પછી તેનો પતિ મુબઈ શેર સદા બજારમા ધધાર્થે ગયેલો ત્યાથી જીવલેણ ગુપ્ત રોગ ખરીદી લાવ્યો હતો તે રોગ પૂરો તેના શરીરમા જામ્યો નહોતો તે અરસામા વીજળીબાઇએ તેને જમાઈ તરીકે શોધી કહાડી જશાલાભસાદને કહી તેના લગ્ન કરાવ્યા હતા ગગાની પડોશમા પિયર તરફની ઓળખાણવાળી એક મીડવાઇફનુ કામ જેવું તેવું જાણનારી ગામડીયણ રહેતી હતી તેણીએ ગગાને લગ્ન થયા પછી તુર્તજ તેના પતીની શારીરિક સ્થીતિ બાબત ચેતાવી હતી એટલે લગ્ન કરવાનો અર્થ ગગાના મનથી એવોજ થઈ પડયો હતો કે સાસરે જઈ સવારના પાચથી રાતના દસ સુધી ભઠીયારૂ કુટવું, વાસણ માજવાં, કપડા ધોવા, અને પાણી ભરવામા વખત ગાળવો એક વખત ગામમા માતા ધુણવાથી લોકોએ ગામ બહાર નીકળી ઉજાણી કરી હતી પણ તે વખતે રસોઇ ન કરવાની હોવાથી

ગંગાને ઘર સંભાળવા રાતે આઠેક વાગતે વ્હેલી મોકલી દેવામાં આવી હતી આજેજ ગંગાને પરણીને આવ્યા પછી કોઇ સાથે વાત કરવાની થોડી નિવૃત્તિ મળી આજેજ તેનું મગજ સહજ પ્રફુલ્લીત જણાયું કારણ કે ગામની બાહેર આસમાની રંગના આકાશ નીચે લીલા ઝાડો હોય છે તેનો રસોડાની સખત મજુરી પછી લાભે વખતે તેનેઅનુભવ મળ્યો હતો ! કામકાજ તો સ્ત્રીને અવતાર દરેક સ્ત્રીને હોય છે-અને હોવું જોઇએ સ્ત્રીને ઘરનું કામ તેને એક પ્રકારની કસરતની ગરજ સારે છે, પરંતુ એક સુખી કુટુંબમાં પરણાવ્યા છતા .ગંગાની કસરત સખત મજુરીવાળા કેદીની કસરતને હઠાવે તેવી થઈ પડી હતી તેનો પતી જેનું બહુ લાડ ઘેલા માબાપોએ નટવરશંકર નામ રાખ્યું હતું તેને હીંગ-તેલ-મરચું અને ખટાઇનો સ્વાદ જાણ્યે વર્ષોના વર્ષો થઈ ગયા હતા તો પણ એક વખત કોઈ જૂના દોસ્તદારે ચુપકીથી સારી રીત્યે ભજીઆ ખાવા આપેલા તેનું પરિણામ એ આવ્યું હતું કે મ્હોમાં ગરમી નીકળી હતી તેથી પૂરૂ બોલાતું નહતું. છેલ્લા છ મહિનાથી કોઈ પણ જાતના ઉદ્યમ વગર, બીછાનામાં પડી રહેવાના પરિણામે પક્ષઘાત લાગુ પડયો હોવાથી તેને બાહેર કયાય લેઇ જઈ શકાતો ન હતો ગંગાની સાથેનું તેનું બીજી વખતનું લગ્ન હોવાથી, અને વચમાં કરેલા યથેચ્છ વર્તનને લઇને નટવરને કોઇ જાતની મહેચ્છા સંસારમાં પાર પાડવાની રહી ન હતી, એટલે તેને પરિણામે " નટવર તો જગતમાં નાચી રહ્યો હતો " પરંતુ સદગુણની મૂર્તિ પવિત્ર સુકુમાર ગંગાએ તો કાદંબરીની પેઠે-પતિના ચૈતન્યમય દેહ સમક્ષ બ્રહ્મચર્યનું ઉગ્રતપ કરતાં સાસરીયાની મજુરીમાં જીવન ગાળવાનું અસીધારાવ્રત ગ્રહણ કર્યું હતું ! " અરે ઓ ! પોલીટીકલ બુમ પાડનારાઓ ! હોમરૂલરો ! તમે બુરોક્રસીના રથચક્ર નીચે દબાતા હોવાના પોકારો કરો છો. પણ અમારા હીંદુ સંસારમાં એકડેએક નહીં જાણનારા અને બધા શાસ્ત્રોનું તારતમ્ય જાણતા હોવાનો આડમ્બર કરી જ્ઞાતિની વ્યક્તિઓને નાક ઝાલી મ્હોટા ખાડામાં હોરનારા અણઘડ અગ્રેસરોના જુલમનો તમને ખ્યાલ નથી નહીં તો તમારી બૂમોમાં ખરચાતી શક્તિનો વ્યય તમે એ જૂલમ ઘટાડવા ખરચો એમાં શક નથી અરે ઓ સત્યાગ્રહીઓ ! દેશભક્તો !

સ્વયંસેકો ! સ્વર્ગના સમા સુખો આપનારી અમારી ચાર વર્ણો માંથી અમને આ અનેક વર્ણોમાં-અનેક સંકુચિત કુંડાળામાં આ જીવતા મોતસમું જીવન બતાવનાર ધોળની કેદખાનામાં અમને કોણ લાવ્યું? એ સામે તમે ક્યારે તમારી દેશદાઝ બતાવશો? એ સામે તમે તમારૂં એકત્ર આત્મબળ વાપરી આ હીંદુપ્રજા ઉપરનો જુલમ અટકાવવા કટિબદ્ધ થશો?" ઉપરના વિચારો ગંગાને કવચિત સ્ફુરી આવતા તેના દુ:ખી જીવન ઉપર વીજળીના ચમકારાની પેઠે કવચિત તેને કંટાળો આવતો પરંતુ જીવનને નીચ બનાવી શકે એવો કોઇ પણ વિચાર ઉદ્ભવે તે પ્હેલા તેના સદવિચારની જવાળામાં તે ભસ્મીભૂત થઇ જતો ! આ રીત્યે વીજળીબાઇના સંસ્કારો તેનામાં જુજ જણાતા અને ઘણે ભાગે જવાળાપ્રસાદના વિચારોનો સંગ્રહ વારસામાં મળેલો તે વિચારોના સુરમ્ય ક્ષેત્રમાંજ જીવન ગાળી સંસારની કટુતા તે ઓછી કરી શકતી

નટવરને એક ખાટલા ઉપર નાખી મેલી બધું કુટુંબ ઉજાણીએ ગયું હતું ગંગાએ ઘેર આવીને ફાનસ લઇને ખાટલા પાસે એને કંઇ જોઈતું હોય તો આપવા નિમિત્તે ગઈ એટલે પતીના મ્હોમાંથી "પોઇ-પો...ઇ—" એવા શબ્દો સાંભળ્યા નટવરની આ અજબ ભાષાને ટેવાઇ ગયલી હોવાથી તેના મ્હોમાં બે ચમચા નિર્મળ પાણી તેણીએ નાખ્યું

લાકડાના પુતળા સમા નટવરને પાણી પાતી વખતે— પોતાના દુ:ખી જીવન ઉપર બ્રહ્માંડ ફાટે તેવો નિશ્વાસ નાંખવાનો વિચાર, ગંગાના હૃદયના ઉંડાણમાં ઉત્પન્ન થયો વિજળી બાઇના સ્વભાવનો જે અંશ તેને વારસામાં મળેલો તેનું એ પરિણામ આવ્યું અને જવાળાપ્રસાદના ઉચ્ચ સંસ્કારો જે તેના મનમાં ઉદ્ભવેલા તેમણે એ વિચારને ઉત્પન્ન થતોજ રોક્યો ! હીંદુ સંસારમાં આટલી બધી અધમતા આવી ગયાં છતાં બાળકોને બચપણના જીવનક્રમમાં ગુંથાયલું ધાર્મિક શિક્ષણ હજુ સુધી કંઇક અંશે મળે છે, બીજી પ્રજાઓનો જીવનક્રમ ધર્મથી સ્વતંત્ર અને જૂદોજ છે ત્યારે હીંદુ પ્રજાનાં ધાર્મિક સુત્રો અને જીવનક્રમ ઓત પ્રોત ગુંથાયલા છે. એક હીંદુ ધર્મથી ને જીવનથી સાથેજ જૂદો પાડી શકે છે અનેક ત્રાસમય જમાના પછી એવી રીતે કંઇક અંશે સચવાઇ રહેલ ધર્મમાં શેષ રહેલા

સુત્રોને હાલના હીંદુ યુવકના મગજમાં મૂકી—અહીંસા સત્ય અસ્તેયં શૌચમિન્દ્રિય નિગ્રહ —ઇત્યાદિ સુત્રોનુ યથાવિધિ શિક્ષણ આપી, પુનરપિ સત્યયુગ પ્રવર્તાવવાની પુણ્યવાન તક પ્રયત્નવાનો સમક્ષ મોજુદ છે! અમુક વ્યક્તિના કે પ્રજાના, જીવનમા મુઝીબતોના પ્રસગો જેવા કે વર્ણાશ્રમની-ધર્મની-કઇજ અગત્ય નથી એવા પ્રશ્નો ઉઠાવનારા ઉભા થાય, વગેરે તો આવવાજ જોઇએ

નટવરના બાકડા આગળથી ગગા ઘરમા જવા ગઇ તેવીજ તેની સોબતણ જે તેના પિયર તરફની સગી હતી અને જે કંઇક મીડવાઈફનો ધધો કરતી એમ ઉપર જણાવ્યુ છે તે આવી પોતાની અનેક મુસીબતો ગગા માતપિતાને કે બ્હેનોને સમજાવી શકતી નહીં કારણ કે બુદ્ધિમાન અને ઉચ્ચ સસ્કારોવાળી હોવા છતા પોતાના વિચાર કાગળ ઉપર મુકી શકે તેવા લેખન વાચનથી તેને પિયરમાં વિજળીબાઇએ બેનસીબ રાખી હતી. એટલે તે આ પરોપકારી સાધવી શાંતિબાઈ પાસે નિવૃત્તિ મળે તેને પ્રસંગે થોડુ થોડુ લેખન વાચન શીખતી હતી

"શાન્તા બ્હેન! આજ મ્હારૂ હૃદય ભરાયલું છે. મ્હારા વિચારો તમેજ હુ બતાવુ તેમ કાગળમા મુકશો?"

ગગા લખાવતી ગઈ અને શાન્તાએ લખવા માડયુ —

"બ્હેન નિર્મળા,

ત્હને આઠેક દીવસપર મ્હારો કેટલોક દુખ ભાર કાગળ દ્વારા મોકલ્યો છે આજે વળી એના એ રોદડાથી ત્હારા સુકુમાર હૃદયમાં લાગણી કરવા હુ ઇચ્છતી નથી શાન્તા બ્હેને મ્હને આપવા માડેલા શિક્ષણથી હવેના થોડાક પત્રો પછી હુ જાતે તને કાગળો લખીશ અને મ્હારે ભોગવવી પડતી અનેક વિપત્તિઓની કર્મકથા જાતે હુ તને લખી શકીશ સહજસાજ પણ લખતાં વાચતાં માત્ર જાણવાથી દુનિયા નવા રૂપમા ભાસે છે! દીકરીઓના માબાપોએ જ્ઞાન મેળવવા માટે નહીં તો દીકરી પરણાવ્યા કેડે સાસરામા સુખી થાય છે કે દુઃખી તે તેના પોતાના હાથથી લખેલા અક્ષરોથી જાણવા માટે તો ઘણું જરૂરનું છે કે તેને લખતાં વાંચતાં તો શીખવવુંજ જોઇએ

નમુ બ્હેન! દુનિયામાં કયાય જીવને નર્ક હોય તો તે આપણા હીંદુ સંસારના લોભના કુડાળામા, આપણી જ્ઞાતિઓના

અણુઘડ નેતાઓના અને એ કુડાળાથી બહાર જરા પણ નહી જોઇ શકનાર આપણા ભીરૂ માબાપોના અંતઃકરણોમા છે! હીંદુ સંસારમા સાસુઓનાં અને નણંદોના વહુઓ પ્રત્યે અંતઃકરણો વજ્ર કરતા કઠોર હોય છે એ નક્કી સમજજો, કુવે પડી ફાંસો ખાઇ, ઝેર ખાઇ, વગેરે કૃત્યોથી આપઘાત વધારેમા વધારે કઇ પ્રજામા થાય છે? પત્થરોને આંખો હશે તો તે પણ આંસુ પાડતા હશે તે કોનુ દુઃખ જોઇને? હીંદુ લોકોએ પાળીપોષી મોટી કરીને રૂઢિને આધિન થઇ ઘેળની કરોળીયા સમી જાળમા જીગરથી વહાલી દીકરીઓને નાખી દેવાનુ હજુ કયા સુધી ચાલશે? આગેવાનો હજુ કયા સુધી ઉંઘશે? અનેક સુધારાની ઝુમો પડે છે તેમા આપણા કુડાળા મોટા કરી વરની અને કન્યાની છત વધારવી એ સૌથી અગત્યનો સુધારો છે એવું અમે અણુઘડ બૈરાં સમજવા માડયા છીએ અને અગ્રેસરો કહેવાતા લોકો હજુ નહી સમજતા હોય? નાતોના સંકુચિત કુડાળામા પડી રહેવામા દુઃખ છે એની હજુ ખાતરી કરવી બાકી છે? એવા કુડાળામા સમાયલા દુઃખથી ભાગ્યેજ કોઇ કુટુંબ મુકત હશે છતા બીજા સુધારા થાય છે અને આ મહત્વની વાત કેમ પ્રજાના આગેવાનોએ છાજલી ઉપર મુકી દીધી હશે? ઢેડ, ભીલ, મોચી, બ્રાહ્મણને એકાકાર કરવા માટે શાસ્ત્રના આધારો શોધી કહાડવામા આવે છે એમ સાભળીએ છીએ તો પછી તમામ બ્રાહ્મણો એક થાય એવા આધારો હજુ હીંદી પ્રજાના આગેવાનોને જડતા નથી? કથામાં સાભળ્યુ હતુ કે મનુ મહારાજે તો એમ કહેલુ છે કે-દેશકાળ સ્થિતિને અનુસરીને તમારાં જીવનમાં ઘટતા ફેરફાર કરજો, એ મ્હોટો આધાર અમે અશિક્ષિત સ્ત્રીઓ જાણીએ છીએ અને ધર્મને જાણનાર શાસ્ત્રીઓ નહી જાણતા હોય?

જે કુટુંબને આપણા પિતાએ વમનની પેઠે બહાર કાઢી દૂર કર્યું હતું તેમાજ મ્હને નાખવાનો પ્રસંગ એ શું ઓછી સંતાપની વાત છે? યમુના અને સાવિત્રીના દુઃખની કર્મકથાથી તો રોમાચ ખડાં થાય છે તે વળી ચાર છ દીવસે લખીશ, તેમના કાગળો જયારે જયારે મ્હારા ઉપર આવે છે ત્યારે ત્યારે પ્રત્યેક મિનિટ અવકાશ મેળવી વંચાવુ છું ને આંસુડે ભીંજવું છું.

નમુ બ્હેન! અમને તો મનોબળ વગરના માતપિતાએ દુઃખ સમુદ્રમા ફેંકી દીધા છે પરંતુ પ્રજાઓનું સર્વ દુઃખ દૂર

કરનાર કેળવણી તમને સહાય કરશે! તમે તમારા ધ્યેયમા મક્કમ રહેજો દુઃખી પરણેલા જીવન કરતાં પવિત્ર કૌમાર્યવ્રત સોગણુ સુખકર છે! કા તો આ કુડાળાં મ્હોટા થાય, અગર કા તો આપણા જીવન આવી જાતના પાપમય સાંસારિક બધા રણના હોમાગ્નિમા ભલે સ્વાહા થાય! એવા અનેક ભોગને પરિણામે નેતાઓના કાન ઉઘડશેજ

લી૦

ગગાના આશીર્વચન

દા શાન્તાગવરી

---

## પ્રકરણ ૭ મું.

### મિત્રોની ભેટ.

ઉપર મુજબ દુખી દીકરીઓના પિતા જવાળાપ્રસાદને મહેદ્રપ્રસાદનો સત્કારપૂર્વકનો પ્રત્યુતર આનદમય લાગે એમા નવાઇ નથી એણે તુર્તજ પોતાની ઈચ્છા મહેદ્રપ્રસાદ શેઠને મળવાની જણાવતા શેઠના કુટુબમા તેના સત્કાર માટે તૈયારીઓ ચાલી

જવાળાપ્રસાદ પણ તુર્તજ આવ્યા જૂના મિત્રો એક બીજાને પરસ્પર સ્નેહપૂર્વક મળ્યા મહાત્મા વિશ્નુપ્રસાદની બાબતના વાર્તા ચાલી, મહેદ્રપ્રસાદે ઉદ્યોગની ઉપાધિવાળા જીવનમા એ મહાત્માના દર્શનનો લાભ ન લીધો તે માટે દીલગીરી બતાવી

જવાલાપ્રસાદ—તે વાતને બે અઢી વર્ષ થઇ ગયાં હવે તો તે કઇ પર્વતોની ગુફામાં વાસ કરી રહ્યા લાગે છે કારણ કે પાછળ ઉત્સાહપૂર્વક કેટલાક ભક્તજનો ફરી ફરીને ડુંગરની ગુફાઓમા ભૂલા પડી પાછા આવ્યા

મહેદ્રપ્રસાદ—અને એ મારનારને કંઈ સાશન થયુ પછી?

જવાલાપ્રસાદ—આપે એ પણ સાભળ્યુ હશે કે-મહાત્માએ ગોદડશકર નામના સખસે એ ઘોર કર્મ કરેલુ તેને બચાવવા પ્રયત્નો કર્યા હતા-ક્ષમાનો અશ્રુતપૂર્વ મત્ર જગતને તેમણે સમજાવ્યો હતો. જગતમાં બહુ બહુ નિંદા તો થઇ કે અપરાધીને સજા ન થાય તો ગુન્હેગારોને ઉત્તે મળે છે મહાત્મા ગભ-

શાઇને મારની બ્હીકે ન્હાસી ગયા વગેરે વગેરે પરતુ તે ગયા તે ગયાજ ગોદડશકરને તેજ દિવસથી બહુ પશ્ચાતાપ થયો એનો બધો સમય પશ્ચાતાપમાજ જતો તેથી તેને જ્વર લાગુ પડયો અને બે અઢી માસમાજ તે મરી ગયો તેનો દિકરો ઉદ્ધત તે ખરેખર ઉદ્ધતજ નીવડે એમ લાગે છે અને તેની વિધવા એક શેઠના સુખી કુટુબમા રસોઈ કરે છે

મહેદ્રપ્રસાદ—શુ હવે મહાત્મા વિશ્વપ્રસાદજીના દર્શન પણ ત્યારે નહીંજ થાય?

જવાલા—હયાત હશે તો પ્રારબ્ધમા હશે તે થશે મ્હને આપનુ નામ એમણેજ આપેલુ ત્યાગી જેવા ગ્હેતા હોવા છતા જ્ઞાતિ અને પેટા જ્ઞાતિઓની લગભગ દરેક વ્યક્તિને ઓળખતા એમના પ્રયત્નો તમામ એમને કાને આવતા કારણ કે એમનુ ભક્ત મડળ ઘણુ મોટુ છે

મહેદ્રપ્રસાદ—મારૂ પરમ ભાગ્ય -

જવાલા—પરમભાગ્ય તો મ્હારૂ સમજુ છુ કે જ્ઞાતિના અગ્રેસરોના ભવિષ્યના ત્રાસને ન ગણકારતા આપ મ્હારા આ વિચારને સમત થાઓ છો મ્હને વિશ્નુપ્રસાદજીએ ગોદડશકરના ઘોર કર્મવાળો દુખદ બનાવ બન્યો તે પહેલાજ પત્ર લખ્યો હતો તે આ ગ્હ્યો —

"ભાઈ જવાલાપ્રસાદ,

"પુત્રીઓના ભવ હવે ન બગાડશો ભક્તિપુરામા મહેદ્ર
"પ્રસાદના પુત્ર લક્ષ્મીપ્રસાદ સાથે નિર્મળાનુ વેવીશાળ કરવાના
"પ્રયત્નમા રહેજો. એ કુટુબમા પેટા જ્ઞાતિઓના એકીકરણનુ
"વાતાવરણ સપૂર્ણ બળપૂર્વકનુ હુ જોઇ રહ્યો છુ તે દષ્ટાતરૂપ
"અવશ્ય થશે એવી મ્હારી માન્યતા છે મ્હને મળી જજો
"મળવામા આળસ ન રાખવી મળી જવુંજ ખુલાસા થાય.

લી
વિશ્નુપ્રસાદના
જય સચ્ચિદાનદ."

ઉપરની છેલ્લી લીટિઓનું રહસ્ય ન સમજાયું એટલે ચાહિનેજ હુ એનો સ્પષ્ટાર્થ કરાવવા ગયેલો ત્યાં તે રોજનો બનાવ બન્યો હવે તો તેનો અર્થ આપો આપ સમજાઇ જાય છે

મહેંદ્રપ્રસાદે વિશ્નુપ્રસાદનો પત્ર હાથમા લીધો. તે અશ્રુજળથી ભીંજાવા લાગ્યો એટલે દુખદ અંતઃકરણે તેણે જ્વાલાપ્રસાદના હાથમાં મૂક્યો એવામા બેઉ મિત્રો બેઠા હતા તેમની પાછળના ઓરડાનું બારણુ ઉઘડયુ અને લક્ષ્મીપ્રસાદ બેઉને પ્રણામ કરી જોડે બેઠો

મહેંદ્ર—હુ એકલોજ નહીં પરંતુ મારા કુટુંબના બધા માણસો આપણી પેટા જ્ઞાતિઓ એક થાય તેમા જે કઇ વિઘ્નો આવે તે સહન કરવા તત્પર છીએ

કેટલીક વાતચીત પછી જ્વાલાપ્રસાદે સહર્ષ રજા માગી લગ્નની તૈયારીઓ ચાલી અને તે તૈયારીઓ પણ દષ્ટાંત રૂપ હતી ગમે તેવી નિંદાને ભોગે, ખર્ચ જરૂર પડતુજ રાખવાનો કાર્યક્રમ રચાયો લગ્નના ગીતો પણ સમયાનુસાર યોજાયા અને અમુક યુદ્ધમા જેમ પરિક્ષા કરી બળવાન યોદ્ધાઓનેજ લઇ જવામા આવે તેમ જાનમા શામેલ રહેનાર પણ તેવાજ યોજાયા

જ્વાલાપ્રસાદની યોજનામા વીજળીબાઇ શી રીતે સમ્મત થઇ શકે ? એ સાધુ પુરૂષને પોતાને ઘેર જતાજ વાતાવરણ ક્લેશમય લાગ્યુ વીજળીબાઇએ લગ્નના ચોઘડીયામાજ આપઘાત કરવાની ભીતિ બતાવી એ ભીતિને જ્વાળાપ્રસાદે ગણકારી નહીં કારણ કે એના એવા પ્રકારની ભીતિના ઉદ્‌ગારો આ પ્રથમના નહોતા છેવટ લગ્ન તો નિર્વિઘ્ને પસાર થયુ પરંતુ વિજળીબાઇની ઇચ્છાનુસાર ન થવાથી તેના હમેશના સંતપ્ત અંતઃકરણમા મ્હોટો આઘાત થયો તેથી તેને જ્વર લાગુ પડયો અને આઠેક દિવસની બીમારી પછી તેનો દેહાન્ત થયો જ્ઞાતિના અગ્રેસરોએ તેને ઔષધને મારી નાખવામા આવી એવી વાત ઉડાવી અને વીજળીબાઇનુ કારજ કરવામા આવે તે જમવુ નહીં એવો ઠરાવ કર્યો જ્વાલાપ્રસાદે કારજ બંધ રાખ્યું આ પછી અગ્રેસરો રોજ રાત્રે મળતા જ્વાલાપ્રસાદના બે ગુન્હા નોંધાયા હતા (૧) પરજ્ઞાતિ (?) મા દીકરીનું લગ્ન કર્યુ (૨ શકા પડતા શબ્દોમા વીજળીબાઇનુ મોત થયુ આ બેઉ અપરાધોની શિક્ષા માટે પ્રથમ તો એ કુટુંબનો બહિષ્કાર કર્યો તે જ્વાલાપ્રસાદે ગણકાર્યું નહી એટલે જ્ઞાતિનો જે માણસ જ્વાલાપ્રસાદના કુટુંબની સામે કોઇ પ્રકારનો સંબંધ રાખે તેનો પણ બહિષ્કાર કરવા માંડયો જ્વાળાપ્રસાદને ત્રાસ થવા માંડયો. મહેંદ્રપ્રસાદ આગળ આવી તે રડી પડયો. મહેંદ્ર-

સાદની પણ થોડાક ફેરફાર સાથે એવી સ્થિતિ થઈ પડી હતી પરંતુ જ્ઞાતિના મોટા ભાગ ઉપર એમણે ઉપકારો કરેલા એટલે એમના વિરૂદ્ધ માત્ર છાની ખટપટ થઈ શકતી પરંતુ જવાલા પ્રસાદની સ્થિતિ તો અગ્રેસરોએ બહુજ કફોડી કરી મૂકી હતી જાન વિદાય થાય તો રસ્તામા લૂટવા માટે ભીલોની એક ટુકડી પૈસા આપીને તૈયાર કરી હતી આથી નિર્મળાને પિતાને ત્યાંજ રાખી લક્ષ્મીપ્રસાદ અને જાનનાં બીજા માણસોને રફતે રફતે જૂદા જૂદા દેખાવ કરી મોકલી દેવા પડયા હતા

લગ્ન થયાને પદરેક દિવસ થઇ ગયા હશે તેવામા એક રોજ રાત્રે પિતા પુત્ર ગમગીનીમા બેઠા હતા તેવામા દસેક વર્ષની એક બાળાએ આવીને લક્ષ્મીપ્રસાદના હાથમા એક પત્રિકા મૂકી –

"... આપ નિશ્ચલ રહેશો મક્કમ અને નિશ્ચલ છો એમ
"ધારીનેજ હુ પરણી છુ મ્હને સમત થવામા કઇ સમજા-
"વવી પડી નથી–હુ મ્હારા માતુશ્રી વગેરે સૌને બની શકતી
'મર્યાદાપૂર્વક સમજાવી રહી હતી

"આપના કુટુબની સાધુતા–જનસમાજ ઉપર પરોપકાર
"કરવામા થતા વ્યયથી આપના પુજય પિતાશ્રીની સુકીર્તિ–
"જગતને પોતાના જન્મથી શોભાવનારી સ્ત્રીઓમાંની એક
"હોવાનુ ગુજરાતને વાજબી અભીમાન રખાવનાર તરિકે
"આપના પુજય માતુશ્રીનુ ઉદાહરણીય ભવ્ય જીવન અને
"આપના અંત કરણની પવિત્રતા, એને લીને હુ આપને
"પરણવામા મ્હારૂ અહોભાગ્ય સમજી બેઠી છુ

"જ્ઞાતિના હઠીલા અજ્ઞાન અગ્રેસરો તો આગ દહાડા
"ચકલાની પેઠે ચીંચીં કરી રહેશે પરતુ પેટા જ્ઞાતિના એકી-
"કરણને માટે આપણે જે દષ્ટાત બેસાર્યું છે તેથી થતુ
"અક્ષય પુણ્ય આપણા આત્માનુ હમેશનુ સોબતી બનશે
"કદાચ હાલ ચાલે છે તેવી શુન્યતા–તેવો ત્રાસ, તેવી
"ભયાનકતા, લાંબી ચાલે તેથી લેશ માત્ર ડરવાનું નથી.
"અસત્યના પગ જૂઠા હોય છે આ અગ્રેસરો મલિન
"હૃદયના, નિર્માલ્ય અને ભીરૂ છે, એમના મડળમા મ્હારા
"નિકટના આ તરફના સગા છે તેમનુ હૃદય તપાસતાં મ્હને
"લાગે છે કે જગતની અહિની રંગભૂમિ ઉપરથી આપણ બે
"સહજ દૂર કેટલોક વખત સુધી ખસી જઇએ તો આ

"ત્રાસનો મ્હોટો ભાગ આપો આપ શમી જવા જોઇએ આ
"તો મ્હારૂ અનુમાન માત્ર છે. પણ જો તેમા હુ સાચી
"ઠરૂ તો આપણા બેઉ કુટુંબામા થોડા ક વખતમા શાતિ પ્રસરે
" આપને એ ઉપાય હુ સુચવી શકુ ? એથી મ્હારી હિંમત
" વિશેષ અગર અસ્થાને ગણાય તો મ્હને ક્ષમા કરશો આપના
" વિચારો અમેરિકા જવાના છે તો સુખેથી આપ જેમ બને તેમ
" સત્વરે ત્યાં પ્રયાણ કરો ! પણ લખતા મ્હારા હ્રદયના ચૂરા થાય
" છે કે તેમાં હુ આપની સાથે રહુ નહીં ! આપણી સલામતીને
" માટે એમ થવા જરૂર છે કે-આપના પછી ત્રીજી ચોથી
" સ્ટીમરમા આપના પત્ર મુજબ, મ્હારી સાથે એક અગર બે
" સહચરીઓની સાથે, હુ આવી મળીશ પત્ર ઉતાવળથી લખવો
" પડયો છે લી ૨ક દાસી

નિર્મલા—"

પત્ર વાચી લક્ષ્મીપ્રસાદે જોયુ કે-આમા સામાન્ય રીત્યે જોવામા આવતાં વિશેષત્વ જેવા વિશેષણો નથી અને સપૂર્ણ મર્યાદાયુક્ત છે એટલે તે પત્ર તેણે પિતાના હાથમાં મૂકયો ! મહેંદ્રપ્રસાદે વાંચ્યો

મહેન્દ્ર—પુત્ર ! હુ પ્રસન્ન થયો છું જેવો તુ મ્હને સુપુત્ર પ્રભુએ આપ્યો છે તેવીજ-કદાચ વિશેષ હીંમતવાન મ્હને પુત્ર વધુ મળે છે તે જોતા આ લોકોનો ત્રાસ મ્હારા હિસાબમાં નથી મ્હને લાગે છે કે એની સુચના પણ વ્યવહારૂ છે અને ધધાના વિશેષ ખેડાણ નિમિત્તે અમેરિકા જવામા આપણને બીજો અતરાય નથી—અતરાયો તો જો કે આ લોકોથી જ નડશે-પેટા જ્ઞાતિઓ એકત્ર થઈ નથી ત્યા સુધી નડશે પરતુ મ્હારી સલાહ છે કે તું ભલે જા શુભસ્ય શીઘ્રમ એવામાજ નજીકના ઓરડામા બધુ સાભળી રહેલી ધર્મલક્ષ્મી આવી અને એણીએ પણ સપૂર્ણ અનુમોદન આપ્યુ પત્ર લાવનાર છોકરીને લક્ષ્મીપ્રસાદે પ્રત્યુત્તર લખી આપ્યો

બીજે દિવસથી લક્ષ્મીપ્રસાદને અમેરિકા જવા માટે તૈયારીઓ ચાલી. અને પખવાડીયાની અંદર તે પણ પિતાને અપૂર્વ ધૈર્ય આપતો, પેટા જ્ઞાતિઓના છિન્ન ભિન્ન બંધારણને શ્રાપ આપતો, ઉદ્યોગના સાધનો હીંદમા લાવવાની લાબી યાદી કરી અમેરિકા જવા વિદાય થયો

---

# પ્રકરણ ૮ મુ.

## મહેન્દ્રપ્રસાદ અને હોરમસજી.

મહેન્દ્રપ્રસાદના મળતાવડા સ્વભાવને લઇને, તેમની ઉદ્યોગીક પ્રવૃત્તિઓ દરમીયાન હીંદુ જાતિ સિવાય મુસલમાન પારસી કોમમા પણ તેમણે સખ્યાબધ સ્નેહીઓ કર્યા હતા તેમાંના એક હોરમસજી શેઠ હતા. હોરમસજી શેઠને આફ્રિકાના એક બદરમા એક અખાતના યુરોપીયન ઇજારદાર સાથે ભાગદાર બનવાનો યોગ પ્રાપ્ત થયો હતો એ અખાતમાથી મોતી નીકળતા હતા તેમના બચપણમા તેમને એક જીવરામ જોશીએ કહ્યુ હતું કે-તેમના "નસીબમાં મોતીનો વ્યાપાર લખેલો છે." તે ઉપરથી જે દિવસે ઇજારદાર સાથે આ અખાતના ભાગીદાર તરિકે જોડાયા તેજ દિવસે પાચસે રૂપિઆ તેમણે હિદમા જીવરામ જોશીને આપવા મોકલી આપ્યા હતા અને બીજી કેટલીક રકમોની સખાવત તેમના હસ્તક નીભતી શાળાઓમા કરી હતી

મુબઇમા હોરમસજી શેઠનો બગલો દરિયા કિનારે હતો અને લક્ષ્મીપ્રસાદ મુબઇની કોલેજમા અભ્યાસ કરતો ત્યારે એ બગલાનો એક ભાગ તેણે ભાડે રાખ્યો હતો દરિયા ઉપર જ આ બગલો આવેલો હોવાના સજોગને લીધે લક્ષ્મીપ્રસાદે ફાલતું વખતમા તરવાના હુન્નર ઉપર સારો કાબુ મેળવ્યો હતો

એક દિવસે હોરમસજી શેઠના હસ્તક નીભતી પારસી કન્યા શાળાની બાળાઓને તરવાની હરીફાઇમા ઉતારવામાં આવી, અને આ બગલાની પાસેની જગો હોરમસજી શેઠની ઇચ્છાથી તે માટે પસદ કરવામા આવી હોરમસજી શેઠનો પુત્ર મી સાવકશા અભ્યાસમા કઇ બહુ આગળ ન જઇ શકયો, અને ઉમરે આવી પ્હોચ્યો હોવાથી તેમના કુટુબમા વભા પ્રમાણે નજીકનાજ ભવિષ્યમા તે તેનુ સગપણ કરવાની જરૂર લાગી. શેઠે આજની હરીફાઇમા ઉપર નબરે આવે તે છોકરી માટે ઇનામ બહાર પાડયુ હતું ખરૂ, પરતુ તેમની અદરની ઇચ્છા એકાદ લાયક કન્યા મળે તો તેના માત પિતા સાથે સદેશા ચલાવી સાવકશા માટે ગોઠવણ કરવાની હતી પણ કમનસીબ ! સાવકસા

તેજ શાળાની શીરીન બાઇ નામની, બીડવાઇફના ક્લાસમાં અભ્યાસ કરતી, એક ગરીબ કુટુંબની છોકરી સાથે સ્નેહ સબંધ થવાથી રહેતો હતો! આ વાતની હોરમસજી શેઠને જાણ ન હતી.

શીરીનને તરતાં સારૂં આવડતું હતું, પરંતુ હોરમસજી શેઠે ભોળા સ્વભાવને લીધે કુટુંબમા પોતાના અંતઃકરણનો ભેદ આપી દીધેલો હોવાથી સાવકસા તે જાણી ગયો હતો ને તેણે શીરીનને પણ કહી દીધેલું હોવાથી શીરીનને આજે પોતાના આત્મબળમાં શંકા થવા લાગી બન્યું પણ તેમજ છોકરીઓ તરવા માંડી. આશરે બે ફરલોંગને છેટે એક કોથળો તરતો હતો. તેમાં એક પેટી હતી ને તેમા ઇનામની ચીઠી હતી તે કોથળો સૌથી આગળ જનારે પાછો લાવવાનો હતો. શીરીનનું મન ન્હેચાયલા જેવું હતુ, "આ ઈનામ હું નહી જીતી શકુ તો શું બસ! મ્હારૂં નસીબ અંકાઈ ચુકયુ?" આ ખ્યાલમાં ને ખ્યાલમા તેના હાથે પાણી ઉપરનો કાબુ જોત જોતામા છોડાયો, અને તે સૌથી પાછળ રહી ગઇ એટલુજ નહી પરંતુ બૂડવા લાગી! જે છોકરીઓએ આ જોયું તેમણે બૂમો મારી કોલાહલ મચી રહ્યો 'શીરીન ગઇ!' શીરીન ગઇ! થઇ રહ્યુ, કટાકટીનો વખત હતો લક્ષ્મીપ્રસાદ આ જોઇ રહ્યો હતો તેણે તુરતજ સમુદ્રમાં ઝંપલાવ્યું, અને જોત જોતામા શીરીનને લઇને બાહેર આવ્યો કેટલીક સારવાર પછી તે સાજી થઇ ઇનામ સમારંભ મુલતવી રખાયો. તેજ બંગલામાં શીરીનને સારવાર માટે રાખવી પડી સાવકસા પણ તેની સારવારમા રહ્યો. આ દિવસોમાં સાવકસા અને લક્ષ્મીપ્રસાદ વચ્ચે મૈત્રી થઇ સાવકસાએ પોતાના અંતઃકરણના વિચારો લક્ષ્મીપ્રસાદને જણાવ્યા

લક્ષ્મીપ્રસાદ આ હરીફાઇમા અધ્યક્ષ (અંપાયર) નીમાયેલ હતો. તેણે યુક્તિપૂર્વક શેઠના મનની સ્થિતિ સાવકસાની પસંદગી તરફ વાળી તેના પરિણામે મી સાવકસાને શીરીનના લગ્ન થયા તેમાં મહેન્દ્રપ્રસાદના કુટુંબે સારો ભાગ લીધો

લક્ષ્મીપ્રસાદના લગ્ન વખતે જ્ઞાતિમાં તો ગણ્યા ગાંઠયા કુટુંબોમા આમંત્રણ પત્રિકાઓ મોકલાઇ હતી પરંતુ હોરમસજી શેઠ જેવા મિત્રો ઉપર પ્રથમથી આગ્રહપૂર્વક નિમંત્રણ મોકલાયાં હતાં, હોરમસજી તે વખતે આફ્રિકામાં હતા. આ પ્રસંગને લઇને ખાસ તે આફ્રિકાથી આવ્યા. આજે તે મળવા આવવાના હોવાથી મહેન્દ્રપ્રસાદના કુટુંબમા એક પ્રકારનો આનંદ જણાવા લાગ્યો.

મહેન્દ્રપ્રસાદ શેઠે ઉત્તમ પ્રકારે તેમનો સત્કાર કર્યો પરંતુ આ સત્કારના ઉપલક આનદ નીચે નાતના ઝઘડાની ગમગીની ડોકીયા કરી રહી હતી હોરમસજીના પૂછવાથી મહેન્દ્રપ્રસાદે કેટલાક ખુલાસા કર્યા અને લક્ષ્મીપ્રસાદના અમેરિકા જવાનો વાસ્તવીક હેતુ પણ સમજાવ્યો

એટલામા કુજવિહારી અને મધુસુદન એ બે શેઠના બાળકોને બે માઇલ આવેલી ગુફા પાસેના શિવાલયમા દર્શન કરાવવા નોકર લઇ જવાનો હતો. તે પ્રથમ હોરમસજી શેઠની મુલાકાત માટે લઇ આવ્યો. લગ્ન નજીકમા ગયેલુ હોવાથી બેઉ બાળકોને અચ્છી રીત્યે વસ્રાલકારથી સજ કરવામા આવ્યા હતાં. બેઉ બચ્ચાંને જોઇ હોરમસજી બહુ ખુશ થયા પરતુ ટીકા કરી કે'—

"શેઠ સાહેબ! આ દેવતાઇ ભુલકા વગર દાગીને બહુ મજેનાં નહિ' લાગતા! આપની આ રૂઢીથી તો બાવા તોબા તોબા છે."

'દેવતાઇ ભુલકાં' એ અજબ ભાષાથી મહેન્દ્રપ્રસાદને બહુ હસવું આવ્યું

મહેન્દ્રપ્રસાદ—હોરમસજી શેઠ, તમો પારસીઓએ ગુજરાતી ભાષાને બગાડી નાખવાનો આક્ષેપ તમારી ઉપર મૂકવામા આવે છે, પરંતુ કેટલેક પ્રસગે તો એ તમારી બગાડેલી ભાષામા કઇક મીઠી નાજુકાઇનું મીશ્રણ જણાય છે, નહીં વારૂ?

હોરમસજી—એતો આપ લોક માત્ર મીઠી નજરથી દેખો એટલે એમ લાગતુ હશે, પણ એટલુ તો ખરૂ કે અમે લોકો બોલવા-અને લખવામા પણ-ભાષાના નિયમો બાધેલા હશે તો તેથી સ્વતંત્ર બનીએ છીએ ખરા અમારી એ બગાડેલી ભાષામા કૃત્રિમતા અથવા બનાવટ ઘણી ઓછી જોશો, વારૂ આપને વધારે વખત રોકયા કરતાં જે કામે હુ આવેલો છુ તે'—

મહેન્દ્રપ્રસાદ—બોલો, સુખેથી બોલો

હોરમસજી—આપને આવતા મહીનામા ખાસ અમને માન આપવા માટે મુબઇ પધારવાનું છે-સાવકસાથી ન્હાના છોકરા શાહપુરજીનું લગ્ન છે

મહેન્દ્રપ્રસાદ—હું ધારૂં છું કે મી શાહપુરજીને તો પચીસ ત્રીસ વર્ષ થયાં હોવાં જોઇએ, કેમ?

હોરમસજી—નહીંજી, તેને માત્ર બાવીસમુ વર્ષ ચાલે છે એનો બાંધો સાધારણ રીતે મજબુત હોવાને લીધે એમ લાગે છે હાલ સુધી તો એનો વિચાર પરણવાનો જ નહતો, પરંતુ હાલમા એક ઠેકાણું મળવાથી તે પરણવાના વિચાર ઉપર આવ્યો છે

મહેન્દ્રપ્રસાદ—આપનામા કન્યાઓની છત તો મ્હને લાગે છે કે હોય છે નહીં વારુ ?

હોરમસજી—અમારામા એવું છે કે આબરૂદાર કુટુંબ હોય અને ભણેલો હોંશીયાર વર હોય તો તેના ઉપર છોકરીઓના માગાનો દરોડો પડે ! અને બીજી બાજુએ ઉંચા કુટુંબોમાં છોકરી ભણેલી ને કાબેલ હોય તો તેની સારા કુટુંબમા સગવડ થતા વાર લાગે નહીં નવસારી જેવા શહેરમા ગરીબો પોતાની સ્થિતિનાં જેવા કુટુંબોની સાથે સહજમા ગુજારો કરી લેછે, વચલા વડના લોકોને અમારામા પણ ઘણું દુ ખ છે

મહેન્દ્રપ્રસાદ—અમારામા છે તેવા “ ઘોળ ”ને કુંડાળા તો તમારામા નહીંજ ને ?

હોરમસજી—“ ઘોળ ” એટલે ?

મહેન્દ્રપ્રસાદ—એટલે સો બસો માણસોનો સમુહ મળી એક દસ્તાવેજ બનાવે કે આપણે આસમાન ઉપરથી તૂટી પડે કે પાતાળ ફાટે તો પણ આપણા બસે ઘરોમાં અંદર અંદર કન્યા આપવી અને લેવી બસે માણસોના કુંડાળા બહાર જાય તેનો જ્ઞાતિએ તીરસ્કાર કરવો, તેને નાતબહાર મૂકવો અથવા તેનો દંડ કરવો

હોરમસજી—તોબા, તોબા, તેવું તો કંઇજ નથી અમારી વસ્તી મૂળ લગભગ લાખની તોપણ તેમા બધી કોમની સગવડ અને સુખની ખાતર વગર લખાયલા કેટલાક નીયમો પળાયે જાય છે. સામસામા લગ્નના વ્યવહારો કરનારા કુટુંબોમા, જુજ અપવાદો સિવાય, ઘણે ભાગે સ્થિતિની સમાનતા જોવામાં આવે છે. બઝારગેટમા સાધારણ રીતે સાબુની ફેરી કરનાર એક પારસી, સર ધનજીશા માતબરશાને ત્યાં વરનું માગુ કરવા નહીં નીકળી પડે, પણ પોતાનીજ સ્થીતિમાથી વર કે વહુની શોધ પ્રથમ કરશે. તમારામા તમે જે “ઘોળ” કહો છો, જેને એક કુંડાળુ કીલ્લે-બધી કે કેદખાનું નામ આપ્યું હોય તો વધારે બંધબેસતું આવે, તેને લીધે પડો કે આખડો પણ તે કુંડાળામાંથીજ વર

કન્યા શોધી લાવવી પડે ! અમારામા દુ:ખો પણ છે. પણ પર-ણનાર પક્ષકારોની સ્વતંત્રતા ઉપર તરાપ મારવાના પ્રસંગો બહુ હોતા નથી તેને લીધે અમે મગરૂર છીએ કે તેટલા પુરતા અમે સુખી છીએ શાહપુરજીનોજ દાખલો ! કેવો મજબુત બાંધા નો જવાન ! તમારામા એવડા જવાનો કુવારા રહે એ કે ચાર માત્ર જોયા હશે ! ને તે પણ નાતના કેટલાક વાધાને લઇને વરની અછત હોવી એ તો હરકોઇ કોમનો એક પ્રકારનો ધીમો આપઘાત છે એથી તો એવો વખત આવવા પામે કે એ કોમનો મનુષ્ય શોધીએ તો જડે નહીં ! એથીજ ઓન મી પટેલે એક ખરડો રજુ કરેલો હતો પણ તેને શેઠસાહેબ ! તમો લોકો વધાવી કા નથી લેતા ? મી પટેલની દેશદાઝ માટે તો બે મત હોઇ શકે નહીં

મહેન્દ્રપ્રસાદ—એમાં દેશદાઝનો પ્રશ્ન નથી મી હોરમસજી. અમારામા ઘણા વખતથી વર્ણાશ્રમ ધર્મ સ્થપાયેલો છે એટલે કે બ્રાહ્મણ બ્રાહ્મણની કન્યા પરણે અને ક્ષત્રી ક્ષત્રીઓમાથી કન્યા પરણે પરંતુ ઓન મી પટેલના ખરડાનો હેતુ એમ હતો કે-એક બ્રાહ્મણ ઢેડની કન્યા પરણે તો તે લગ્ન કાયદેસરના છે તેમજ એક ઢેડ બ્રાહ્મણની કન્યા પરણે તો લગ્ન પણ કાયદે-સરના ગણવા જોઇએ આ બાબત એવી છે કે હીંદુઓના ધર્મ-શાસ્ત્રોના લગ્નના મહાન નિયમોનુ ઉચ્છેદન કરે છે મી પટેલજ તે વાત કબુલ કરી તેમણે તે ખરડામાજ બતાવ્યુ હતુ કે-any custom or any interpretation of Hindu Law to the contrary notwithstanding"-એટલે એ જોતા એમણે પોતેજ સ્વીકાર કરેલો છે કે હીંદુઓમા રીવાજ અથવા ધર્મશાસ્ત્રો મી. પટેલના ખરડાથી વિરૂદ્ધના અદ્યાપિ પર્યંત હયાતિ ધરાવી રહ્યા છે

હોરમસજી—ત્યારે શુ આ હાલ ચાલે છે એ સ્થિતિ ઇચ્છવા જેવી છે ?

મહેન્દ્રપ્રસાદ—કદી નહીં. હાલની સ્થિતિ પણ મહાન દુ:ખ-મય છે સો સો બસે બસેના "ચોળ" અથવા કુંડાળાં, કહો કે કેદખાના અછતને લીધે કન્યાઓનો વેપાર. સંતોષકારક જોડાં ન મળવાથી દીકરીઓને સહન કરવાં પડતાં દુ:ખ, અને પરિણામે આપઘાતોની સંખ્યા, પાસે પૈસો છતા કન્યાની અછતને લીધે

માબાપોને પોતાના છોકરાને વ્હેલો પરણાવી દેવાથી અભ્યાસ અભ્યાસને ઠેકાણે રહે છે ને "ટીંગુજી બીન ચી ગુજી" જેવા વામન-રાવોથી ભરેલ અમારો આ દેશ ! અધમતાની પરિસીમા આવી રહી છે, અને સદીઓની સદીઓથી દુ ખમા સબડેલાં કુટુબો સહજ કેળવણીના પ્રકાશને લઇને અ ધકારમા દ્દષ્ટિ નાખવા શક્તિ માન થયા છે જ્ઞાતિના સ્વાર્થી અગ્રેસરોની જુલમી, અરે ! પ્રાણ-ઘાતક આજ્ઞાઓનો હવે વધારે વાર આદર નહીં થઇ શકે ! જ્ઞાતિનુ હીત માગે છે-મ્હોટેથી પોકારે છે કે રૂઢીનો જુનો ઝભ્ભો હવે કોરે મૂકી ભવિષ્યની પ્રજાના હીતની ખાતર હીદુઓની સાસારીક બ ધારણામા ઘટતા ફેરફારની જરૂર છે

હોરમસજી—પણ ત્યારે તમે ઓન મી પટેલના બીલને ટેકોબી નથી આપતા અને હાલની કફોડી સ્થિતિને પણ આવી રીત્યે ધી કારી કહાડો છો તો પછી તમે કેવુ બ ધારણ કરવા માગો છો ?

મહેન્દ્રપ્રસાદ—આપનો પ્રશ્ન યથાર્થ છે મૂળ અમારામા ચાર વર્ણ સ્થાપિત થઇ હતી. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર આ દરેક વર્ણ પોતપોતાની જ્ઞાતિમાથી કન્યા લઇ શકતી. તે વખતે બ્રાહ્મણોની આટલી બધી પેટજ્ઞાતિઓ ન હતી, હાલ તો અમારી સ્થિતિ એવી નઠારી બની રહી છે કે-બ્રાહ્મણ બ્રાહ્મણમાથી પરતુ નજીકની પેટાજ્ઞાતિમા વર કન્યા જોઇએ તેવા લાયક હોય પરંતુ અમારે તો ટગર ટગર જોઇજ રહેવાનો અમારો ધર્મ અમને જ્ઞાતિના અગ્રેસરોએ અચ્છી રીત્યે સમજાવી મૂકયો છે, અને અમારા ઘોળમા જ છોકરા છોકરી પરણાવી શકાય. આ સ્થિતિ વચમાના અવ્યવસ્થીત જમાનાને લઇને બનવા પામી છે તેનો ઇતિહાસ લાંબો છે પરતુ હાલ તે સ્થિ-તિમાથી અમારી આ અવદશાને અધમતા હવે અમે સહન કરી શકીએ તેમ નથી, માટે પ્રથમ પ્રમાણે પાછી બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય અને શુદ્રોની ચાર જ્ઞાતિઓ બનવા પામે તે ઉપર અમારૂ લક્ષ છે. હીંદ સમાજના શુભેચ્છકોનુ તે અમારા લક્ષ પ્રત્યે અનુમોદન છે એ મુજબ થતાં કન્યા કે વરની અછત એકદમ બંધ પડશે. હીંદુસમાજના સાસારીક દુઃખો નષ્ટ થશે સંસાર સુધારાની અનેક પ્રકારની બુમો પાડનારાઓની ચિત્ત વૃત્તિ અન્ય દેશોદયના માર્ગમાં જોડાશે. ઉદ્યોગી અને રાજકીય પ્રવૃત્તિને અવકાશ મળશે.

હોરમશજી—મને લાગે છે કે તે મુજબ થતું હોય તો મી પટેલે કા તો પોતાનુ બીલ પાછુ ખેચી લેવુ જોઇએ

મહેન્દ્રપ્રસાદ—ને તેમજ થયુ પણ છે, પણ તેટલુ બધુ કરવાની પણ જરૂર નહતી માત્ર Caste ની આગળ Sub શબ્દ મુકવાથી આ અર્થ સરી શકે તેમ હતુ એ શબ્દ મૂકવાથી ખરડાનો અર્થ બધો ફરી જઇ એમ બને છે કે-પેટાજ્ઞાતિઓના પક્ષકારો હોય તેથી લગ્ન ગેરકાયદે બનવા પામતું નથી એટલે દાખલા તરીકે ઓદીચ્ય ટોળકીયા અને ઓદીચ્ય શહસ્ત્ર બ્રાહ્મણો વચ્ચેના લગ્નોને તેની બહાલી અપાય છે પરન્તુ અમારી ઇચ્છા એમ છે કે લગ્ન જેવા મહત્વના વિષ યમા સરકારના ધારા અમને આંધળા બેલની માફક દોરી રસ્તો બતાવે તે કરતા અમે જાતે અમારા બધાગણોને સુધારીએ તે વધારે ઇચ્છવા યોગ્ય છે

આ ઠેકાણે એક મજબુત બાધાના કદાવર દેખાવના યુવકના આવવાથી ઉપરની વાત બધ રહી હોરમસજી શેઠ રજા માગી વિદાય થયા

---

## પ્રકરણ ૯ મું.

---

### ગોદાવરીનો આપઘાત.

" માત્ર Sub શબ્દ ઉમેરવાથી ઓન. મી પટેલનો ખરડો હીંદુ પ્રજાને માનનીય થાય તેવુ આ પારસી ગૃહસ્થને આપે કહેવુ જોઈતુ ન હતું.

આલ્હાદ ઉત્પન્ન કરે તેવા બાધાનો-યુવક અદર પેસતાજ બોલ્યો

" કારણ ? ! " શેઠે પૂછયુ

" કારણ એજ કે હીંદુ પ્રજા હવે અશિક્ષિત નથી આઠ દશ વર્ષપર ઓન મી. બાસુએ આથી વધારે ગભીર પ્રકારનું બીલ રજુ કર્યું હતું તે છેવટ નામજુર થયુ હતુ એ બીલમા હીંદુ-ઓના બીજી કોમો સાથેના લગ્નોને કાયદાની છાપ માગી હતી અને આમાં હીંદુઓમા પરસ્પર લગ્નો થાય તે કાયદેસર છે એવી દરખાસ્ત હતી અને તેમાં Sub શબ્દ ઉમેરવાથી પેટા જ્ઞાતિ-ઓમા થતા લગ્નોને કાયદેસરપણુ અપાય તે ખરૂ પરન્તુ હવે

હીંદુ પ્રજા પાગળી કે રાગળી રહી નથી. છેલ્લા ચાર પાંચ વર્ષની જાગૃતિએ કેટલીક સદીઓનુ કામ કર્યું છે એટલે હવે સરકારની મદદ સંસારિક બાબતમા માગવાને બદલે સમજુ હીંદુઓ સમુ-ક્ષજ વર્ણાશ્રમ ધર્મની જરૂર બતાવવાની છે આવી જાતના પ્રશ્નોનો નિર્ણય એ સરકારના અધિકાર કરતા પ્રજાના અધિકા-રમા વધારે શોભે છે અટલે સ્વરાજ્ય માટે જેમ ઇગ્લંડની પ્રજાના કાન ઉઘાડવાની જરૂર જોવામાં આવે છે તેવી રીતે આ બાબતમા આપણીજ પ્રજામા ચર્ચા થઇ વર્ણાશ્રમ ધર્મ પુનરપિ સસ્થાપીત થાય તેમ કરવા જરૂર છે એજ હીતકર છે એથીજ હીંદુ ધર્મને અનુસરીને પવિત્ર જીવન ગાળનારી કરોડો વ્યક્તિઓના મનમાથી બોબાટ મટશે નહીં તો Sub શબ્દ વધારીને પણ ખરડો પસાર કરાવીએ તોપણ તેની બજવણી કરવી પ્રજાનાજ હાથમા છે. અને તે પછીના ચાલુ બોબાટની તમે શું કીંમત આંકો છો? અણગમતા ધારા સામે કાગારોળ કેટલો બધો થશે? વળી—"

આ વખતે ધર્મદેવી આ ઓરડામા આવી. ઘડીભર શાંતિ પ્રસરી રહી.

ધર્મલક્ષ્મી-અહો ભાગ્ય! આજે ભાઇને બોલતાં સાંભળુ છુ—"

"એમ કેમ?" શેઠે વચમા પૂછ્યુ

ધર્મલક્ષ્મી—ચોવીસે કલાકમા મ્હોટા ભાગે પુસ્તકો વાચવા કરવા, ઘડીભર સાંજે ફરવા જવુ, નિવૃત્તિના વખતમા અનન્ય ઉદાસીનતા, ઉગ્ર મનનરૂપ તપ, કોણ જાણે શુ કરવા ધાર્યુ છે—મહાન તપસ્વી બની જઇ—"

'કેમ, કેમ, દેવી! એટલુ બધુ? હુ કાંઇ સમજ્યો નહીં" શેઠે કહ્યુ

"હુ પણ કાંઈ પુરૂ સમજતી નથી. આજકાલ કરતા એને ચોવીસ વરસ થવા આવ્યા આપણ એના પાલક—એના જાણે ટ્રસ્ટી—અરે કહો કે માતપિતા એટલે એની વાતથી બધી ચિંતા આપણને રહી નાતમાં હાલ કન્યાની અછત છે તે એના જાણ-વામા છે. અગ્રેસરોની મુરાદ બર ન આવે ત્યા સુધી તે કપાળ બંધ બેસવા દે તેમ નથી. આમ છતા કેટલાક પ્રયત્ને ઇચ્છા-શંકરની પુત્રી ઉજમનુ વેવીશાળ કરવા મ્હેં ધાર્યું હતું તે આજ ભાઇને એક વખત કહેતા—"

"પણ હુ આ નથી જાણતો હો દેવી! તમે પ્રયત્નો કરો

છો એ ખરું સારી વાત છે હુ કબુલ કરૂ છુ કે એ બાબતમાં હજુ હું ગાફલ છું " શેઠે કહ્યું

"પણ પ્રયત્ન કરીને શુ? ભાઇને એ વાત મ્હેં સહજ એક વખત કહી, એટલે "છટ નોનસન્સ' કરી મ્હને તરછોડી નાખી તે પછી બે દીવસ સુધીના અપવાસ કર્યા અને ત્યારથી મુગે મુંઆ વાચ્યા કરે છે તેની હાજરી ઘરમા હોવાનુ કોઈ ભાગ્યેજ કોઇ જાણી શકે તેમ એક યોગી મહારાજની પેઠે જાણે ઇશ્વરના સ્મરણ મનનમા હોય તેમ ચુપેચુપ જીવન ગાળે છે તેથી હુ કહુ છું કે–આજેજ તેને બોલતાં સાભળુ છુ

આ સ્થળે આ યુવકના થોડાક વૃતાતની જરૂર છે એની માતા એને છેક થોડાક માસનો મુકી ગુજરી ગઇ હતી એના પિતાનું વય તે વખતે ચાલીશ વરસનુ હતુ ઘરની સ્થિતિ ખરુ ગરીબ હતી અને તેવામા આ યુવકની મા પછવાડે તેના પિતાએ ઘરની શીલીક જે કઇ હતી તે તાણી તોસીને વેચી અને કઇ કરજ કરીને જ્ઞાતિ ભોજન આપ્યુ "દોકડા લેખે' બાર ટકાના ચક્રવૃદ્ધિ વ્યાજના વમળમા કુટુબ ઝોકા ખાવા માડયુ અને તે ચિંતાના ભારથી આ યુવકનો પિતા દોઢેક વર્ષની લાબી બીમારી ભોગવી મરણ પામ્યો

આ યુવકને હવે ઘરમા કોઇ રહ્યુ નહિ અટલે તે તેના પિતાના એક વૃદ્ધ કાકાના હવાલામા ગયો એ પણ એક ગરીબ માણસ હતો પરતુ અનુકંપાને લીધે અને કઇક ફરજ સમજીને ભત્રિજાના નિરાધાર થઇ પડેલા બાળકને પોતાના હવાલામા લીધો જેવો તે ત્યા ગયો તેવોજ આ યુવકના પિતાના લેણદારો એ વૃદ્ધ કાકા પાસે દોડી આવ્યા ભત્રિજાના દીકરાનુ પોષણ કરવુ એ ભારે પડતુ હતુ તેવામા હજારો રૂપીઆનુ ચક્રવૃદ્ધિ વ્યાજથી ફુલાવી મુકેલુ એનુ દેવુ આ વૃદ્ધ કાકો શી રીતે આપી શકે? લેણદારોના તગાદાથી છેવટ એ કટાળ્યો એના પોતાના કુટુબમા કોઇ હતુ નહીં માત્ર જેવો આ યુવક–તે વખતે બાળક હતો તેવીજ બીજા એક ભત્રીજાની પુત્રી ચૌદેક વર્ષની નિરાધાર હોવાથી તેને તે નીભાવતો હતો. અને થોડાકજ વખત ઉપર એ બાળકીને તેણે મોટા શહેરમા સારૂ પ્રતિષ્ઠિત ધનવાન કુટુબ જોઇને પરણાવી દીધી હતી એમ કરીને એને સંસારની ઉપાધીમાથી મુક્ત થવુ હતુ પરન્તુ એ બાળકીને પરણાવી દીધા પછી થોડાક માસમા

આ ભત્રિજો, "યુવક" તે વખતે બાળક હતો. તેનો બોજો તેને માથે આવી પડયો પરંતુ આ તો છોકરો હતો એટલે આનો બોજો એ વૃદ્ધ પુરૂષને બહુ લાગ્યો નહીં પણ માત્ર એના લેણદારોનો તગાદો વધારે થઇ પડયો હતો

જે બાળકી જેનું નામ ગોદાવરી હતુ તેને આ વૃદ્ધ પુરૂષે સારૂ પ્રતિષ્ઠિત ધનવાન કુટુંબ જોઇ પરણાવી દીધી હતી તેનાં સાસરીયાની વૃત્તિઓ જોવાનો અવકાશ એને બહુ ઓછો મળ્યો હતો એટલે કુટુંબ જોયુ હતુ-ધન પણ જોયુ હતુ પણ છોકરીનાં સાસરીયા પોતાના કુટુંબમા સુરતીયા રૂપ હુંડીને એક કરતાં વધારે વખત વટાવવાની વ્યાપારી વૃત્તિવાળા છે એ જાણવાનું એ ભોળા પુરૂષથી બન્યુ ન હતુ એ બાળકીને પરણાવ્યાને પુરાં છ મહીના થયા હશે તેવામા એ કુટુંબમા એક બીજા ધનવાન કુટુંબ તરફથી સારી રકમ "ચાંલ્લા"ની આપવા કરીને માગુ આવ્યુ એટલે ગોદાવરીને પિયર રવાના કરવાના નિશ્ચય ઉપર તેના સાસરીયા આવ્યા જે જુજ વખતમા ગોદાવરી તેના પિતાના વૃદ્ધ કાકા પાસે રહી હતી તેટલા અરસામાં તેણે તેને કંઇક ઉચ્ચ પ્રતિનુ શિક્ષણ આપ્યુ હતુ અને તેને સારા કુટુંબમા પરણાવી દેવાથી તે એક વાતે ફરજ બજાવ્યાનું હૃદયનુ સુખ અનુભવતો હતો. એટલામા ગોદાવરીને સાસરેથી કાગળ આવ્યો કે તે ઘણા દિવસથી અહીં છે પાછુ ફરીને કોઇ જોતું નથી માટે તેને એકદમ બોલાવી લેવી ! આ જહાગીરિ હુકમથી ડોસો સ્તબ્ધ થઇ ગયો ! કોની દીકરી ! કયા પિયરમા ! અને કોને બોલાવવા મોકલે ?

આ યુવક તે વખતે માત્ર પાંચેક વર્ષનો હતો તેને એક ભોમીયા સાથે ગોદાવરીને 'પીયર' તેડી લાવવા મોકલ્યો. સુશિક્ષિત-સમજુ-ને શાણી ગોદાવરીને ધનાઢય સાસરીયાંએ એના પિયર તરફના સંજોગો જોઇ નિભાવી લીધી હોત તો ઠીક એમ આ વૃદ્ધ પુરૂષ ધારતો હતો તેથી તેને બોલાવવા મોકલતાં એના હૃદયના ઉંડાણમાં કંપારી છુટી પરંતુ એને લાગ્યું કે પૂર્વે સાંભળેલા કણ્વઋષિ કરતા તો હુ એ બાળીકાનો વધારે નજીકનો સગો છું. મૃત્યુ સુધી દેહે દેહના ધર્મ બજાવવા જોઇએ. એમ ધારી પાંચ વર્ષના આ યુવક અને ભોમીયાને ગોદાવરીને તેડી લાવવા મોકલ્યા.

પણ યુવકે ત્યાં જઇને શું જોયું ? શાણી પણ ગરીબ ગોદાવરી પોતાના ઉપર શોકય ન આવે તેટલા માટે કરગરતી, પગે

પડતી, સાસુ સસરો પાસે પાસે બેઠા હતા તેમના પગ પોતાના આંસુડે ભીજવતી હતી ! એવા દુ ખમા પણ પોતાનો 'ભાઇ' આવેલો જોઇ તે તેને ભેટી પડી ગોદાવરીએ કરગરવાના, પ્રાર્થનાના, બધા પ્રયત્નો નિષ્ફળ થતા જોયા બાળક ભાઇના આવાગમને એને કઈક હ્રુદયબળ ધીર્યું બપોરનો સમય હતો બે દીવસથી ગોદાવરીએ સાસુ સસરાને વિનવતા નહી માનવાથી અન્ન સરખુ પણ લીધું નહતુ એટલુંજ નહી પરતુ તેડવા આવેલા ભાઇને પથ્થરના હ્રુદયના તેના સાસરીયાએ આવકાર સરખો આપ્યો નહીં ગોદાવરીના હ્રુદયમા માઠુ લાગવાથી હ્રુદય બધું પૂર્ણ રીતે ભરાઇ ગયુ હતુ તેણીએ પાચેક મીનિટ થોભી કઇક વિચાર કરી જોયો અને એકદમ ભાઈ સાથે પિયર જવા નીકળી

"આ તારા લખાચા" કોણ મૂકવા આવશે, એ પણ સાથે લેતી જાને ! સાસુએ નીકળતા કહ્યુ ગોદાવરીએ તેનો જરા પ્રત્યુત્તર આપ્યો નહિ પણ પિયરથી આવેલો ભોમીયો સમજી ગયો કે બ્હેનને કઇ ક્લેશ થયેલો જણાય છે, એટલે તત્કાળ કપડાનુ અને પુસ્તકો વગેરેનુ ભરેલુ ટ્રક એણે મથે ઉપાડી લીધુ. અને એ પણ બેદરકારી જેવું મ્હો કરી ગોદાવરીની પાછળ ચાલ્યો

શહેર બહાર નીકળ્યા પછી એક આમાના રક્ષકના ખુપડામા કેટલાક ફળો તેણ જોયા ઓળખાણ કાઢી ત્યા તેણે ચનમ પીધી અને માગી લીધલા ફળો બાળકને આપ્યા તે તેણે સારી રીતે ખાધા ગોદાવરીને આગ્રહ કરી આપવા માડયા તે તેણીએ ન લીધા એટલે પોતે પણ પાછો પાછળ પાછળ કઇ તેમાંનુ ખાધા વગર ચાલ્યો

છેક સાજે તેઓ ભક્તિપુરા—જયા આવવાનું હતુ ત્યા આવી પહોચવા થયા ગોદાવરીને તે વખતે તરસ લાગી હતી પણ પાણીનુ સાધન કાય ન હતુ

"હેડો બ્હેન, બા હવે ગામ આગાઉએ નહી હોય" ભોમીયાએ કહ્યુ

પણ ગોદાવરીએ તુર્તજ પાણી પીવાની ઇચ્છા જણાવી નજીકમા એક કુવો હતો પણ તે બહુ ઉંડો હતો. ગોદાવરીએ બે માથાનો મ્હોટો કટો લઇ તે વડે પેટીમાથી લોટો કહાડેલો હતો તેને બાવી પાણી ખેચવા માડયુ પણ દોરડુ પહોચ્યું નહીં

એટલે નજીકના ખેતરમાં ખેડુતો બતાવી તેમની પાસે દોરડુ હોય તો લઇ આવવા ગોદાવરીએ ભોમીયાને કહ્યુ. ભોમીયો તે તરફ લેવા દોડયો ને કદમ નહીં ગયેલો એટલામા ગોદાવરીએ મ્હોટેથી "અરે માતજી જો!" કહીને કુવામા પડતુ મેલ્યુ ભોમીયો તે સાભળી તુર્તજ પાછો દોડયો અને છોકરાને પકડી લીધો. કારણ કે તે કુવામા જોવા જતો હતો

ભોમીયો લાચાર બની ગયો નજીકના ખેતરના ખેડુતોને બોલાવી દોરડાની મદદથી એક માણસને કુવામાં ઉતાર્યો આ બધુ કરતા પદરેક મીનિટ નહી થઈ હોય અંદગ જઈ કુવામા ઉતરનારે એક ન્હાનો ખાટલો માગ્યો તે ઉતાર્યો. તેમા નાખી ગોદાવરીને કુવામાથી ઉપર કહાડી પરતુ તેનામા જીવ રહ્યો ન હતો

ભક્તિપુરમા દિવસ અસ્ત થવા આવ્યો, ભોમીયા સાથે મોકલેલું બાલુડું, ગોદાવરીને લઇને હમણા આવી પહોચશે એ આશાએ એના પિતાનો વૃદ્ધ કાકો અનિમિષ નેત્રે તેમને આવવાના રસ્તા તરફ જોઈ રહ્યો હતો! અને તેમ કરતા થાકયો. એટલે તેણે એમના આપવાના રસ્તા તરફ એકાદ માઇલ સામા જવા નિશ્ચય ચર્યો એ કૂવા આગળ આવી પહોચ્યો ત્યાં એણે ગોદાવરીને ચાર દયાળુ ખેડુતોએ કુવામા ઉતરી કહાડેલી— ભોમીયો આક્રંદ કરતો,‡ બાળક તેને વળગી પડેલો- એ દશ્ય જોયુ! ભત્રિજાની દીકરી લાડકોડથી ઉછેરી મોટી કરી સુશિક્ષિત બનાવી ધનાઢય કુટુબમા પરણાવી, તેના ઉપર પરણ્યા પછી થોડાક માસમાજ, તેની કઇકસુર વગર, માત્ર બીજા વાહલાની રકમની લાલચે, સોકય આવવાના કારણે આવી રીતનો તેનો આપઘાત! અને આ અમારા હિંદુ સમાજનુ વિચિત્ર બંધારણ!!

"અમે હીંદુ લોકો હજારો વર્ષ ઉપર બહુ સુધરેલા હતા, અમારા ધર્મ શાસ્ત્રો સમગ્ર ભૂગોળના મનુષ્યોને શિક્ષક રૂપે થવાના છે" એ મતલબની અમારી પાછલી મોટાઇ અને ભવિષ્યના સ્વપ્ના, કઇ કામ લાગે છે?! પાછલી મોટાઇને હવે એક કોરે મૂકી દો! ગ્રીસને પણ તે કઈ કામ લાગી નથી ,ભવિષ્ય, ઇચ્છો તેવુ કરવા, વર્તમાનમાં પ્રયત્નવાન રહો એ મહત્ નિયમ એક વ્યક્તિના જીવનને તેમ પ્રજાના જીવનને એક સરખો લાગુ પડે છે તમારા સતાનો-પુત્રીઓ યોગ્ય વર નહિ મળવાથી અને પુત્રો યોગ્ય પત્નિ નહીં મળવાથી દુ:ખી થતાં હોય, અને તે

તમે શાસ્ત્રોની આગળ વધીને કરી મૂકેલી સેંકડો પેટા જ્ઞાતિઓને લીધે તેમ થતુ હોય તો મહાત્મા મનુની આજ્ઞાનુસાર દેશકાળ સ્થિતિને અનુસરીને તમે તેમા સુધારો વધારો કરી શકો છો. મહાત્મા રાનડે આજ હયાત હત તો તમને એમજ સલાહ આપત કે પેટા જ્ઞાતિઓનુ એકીકરણ કરો અને પૂર્વનો વર્ણાશ્રમ ધર્મ પુનરપિ સ્થાપિત કરો, તેથી ધર્મ સચવાશે અને પ્રજામા કન્યા અને વરની અછતના તમામ દુ ખો નષ્ટ થશે

ભક્તિપુરામાથી જ્ઞાતિના મનુષ્યોને બોલાવી દુખી ગોદાવરીના દેહને એજ સ્થળે અગ્નીદાહ કરવામા આવ્યો ડાઘુઓમા મહેન્દ્રપ્રસાદ શેઠ પણ કેટલેક છેટે કુટુબી થતા હોવાથી આવેલા હતા તેમણે ધંધાની શરૂઆત કરી હતી તોપણ મુંબઇના સાહસીક પારસી વ્યાપારીઓના સમાગમને લીધે તેમનો વ્યાપાર જામતો હતો. વૃદ્ધ પુરૂષનુ આક્રદ જોઇ મહેન્દ્રપ્રસાદ શેઠને બહુ લાગણી થઇ આવી અને તેમણે કહ્યુ કે—જો હવે આ બાળકને સાચવતા તમને અગવડ જેવું લાગતું હોય તો એને સુખેથી મારે ત્યાં મૂકી જજો અમારા કુટુબમાં રહેશે, અને એના ભાગ્યમા હશે તે શિક્ષણ મેળવશે

"અને એના લેણદારોને મ્હારે શુ કરવું ?" એ વૃદ્ધ પુરૂષે પુછ્યુ.

ભલા મહેન્દ્રપ્રસાદ શેઠે તેમનો પણ હિસાબ તપાસી, તેમની પેઢીમાથી પ્રતિવર્ષે નીકળતી અમુક ધર્માદા રકમમાથી પતવવા વચન આપ્યું. આ રીતે આ વૃદ્ધ પુરૂષ મહાન દુ ખરૂપ બ ધનમાથી મુક્ત થયો ગોદાવરીની સ્થિતિથી એને મોટો આઘાત થયો હતો, હીદુ સાસારિક બંધનો ઉપર એને તીરસ્કાર ઉત્પન્ન થયો એને ભાસ્યુ કે એ સસારમાં પરવશ થયો છે, એથી એને ઉગ્રવૈરાગ્ય ઉત્પન્ન થયો, અને કોઈક ગુફામા જાણે એવી રીતે ચાલ્યો ગયો કે જગતમા એની વીષે કઇ સભળાતુ જણાયુ નહી

મહેન્દ્રપ્રસાદ શેઠના કુટુબમા આ બાળકના આવ્યા પછી તેમની પેઢીમા દ્રવ્યનો સચય કુદકે ને ભુસકે વધવા માડયો એટલે ધર્મલક્ષ્મીનો પક્ષપાત એ બાળક ઉપર દીનપ્રતિદીન વધવા માડયો બાળક પણ સારા સસ્કારવાળુ જોવામા આવ્યુ અને પૂર્વ જન્મનું કઇક શિક્ષણ લઇનેજ જન્મ્યુ હોય એમ જણાયુ ધર્મલક્ષ્મીને તે વખતે લક્ષ્મીપ્રસાદ સિવાય સતતિ નહતી એટલે આ બાળકને ઉછેરવાનુ તેને યોગ્ય શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવાનુ તેણીએ માથે રાખ્યુ.

આ રીતે ઉછરાયલો આ બાળક ઉંમરે આવતા અતુન પરાક્રમવાળો અને દીવ્ય દેહવાળો જણાવા લાગ્યો ઉત્તમ ગૃહશિક્ષણ શુ નથી કરી શકતુ? એની માનસીક વૃત્તિઓ સુદૃઢ અને ઉંચ પ્રકારની થવા પામી તોપણ ગોદાવરીને તેડવા જવુ–તેનુ સાસરીયામા રૂદન કરવું–કુવામાં પડવુ–એ દશ્યો એનાથી ભૂલાયા નહતા અને એમ કેમ થવા પામ્યુ તે અદ્યાપિ ન હતો સમજી શકતો તે વય પ્રાપ્ત થયે સમજવા લાગ્યો અને આપણા સાંસારિક બધનો તરફ તેના અણગમાને તીરસ્કારની લાગણીનો જન્મ થયો ધર્મલક્ષ્મી સાથે વખતો વખત એ હીંદુ સમાજના બધારણો બાબત વાર્તાવિનોદ કરતો અને આ સુશિક્ષિત યુવક ધર્મદેવીને ચર્ચામા પ્રસગે હરાવી દેતો ધર્મદેવી તેથી મગરૂર બનતી અને તેના માતાતુલ્ય સ્નેહમા તેથી ઉમેરો થતો. બાવીશ વર્ષનો થયો ત્યારથી ધર્મલક્ષ્મી એને માટે કન્યાની શોધમાં રહી જ્ઞાતિમા ઘોળ બધાઇ ગયા હતાં ઘોળ બહારથી કન્યા લાવવી તે પીનલ કોડમા સમાયલા ગભીરમા ગભીર ગુન્હાઓના એકત્ર વજન કરમા વધારે ગુન્હાઇત કૃત ગણાતુ હતુ ! અગ્રેસરોની રૂશવતની મુરાદ બર ન આવે ત્યા સુધી કોઇ સ્થળે કોઇનુ લગ્ન બધ બેસવા દેતા ન હતા છેવટે ઇચ્છાશકર નામના ગરીબ વિપ્રની ઉજમબાઇ નામની એક બાળકી, જેનુ કયાય બધ બેસતુ નહતુ તેને આ યુવક સાથે પરણાવવાની યોજના ધર્મલક્ષ્મીએ કેટલાક પ્રયત્ને ઉભી કરી અને તે બાબત પ્રથમ તેણીએ આ ભાઇનેજ વાત કરી–તે વાત કરતાંની સાથેજ તે ચમકી ઉઠયો ! ને બોલ્યો —

"માતા ! હુ શુ સ્વાર્થી છુ ? જ્ઞાતિને અને તેમ કરીને પ્રજાને સુખી કરવાનુ જેનુ લક્ષ્યબીંદુ નથી, તેનો જન્મ વૃથા છે ! જ્ઞાતિના અનેક સુજનો, ઘોળરૂપી કેદખાનામાં સડે છે–કેંક તો કન્યાની અછતને લીધે કુવારી સ્થિતિમા ભવ પુરા કરે છે અને કેટલાક ઘોળમા કન્યાઓ ઉભરાઇ જવાથી એક ઉપર બીજી ને બીજી ઉપર ત્રીજી કન્યા લાવી શકે છે એ જમાનામાં હુ આપણા લોકોને પૂર્વનો વર્ણાશ્રમ ધર્મ પુનરપિ સ્થાપવાને તેમ કરીને કન્યાઓની અછત દૂર કરવાના ઉપદેશમા નીકળી પડુ તો શું ખોટુ છે ? ગોદાવરીના કુવામા પડવાની જાણે ગયા કાલનીજ વાત છે હુ તે વીસરી શકતો નથી માટે કૃપા કરી મ્હારા માટેના કોઇ પ્રયત્નમા હાલ પડશો નહી—"

ધર્મલક્ષ્મી—કેમ ભાઈ, ઇચ્છાશકરની છોકરી અણઘડ છેને જરા ખોડવાળી છે તેથી તો આમ કરતો નથી ને !

"માતા ! હુ તે તમારા મ્હોડેથીજ જાણુ છુ મ્હને સતા વશો નહીં પ્રભુની ખાતર મ્હને એ બાબત ત્રાસ ન આપવા મ્હારી પ્રાર્થના છે હીંદુ સમાજ જે વખતે દુખ સાગરમા ગરકાવ છે તે વખતે મ્હને મ્હારો ધર્મ બજાવવામાં અતરાય ન નાખો ! એવામા હાલ પરણવુ ? "છટ નોનસન્સ"

"આ છટ નોનસેન્સ કહી તમને ત્રાસ આપવાના પ્રાયશ્ચિત માટે મ્હારે બે અપવાસ કરવા પડશે"

ઉપર મુજબ વાત થતા ધર્મલક્ષ્મીએ ફરી એ વિષય કહાડી તેના મનની લાગણી દુખાવી ન હતી અને તે હકીકત તે શેઠની આગળ કહેતી હતી ત્યાથી આપણી વાર્તાનું વિષયાન્તર થયેલ છે

ધર્મલક્ષ્મી—ભાઇને ભલે યોગીરાજ બની જવું હોય ઉપદેશક તરીકે નીકળો પડવુ હોય તો ના નથી પરતુ તેમ કરતા પહેલા આપની આગળ એ બાબત ચર્ચા ચલાવી એના કારણો રજુ કરશો કે નહીં ?

મહેન્દ્રપ્રસાદ—ધન્ય છે દેવી, તમારી લાગણીને ! તમ એ બાબતના કારણોમા તેની સાથે નથી ઉતર્યા !

ધર્મલક્ષ્મી—મ્હને તો ચાર પ્રસંગોમાજ બોલતી બધ કરી દેછે

આ સ્થળે બે બાળકો—"દેવતાઈ ભૂલકા" ને લઈજનાર નોકરે હાફતા હાફતા આવી મ્હોટેથી બૂમ મારી

શેઠ સાહેબ ! માબાપ—ગજબ થઇ ગયો કુજવીહારી ને મધુસુદનભાઇને બે બાવા જેવા જણાતા દાઢીવાળા બદમાસો ઉપાડી ગયા ! ! હુ બહુ પછવાડે ગયો—દોડયો! મ્હારા કપડા ઝાડીમા ફાટી ગયા !! પણ કોઈ હાથ આવ્યુ નહીં ! થાકયો છુ-અરે બાપરે-મરી જઇશ-થાકથી ત્રાસથી અધમુઓ થયો છુ કોઇને પાછળ મોકલાવવા જોઇએ ઓ બાપજી" એટલુ બોલતામા તે ભોય આડો પડી ગયો !"

નોકર હાફલો હાફલો પાછળ દોડવાને લીધે થાકેલો ભોય પર પડી ગયો, એ ઉપરથી ત્યાજ ઉભેલી માતાનુ હૃદય ચુરા થવા માડયુ **ધર્મલક્ષ્મી** "હાય ! હાય !" કરતી આક્રદ કરવા લાગી

મહેન્દ્રપ્રસાદે, સમયસુચકતા વાપરી, પડી ગયેલા નોકરના કપાળમાં ટાઢા પાણીમા ભીંજવી હાથ રૂમાલ મૂકયો યુવક ત્યાં

ઉભેલો હતો તે દોડયો અને ત્રણ બીજા નોકરોને મારવારમા બોલાવી લાવ્યો

મહેન્દ્રપ્રસાદ—દેવી ! ધૈર્ય રાખો ! મ્હને લાગણી નથી થતી ? ઇશ્વર ઉપર તમારી અગાધ શ્રદ્ધાની અને તમારી ભક્તિની જે પળમા કસોટી થાય છે, તેમા તમે એક અજાન નાસ્તિક કરે તેવી છોકરવાદ જવા દો ! અનત બ્રહ્માડનો નાયક-મ્હારો પરમાત્મા એ બાળકોનો હવે તો, ઝવેરાતને માટે વધ થતો અટકાવે એ આપણી પ્રાર્થના છે !

મહેન્દ્રપ્રસાદથી આગળ બોલી શકાયુ નહિ સીલીંગમા શ્રી કૃષ્ણ પરમાત્માની અનેક કીરણો સમેનની ચિત્રેલી છબી સામે તે નીર્જીવ બનેલા જેવો-પૂતળા જેવો ઘડીભર જોઇ જ રહ્યો ! એટલામા ઠડા પાણીથી કઇ ગહાયત મળી હોય તેમ ભોય પડેલો નોકર સ્વસ્થ થવા માડયો તેના ઉપર શેઠની અનુકપા જોઈ, તેના હજાર ગુન્હા માફ થયા સમજી મૂળ કઠણ હાડ અને શેઠની જાતે કરેલી સારવારથી તે સ્વસ્થ થયો ને રડતો ગડતો પાછો બોલ્યો –

"આજ સવારે વ્હેલા ઉઠી, બેઉ ભાઇઓ અહીંજ મ્હારી પાસે રમતા દોડી આવ્યા હતા મ્હને કહે કે-તારી છત્રીને ઉઘાડવાની જગોએ અમે એવી સરસ રીત્યે પીતળની ચાપ લગાવી દીધી છે કે તે કદી ઉઘાડી શકે નહી, મ્હે કહ્યુ એમ હશે તો મ્હને બીજી છત્રી મળશે એટલે કહે કે અમને બહાર ફરવા લઇ જાય તો અપાવીશુ " એવી એવી વાતો કરતા હતા પછી થાડીવારે હુ તેમને ન્હવડાવવા લઈ ગયો "

એટલામા યુવક તૈયાર થઇ આવ્યો ! તેને જરૂરના સાહિત્ય સમાનની એક ન્હાની પોટકી, એક મ્હોટી કથા ગમે ત્યા પથારી તરિકે પણ વાપરી શકાય તે અને નોકર માટેની છત્રી જેના ઉપર છોકરાઓ ચાપ લગાડવાની ગમત કરવાનુ નોકરે કહ્યુ તે, ઉતાવળમા સાથે રાખી અને બોલ્યો —

"હુ જાઉં છુ"—

"ક્યાં !!" મહેન્દ્રપ્રસાદ શેઠ પૂછયુ.

"ભાઇઓની શોધમા !"

એટલુ બોલતો, ગદ્‌ગદ્ કંઠે પરમાત્માનુ સ્મરણ કરતો તે ચાલતો થયો. મહેન્દ્રપ્રસાદે હીંમત એકઠી કરી જતા જતા તેને કહ્યુ.

ભાઇ, પ્રભુ તને સહાય થાઓ ! હુ પણ અહીંથી તત્ક્ષણ

એજ પ્રવૃત્તિમા જોડાઉ છુ, અને ચારે દિશામા અનેક મનુષ્યોને દોડાવી મૂકવાના પ્રયત્નમા રહુ છુ

યુવક એ શબ્દો પૂરા સાભળવા પણ ન રહ્યો તેનુ હૃદય એણે મક્કમ કરી, આવા બનાવોનુ કારણ તપાસવા તરફ દોરી દીધુ હતુ તેના જવા પછી મહેન્દ્રપ્રસાદે ધર્મલક્ષ્મીને ધૈર્ય આપવા માડયુ —

"દેવી, જુઓ, આ ભાઇ તો ગયો હવે જરા ધૈર્ય રાખો. પરમાત્મા એને સાનુકુળ થાય તેવી સ્તુતિ કરો! અમે તમામ નોકરો સાથે જે મદિરમા તે દર્શન કરવા ગયેલા ત્યા જઇએ છીએ તેમ પોલીસ ખાતાને જાગૃત રાખવા પણ બદોબસ્ત કરીએ છીએ, બીજી પણ કઇ ગોઠવણ થશે તે કરીશું આકાશ પાતાળ એક કરવા જેટલા પ્રયત્ને તમને એ બાળકો–હયાત હશે તો પાછા મળશે સૌથી મ્હોટામા મ્હોટુ મ્હારૂ હથીઆર મ્હારા પ્રભુમા શ્રદ્ધા એજ છે અને એજ તમારૂ પણ હો! તમારી ઇચ્છા હોય તો તમે પણ મદિર સુધી ભલે ચાલો પણ એક વાત યાદ રાખવાની છે દેવી! આથી શીખવાનુ એટલુંજ છે, અને આપણા આ દુખી ચોઘડીયામા મ્હારે ન કહેવુ જોઇએ તો પણ કહી જવાય છે તે એ કે–ઝવેરાત વડે બાળકોને શણગારવામા આવે છે તે તેના લાભની એક બાજુ છે, પણ પુરતા જાપતા અને જરૂરના પરિજનો વગર તેમનું લૂટારાઓની આખો આગળ પ્રદર્શન કરવા રખડતાં મૂકવામા આવે તેને લઇને તેમના જીવ જોખમમા આવી પડે તે ઝવેરાતના ઉપભોગની બીજી બાજુ છે

---

## પ્રકરણ ૧૦ મું.

### "બાવન લાખનો બીજો બોજો."

"સમગ્ર દુનિયાના મહારાજયોના જવાહીરો એકત્ર થયેલાં કોઇ પ્રદર્શનમા જોવા ન મળે?" એ મતલબના એક વૈભવમાંજ અલમસ્ત રહેનાર, અને વૈભવોના તરગોની વિચાર સૃષ્ટિમા જીવન ગાળનાર બાદશાહના વિચિત્ર પ્રશ્નના પ્રત્યુતરમાં, ભારતવર્ષનો કોઇ કવી શીરોમણી જવાબ આપે તો બસ છે કે–"જનસમાજ ઉપર ઉપકાર કરવા માટેજ જેણે દેહ ધારણ કરેલો છે,

જીવનની હરેક પળે માતૃભૂમિના હૃદયનોજ જે મંત્ર વાસ્તવીક દિશામાં જપ્યા કરે છે—એવા એક દેશાભિમાની નરવીરનું અંતઃકરણ એ કરતાં પણ અમુલ્ય અને વિશેષ લાભકારી અને ભવ્ય પ્રદર્શન છે"

"જનસમુહના લાભાર્થેજ જીવન ગાળનાર પવિત્ર અને પરોપકારી નરરત્નોના જીવનની કીંમત આંકવા મનુષ્યોએ ઉત્પન્ન કરેલી આંકડાની સંખ્યા તુચ્છ લાગે છે ભગવા વસ્ત્રો ધારી સાધુજનોમાં જનસમાજ ઉપર ઉપકારને અર્થે જીવન ગાળનારા જુજ અપવાદો સિવાય, બાકીનાએ તો, જનસમુહને રખડતો મૂકી, પોતેજ વ્હેલી વ્હેલી મોક્ષ મળે તેવો માર્ગ પકડી લઇ એક રીત્યે સ્વાર્થ સાધવાનો વેશ કર્યો છે એવો આક્ષેપ મૂકવામાં આવે તો શું ખોટું છે? પ્રસ્તુત જીવનમાં,-જે સમયમાં, માતૃભૂમિના સંતાનો, અન્ય પ્રજાને દ્વારે તેના છત્ર નીચે સ્વતંત્રતામાં રહેવાની યાચના કરવામાં પ્રયત્નવાન બની રહેલા છે, અને તે માટે બીજા તમામ ઉદ્યમોને ઘડીભર બાજુએ મૂકી દીધા છે, એવામાં, એજ ભૂમિની મૃતિકાથી ઉત્પન્ન થઇ, એજ ભૂમિની મૃતિકામાં પાછા સમાવા સરજાયલા છતા, એ સંતાનોની બૂમોમાં પોતાનો વાસ્તવીક અવાજ ન ઉમેરનાર કૃતઘ્ની ખરો કે નહી? એવા ભગવા વસ્ત્રધારીઓ કરતાં તો અમારા ધવળવ વસ્ત્રધારી સાધુ મહાશયોની ચરણ રજ અમારા શીર ઉપર વધારે શોભશે! કોઇ વખત, વૈભવમાં લોટતા ધનાઢયો જેમ સહેલગાહને અર્થે અમેરિકા જેવા દેશની મુસાફરીએ જાય, અને ત્યાં પણ પોતાના ધનનો સદુપયોગ જનસમાજના હીતને અર્થે કરી બતાવે તે મુજબ અથાગ પુણ્ય સંચયને લીધે, લાંબા વખત સુધી, સ્વર્ગમાં રહી કંટાળવાથી સ્વર્ગના એ દેવો પૃથ્વી ઉપર આવી પરોપકાર કરવાનીજ પ્રકૃતિને આધીન રહી અહીં પણ તેઓ જનસમાજ ઉપર પરોપકાર કરવામાં પોતાનું જીવન ગાળતા જોઇએ છીએ, અને પ્રાકૃત પુરૂષામાથી, સામાન્ય રીત્યે વૈરાગ્ય થયો ન થયો, એટલે તુર્તજ ધોળા વસ્ત્રોમાં ભગવો મેલ ઉમેરી, ઉદર નિમિત્તે અનેક ઉપાધિયોમાં પડતા જોઇએ છીએ તેમને તો—

"દુગ્ધામે દોનું ગયે,
માયા મીલી ન રામ"

એમ બને છે તે કરતાં તો તેવાઓ કંઇ સદુદ્યોગે વળગે તો દેશને ફાયદો છે એ કહેવું ખોટું નથી પણ એવાઓને

એમની સ્વેચ્છાએ ઉદ્યોગ પ્રદેશમા વાળી દેવાની ચાવી હાથ આવવી જોઇએ ”

ઉપર મુજબના અનેક તરગો, યુવક, મનમા કરતો, ભક્તિ-પુરાથી નીકળી, જેષ્ટ માસની અમાસના રોજ ટેકરા ટેકરીવાળા અને ભયાનક ઝાડી જગલવાળા પણ દુષ્કાળને લીધે વધારે ભયાનક રૂપ ધારણ કરી રહેલા પ્રદેશમા ચાલતો હતો સુભાગ્યે વાદળો હોવાથી તેને તાપ લાગતો નહતો એટલે ન્હાનુ પોટકુ અને છત્રી બગલમા રાખી, કથા ખભે નાખી, હાથમા એક ડાગ લઈ, પ્રાત સ્મરણીય સતી સીતાની શોધમા જતા હનુમાનની પેઠે, અદ્યાપિ પર્યંત પાળેલા બ્રહ્મચર્યે આવેલા વેગવડે મનમા તરગો કરતો તે ચાલ્યા કરતો હતો —

‘ જુઓ, વળી આ બાળકોને ઉપાડી જનાર પણ બાવા ! બિચારા નોકરે હાકતા હાકતા કરે । વર્ણન તરફ જોતા તેમનો પણ ભગવો વેષ હોવો જોઇએ એવા પચાસ લાખ કરતા વધારે મનુષ્યો, ગરીબ હીંદવાસીઓના પરસેવાની કમાણી ઉપર નાહક નો બોજો થઈ પડનારા હીંદમા મોજુદ છે ! કોઈ પ્રજામા, બીજાની કમાણી ઉપર આધાર રાખી નિરૂપયોગી જીવન ગાળ-નાર આથી ચોથા ભાગના મનુષ્યો હોવાનુ કોઇ બાહોશ આકડા શાસ્ત્રી બતાવે તેને એક લાખ રૂપિઆનુ ઇનામ આપવાનુ નામદાર ગાયકવાડ સરકાર જેવા દેશાભિમાની નૃપતિ કહાડે તો તે કોઇ મેળવી શકે ખરો કે ‘ ! એવા ભગવા વેષધારીઓ ભલે ગૂન્હાઓ ઉપરજ જીવન ગાળનારા હોય અનીતિમા સબડી, દુનિયામાથી અજાણપણે પાપમય જીવન ગાળી રહ્યા હોય, પરતુ માત્ર ભગવા વસ્ત્રો પહેરી એકાદ મદિરમા ગાદી જમાવી બેસે, અથવા શેરીએ શેરીએ ફરે, એટલે તેમને અમારા કુટુબના એક વિશેષ અગીભુત ગણી તેમને પોષવા એ અમારો ધર્મ થઈ પડયો છે ! અમે એમ નથી કરતા તો પાપી યા—નાસ્તિક કહેવાઇએ છીએ —

ઉપર મુજબ વિચાર તરગમા આ યુવક ચાલતો હતો એટલામા —

“ સબુર ! કૌન હે તુમ ? કહા જાતા હય ? !” એ કાળા

---

* વધારે ખાત્રી માટે “ ક્રીમીનલ ટ્રાઇબ્સ ” નામનુ પુસ્તક વાચશો

પાણીદાર ઘોડા ઉપર આવતા અજાણ્યા અન્ય પ્રદેશના લાગતા. બેઉ સ્વારોમાંથી આગળનાએ યુવકને પૂછયુ

આ વખતે એ ભક્તિપુરાથી ત્રણેક માઈલ આવ્યો હશે, યુવકે સ્વપ્ને પણ ધારેલુ નહી કે આવી રીત્યે અપરિચિત લૂટારા જેવાઓનો અહીં એકાએક ભેટો થશે એટલે એ કઇ પણ અકસ્માત માટે તત્પર નહતો ક્ષણભર આત્માને હૃદયમા ઉતારી સાવધ થઇ સમયસુચકતા વાપરી શો પ્રત્યુતર આપવો તે વિચાર કરતો હતો તેવામાં—

" કયા બ્હેરા હય ! મુંગા હય ! કયો જવાબ નહીં દેતા હય ? ! " આગળના સવારે ફરી પૂછયુ

યુવક હજુ સ્તબ્ધજ ઉભો હતો એટલામા પાછળનો સવાર જે ઉમરે સહજ મ્હોટો હતો તેણે આગળનાને કહ્યુ —

" અરે, જાવા દેને ! નર્યો રબારી જેવો ને બ્હેરો દીસે ! કઇજ નથી, હાલ હાલ, "

બેઉ સવારો આગળ ચાલ્યા, તે દેખાયા ત્યા સુધી યુવક જોઇજ ગયો તે પછી તેણે નજીકની એક ટેકરી ઉપર ચઢી તેમના તરફ જોયુ તો ભક્તિપુરાની જાણે પ્રદક્ષિણા કરતા હોય તેમ વચમા આવતા આડા રસ્તાને ઓળગી તેઓ દોડતા જતા જણાયા, યુવકે ઘડીમાં અનેક તર્કવિતર્ક કરી દીધા

સાંજનો સમય થવા આવ્યો હતો નજીકની એક બીજી વધારે ઉંચી ટેકરી ઉપર એક જીર્ણ દેવાલય જણાયુ ત્યા જવા માટે રસ્તો જણાતો નહતો અને વિકટ જગો હતી તોપણ યુવક તે તરફ ચાલ્યો અને દીવસ અસ્ત થતા પહેલા એ જીર્ણ દેવાલય નજીક જઇ પહોચ્યો. સાવચેતીની ખાતર હવે એણે આગળ ન જતાં રાત્રિ અહીજ ગાળવા વિચાર રાખી દેવાલયના આગળની ઓસરી તરફ ચાલ્યો, તેવામા સામેથી ચાર સ્ત્રીઓ તેના તરફ આવતી જોઇ !

તે ચાર સ્ત્રીઓમાથી એકને તો યુવકે ઓળખી કારણ કે ત્રણ વર્ષ ઉપર છ માસ સુધી મહેન્દ્રપ્રસાદ શેઠના ઘરમાં તે નોકર રહી હતી, તેનું વય ચાળીસેક વર્ષનુ હોવા છતા પાંત્રીસ જેટલુ લાગતું હતું. તે ભાવસાર જ્ઞાતિની હતી ધણીની સાથે તકરાર થવા ઉપરથી પંચ સમક્ષ તેના ધણીએ તેને ફારકતી આપી હતી ત્યાર પછીથી તે છૂટક મજુરી કરી ગુજરાન ચલાવતી.

નઠારી સોબતમા ફરતી જણાયાથી શેઠના ઘરમાથી તેને રજા આપવામા આવી હતી બાકીની તેની ત્રણ સોબતણો તેનાથી ઘણી ન્હાની ઉમરની હતી અને યુવકના જોવામા તે પ્રથમ આવેલી નહતી

"ચમેલી ?!! આ વખતે કયાથી આવે છે?!" સહસા મળવાથી કંઈ વાત કરવીજ એમ ધારી યુવકે પ્રશ્ન કર્યો

"અમે બધા આ દેવાલયમા દર્શન કરી આવ્યા ને કથા સાભળી આવ્યા" એટલુ કહેતી કહેતી તે ઉતરવા માડી

યુવકે કહ્યુ—"અરે પણ સબુર! ચમેલી! ભકિતપુરાતો અહીંથી દૂર રહ્યુ આજુ બાજુ નજીકમા કોઇ ગામડુ નથી, જો કે મ્હને પણ આ રસ્તો કદી ભયાનક તો નથી લાગ્યો પણ હમણાજ મ્હને બે સવારો મળ્યા તે ઉપરથી મ્હને લાગે છે કે તમારા જેવી ત્રણ ચાર સ્ત્રીઓના મડળને અધારૂ થયે અહીંથી જવુ જોખમ ભરેલુ છે યુવક વાકય પુરૂ કરે તે પહેલા ચમેલી બોલતી બોલતી ઉતરવા લાગી કે—અમને શુ હરકત છે? અમે તો હમણાજ પ્હોચી જઇશુ.

વાહ! સ્ત્રી જાતિ! **वज्रादपि कठोराणि मृदुनी कुसुमादपि** તે આ!! અસ્તુ! મનુષ્યના સામાન્ય ધર્મને આધિન રહી મ્હારે તેમને ભયના ખબર આપવા ઉપરાત કાઇ પ્રયોજન નથી" એમ મનમા વિચાર કરતો, યુવક દેવાલય પાસેની ઓસરીમા પેઠો યુવકે ત્યા જે દૃશ્ય જોયુ, તે આપણા દેશની સ્થિતિ જોતા વાચકે ઘણી વખત જોયેલુ હોવું જોઇએ "સાધુ મહારાજ" પાત્રીસેક વર્ષની વયના કંઈક શુષ્ક બાધાના અને શરીરે શ્યામ વર્ણના હતા હરદમ દમ લગાવવાને લીધે તેમના નેત્ર લાલજ રહેતા તે એકલા આ વખતે નહોતા, સાથે બીજા ત્રણ સખસો હતા એમને 'શિષ્યો' કહીશુ? 'સાધુ' પાસે બેસનારાને શબ્દ ચિતામણીમા બીજી સજ્ઞાને અભાવે હુ ધારૂ છુ કે શિષ્યો કહેવા અનુચિત નહિ ગણાય એમાનો એક તો હલકી કોમનો હિંદુ લાગતો હતા બાકીના બે બબ્બે ઇચ લાબી ઉગેલી દાઢી વાળા જવાન હતા એક બાજુ ચિનાઇ રકાબી પ્યાલા અને બીજી બાજુ રમવાના છૂટા છવાયા પત્તા પડેલા હતા, જેથી થોડાકજ વખત પૂર્વે તે પત્તાની રમત રમાયાનો ખ્યાલ આવતો હતો.

મહેન્દ્રપ્રસાદ શેઠની પારમાર્થીક વૃતિનો લાભ કેટલાકને મળતો

આ સાધુ મહારાજને આજ દેવાલયના જીર્ણોદ્ધાર માટે બે વર્ષ ઉપર મદદ કરાવવાનુ કામ યુવકે કર્યું હતુ. મહારાજના વ્યવસાયમાં જીર્ણોદ્ધારનુ કામ તો જેમનુ તેમ રહી ગયુ હતુ પરતુ યુવકે મદદ કરેલી એટલે નિરૂપાયે જેમને કહેવુ પડયુ કે–" આવો ! ફક્કડ, લો ! તમે પણ એક ગાજાનો દમ લગાવો !"

યુવક આ દશ્ય જોઇને ચકિત થઈ ગયો મનમા ઉંડો નિ શ્વાસ નાખ્યો " આ પણ બાવા !" એવો મનમા સહજ ખ્યાલ કરતો તેણે મહારાજને કહ્યુ

" મહારાજ ! હુ ગાજો પીતો નથી " જાણે પરાધીન હોવાથી—આ સમયે બીજે જવાનુ હતુ નહિ તેથી યુવક મુગો મુગો ત્યા બેઠો

" લાવો ! લાવો !!" થોડી ઉગેલી દાઢાવાળામાથી એક બોલ્યો " ક્હો કયા દમ લગાયગા ? દેખો ફક્કડ

" જો ન પીયે ગાજેકી કલી,
વો લડકેસે લડકી ભલી—"

એમ કહેતામા યુવક સીવાયના ચારે જણ ખૂબ હસ્યા

યુવક અસ્થાને આવેલો લાગ્યો પરતુ તેને રાત્રિ આ સ્થળે ગાળ્યા સિવાય બીજો રસ્તો ન હતો જે કામે તે આ મુસાફરી ખેડતો હતો તેમા આવા પ્રકારના મનુષ્યો સાથેનું સમેલન કદાચ ઉપયોગી પણ થઇ પડે, એવો તેને વિચાર આવ્યો અને સહન શક્તિને મદદમા બોલાવી, પોતાની માનસિક ઉચ્ચ સ્થિતિથી જાણે નીચે ઉતરી, તે આ ટોળી સમક્ષ બેઠો

બાવાજી જ્યા બેઠા હતા તે ઓસરીને લગતા બે ઓરડા હતા અને તે બે સદીઓ પૂર્વે બનેલા હોવાથી તેને જરૂર હોય તો ગબડાવી પાડવા માટે સેન્ડોની એક લાતનુ જોર તો વધારે થઇ પડે તેવું હતુ ! એમાથી જમીન નજીકની ઇંટો તો ઘસાઇ ગઇ હતી ભીંતોમા બાકોરા પડયા હતા એક ઓરડામા બાવાજીનુ રસોડુ થતુ હતુ અને બીજામા એક ઢોલીઓ બીછાવેલો પડયો હતો નીચે જમીન ઉપર એક સાદડી પાથરેલી પડી હતી. ભીંતે તમાકુની અને ગાજાની એક કોથળી લટકાવેલી હતી માન્ચેસ્ટરની મીલોમા બનેલા કાપડના તાકા ઉપરની સ્રીઓની છબીઓ ભીંત ઉપર ગુંદરથી ચોટાડી તે ભીંતને શણગારવામાં આવી હતી

બાવાજી ઉપર ઉપકાર થયેલા છતાં તેમણે યુવકને ભોજનનું કે પાણી સુદ્ધાનું પૂછવા જેવું સ્વાગત ન કર્યું એ યુવક ઢોલીયાવાળા ઓરડામાં ગયો પોતાની ડાંગ એક બાજુએ મુકી પાસેનું ન્હાનું પોટકું એક ખીંટીએ ટીંગાડ્યું છત્રી એક ખીંટી ઉપર મુકી તેના ઉપર કથા મુકી ભીંતોની ફાટોમાંથી અંધારી રાત્રી હોવાથી કંઈ પ્રકાશ આવતો ન હતો એમાં બે ત્રણ મિનિટ રહી તે પાછો બાહેર આવ્યો ચારે જણા આપસઆપસમાં ગુપચુપ વાતો કરતા જણાયા, એને ન ગણકારતા યુવકે વાત શરૂ કરી —

‘ મહારાજ ! આ મકાન આટલા સુધી જીર્ણ થઇ ગયું છે એમ જો તમે શેઠ પાસે આવ્યા ત્યારે હું જાણી શકયો હત તો માત્ર અઢીસે રૂપિઆની મદદ થઇ શકી તે કરતાં તમારો વધારે સત્કાર થાત ખરો—”

“ અરે, ફક્કડ ! ” બાવાજી વચમાંજ બોલી ઉઠયા “ કોન દેતા હે ઓર કોન લેતા હે ! હમારા નસીબ મે લીખાથા સો હમકું મીલ ગયા બસ ! કયો સચ બાત હે ને ? ” વળી પાછા યુવક સિવાયના ચારે વિના પ્રયોજન હસી પડયા અને એક પછી એક ગાંજાની ચલમ હાથમાં લેવા માંડયા

યુવકે જાણ્યું કે બાવાજી એકલા કૃતઘ્ની નથી જણાતા પરંતુ તેથી આગળ વધીને આ ટોળીના કૃત્યો જે હોય તેમાં પણ સંડોવાયલા હોવા જોઇએ પરંતુ હાલ જે કામે તે નીકળ્યો હતો તેમાં સજ થવાની જરૂર તેને હતી, એટલે બાવાજીના કૃત્યોના વિચારોને હૃદયમાં એક કોરે મુકી દીધા દીવસભરના પરિશ્રમથી તેને કકડીને ભૂખ લાગી હતી ત્રાંબા જેવી પરિપકવ કરેલી ભાખરીના ચોરસા પાડી, મુરબ્બા અને અથાણામાં ટેવાઈ ગયેલા પાકશાસ્ત્રીએ ઘરમાંથી યુવકના પોટકામાં બાંધેલા હતા. પરંતુ પાણી કયાંય તેના જોવામાં આવ્યું નહી એટલે તેણે બાબાને પૂછ્યું

“ મહારાજ ! અહીં પાણી કયાં મળશે ? ”

“ નીચેના બ્હેળીયામાં ! ” બાવાજીએ રોકડો જવાબ આપી દીધો.

એ જવાબથી યુવક પળવાર તો સ્તબ્ધ થયો, પણ નીડર રહી પોતાની ડાંગ અને પોટકીમાંથી લોટો લઈ નીચે ઉતરવા

પહેલાં પોટકી તરફ અને કંઇક ચિંતા થવાથી તેના નગર જોયું પોટકીમાં કંઇ જોખમ ન હતું પરંતુ કેટલાક કાગળો અને કેટલીક ચીજો બીજાને નજીવી જેવી લાગે પણ તેને ઉપયોગી હતી એટલે તેને તેના તરફ જરાક ચિંતાની નજરે જોવાઇ ગયું તો પણ ડાગ અને લોટો લઇ ઉતર્યો અમાવાસ્યાની રાત્રિ અને વળી વાદળા હોવાથી તારાનો ઝાંખો પ્રકાશ પણ ન હતો. આશરે ત્રણસે ડગલા જેટલું નીચાણ તેને ઉતરવાનુ હતુ રસ્તો બતાવનાર પણ ત્યા કોઈ ન હતુ બાવાજી અને તેમના ત્રણ ગોઠીયા ગાંજાની ધુનમા ગપ્પા મારતા હતા યુવક નીચે ઉતરવા માડયો, જંગલ, અંધારી રાત્રિ અને ઉન્હાળો હોવાથી જાનવરની સ્વાભાવિક રીતેજ ધાસ્તી હતી એવામા જયા તેને ચમેલી અને બીજી ત્રણ સ્રીઓ મળી હતી તે સ્થળે એક ચાલીશેક વર્ષનો પુરૂષ પ્રયત્ન કરી ચડતો દેવાલયમા આવતો જોયો. યુવકને જોઇ તે ઉભો રહ્યો તેના ગજવામા એક ન્હાની ડબી હતી તેની ચાપ દબાવી એટલે વીજળીનો સહજ પ્રકાશ થયો, યુવકને તેણે ઓળખ્યો અને યુવકે પણ તેને મહેન્દ્રપ્રસાદ શેઠને ત્યા હુંડીના નાણા એક શરાફના ગુમાસ્તા તરિકે વખતો વખત આપવા આવનાર હોવાથી તેને ઓળખ્યો

"આ વખતે કયાથી ? ' યુવકે પ્રશ્ન કર્યો

"આ દેવાલયના જીર્ણોદ્ધાર માટે બાવાજીને પચીસ રૂપીઆ આપવા મને મોકલ્યો છે આવતા આવતા મોડુ થઇ ગયુ સવારમા મ્હારે યાત્રાએ જવાનુ છે એટલે હાલજ આપી આવુ એમ વિચાર કરી નીકળ્યો પણ અંધારૂ થઇ ગયુ આપ કયા આ વખતે જાઓ છો ?" ગુમાસ્તાએ પૂછ્યુ

યુવકે કહ્યુ. "હુ નીચે વ્હેળીયામા પીવા માટે પાણીનો આ લોટો ભરવા જાઉ છું '

"સબુર ! મ્હારી પાસે આ દીવાની મદદ છે એટલે હુ તર્તજ જઇને લઇ આવીશ."

"તેમ હોય તો હુ પણ સાથે આવું છુ " એમ કહી યુવક અને એ ગુમાસ્તો સાથે નીચે ઉતર્યા અને ધાર્યા કરતાં વ્હેળામાંથી જળ લઇ વ્હેલા ઉપર આવી ગયા યુવકે અને ગુમાસ્તાએ ઓરડીમા જઇ યથેચ્છ ફળાહાર કર્યો અને જળ પીધુ ગુમાસ્તો બાહેર આવ્યો મહારાજે તેને કહ્યુ "દેખો બચ્ચા !

જોગી લોકકા સમાધીકા યે વખત હૈ, તો રાતકા વખત ઇધર કભી મત આના, સમજયા!"

"અરે મહારાજ! આતો તમારા આ મંદિરના સમાર કામ માટે પચીશ રૂપીઆ લઇને એમના શેઠ તરફથી આવે છે–" યુવકે બહાર આવીને કહ્યુ

"એસા હૈ બ્હોત અચ્છા ઓબીસ્તરે પર રખો"

આ વાત થતી હતી તે વખતે બે સવારો, ઘોડાઓને પાછળ ચાલતા દોરીને ઉપર ચઢયા અને ઓસરી આગળ આવી ઉભા

"હવે આ હરાણીયાનો વારો! મ્હારે માથેથી દાણ ઉતર્યું" એકે બાવાજીના સામે જોઇને કહ્યું

"હાલ, હાલ, હવે" બીજો બોલવા જતો હતો જેને ઇસારાથી દાઢીવાળામાથી એકે રોકયો યુવક તે જોઈ શકયો. એટલામા દાડીવાળા બેઉજણાએ નવા આવનાર સવારોને બાવાજીની ઓસરીથી થોડે દુર લઈ જઇ તેના કાનમા કઇક કહ્યું

યુવકથી આ બધુ કંઇ સમજાયુ નહી એટલે એણે બાવાજીને કુતુહલની ખાતર આ લોકો કોણ છે એમ પ્રશ્ન કર્યો,

"તુમ તુમારે અંદર બેઠકે સોજાઓ!" બાવાજીએ ઉત્તર આપ્યો યુવકને બહુ માઠુ લાગ્યુ પણ સમય સુચકતા વાપરીને અંદર જઇ સાદડી ઉપર બેઠો એવામા બાવાજી સિવાયના પાંચ જણ જે ટોળું વળાઇ આઘે જઇ વાતો કરતા હતા તેમાંના એકે આવી 'યુવક બેઠો હતો તે ઓરડાનુ બારણુ બંધ કરી બાહેરથી સાકળ વાસી

યુવકને કઇક એમ સમજાવા માડયુ કે બે બાળકોનું હરણ કરનારા કાતો આ લોકોજ હોવા જોઇએ અથવા તેમના તરફથી જાસુસો આ રાખેલા હોવા જોઇએ ઘણીજ ત્વરાથી–ટુંકા વખતમાંજ પોતાના ધ્યેયનુ સુકાન હાથમાં આવ્યુ જોઇ તેને ઓરડામાં પુરેલો છતા હ્રદયના ઉડાણમા સંતોષની લાગણીઓ થઇ આવી સ્વતંત્રતાના ભોગે ધ્યેય સધાયુ! અથવા ધ્યેય તરફનો રસ્તો જણાયો! યુવક બીલકુલ નાહિંમત થયો નહીં એમ છતા તે છૂટકારા માટે પ્રયત્નશીલ રહ્યો, ઓરડાની એક ન્હાની જાળી હતી તેમાથી તેણે બાવાજીને બોલાવવા માડયુ

"ચુપ રહો! ઓર તમારા બદનપર મેં બેત લગાઉંગા" સવારમાંના એકે કહ્યું

યુવકે જોયું કે હિંદી જેની માતૃભાષા હોય તેવા તો આ લોકો નથી. પરંતુ કોઇ હલકી જાતિના લૂંટારા છે, એમ જણાં સાવચેતીના ખાતર એણે ઓરડાને અંદરથી સાંકળ પ્રથમ તો મારી પછી પૂછ્યું —

"કેમ, મીયા બેત લગાવશો ? તમારૂં કંઇ અપમાન થયું છે ?" યુવકે પૂછ્યું

"દુપેરકુ તુમ હમકુ મીલાથા ઓર બડીરા [illegible] ઢોંગ કીયાથા." એક સવાર, બોલ્યો

યુવકે હવે જાણ્યું કે આ બપોરે મળ્યા હતા તેજ [illegible]

"મીયા તમે ઉભા રહ્યા હત તો હું તમને જવાબ આપત. તમને જોઇને હું સ્તબ્ધ થઇ ગયો હતો મ્હારી [illegible] પહેલાં તો તમે ઘોડા દોડાવી મૂક્યા, કેમ ખરૂંને ?" યુવકે [illegible]

"હમ તુમારા કુછ સુનતા નહીં હૈ ! જાસ્તી [illegible] તો અભીં તેરા જાન લીયા જાયગા !" સવારે જવાબ આપ્યો.

"મીયા, જાન તો કોઇનો કોઇથી લઇ શકતો નથી. તેતો તેને રસ્તે ચાલ્યો જાય છે—"

એવામાં એક બાતમીદારે આવીને આ લોકોને ખબર આપ્યા કે ભક્તિપરમાં થાણામાંથી પોલીસના માણસો આવી પહોંચ્યાં છે અને હવે ઠેકાણે ઠેકાણે તે તપાસ માટે નીકળશે. આ સાંભળી ટોળીના પાંચે માણસો ભયભીત થયાં. બાવો પણ બેબાકળો જેવો બની ગયો. બાતમીદારના કહેવા ઉપરથી એક મીનીટ પણ ગુમાવવી પરવડે તેમ નહતું. યુવકને પુર્યો હતો તે ઓરડાને બારણે એક મ્હોટું તાળું આપ્યું તે સવારોએ માર્યું. અને પાંચે એ ટોળીના માણસો અને બાવો એમ છએ જણા ગુપચુપ ટેકરી ઉતરી પાછા રસ્તે પડયા. પચીસ રૂપિઆ આપવા આવનાર ગુમાસ્તો તો ક્યારનોએ જતો રહ્યો હતો કારણ કે એને સવારેજ ત્યાંથી નીકળવાનું કહેતો હતો.

તાળામાં પૂરેલો યુવક એકલો પડયો, અંધારી અમાવાસ્યાની રાત્રિની ભયાનકતાને લીધે તે તલભાર ડર્યો નહીં. એને તો એજ વિચાર આવતો હતો કે હું આવી રીતે પુરાયો [illegible] સુદન ને કુલ્લીહારીને લઇ જનાર આસવા તેને લઇ [illegible] મદદ કરનાર ચોરો ભાગ્યા. "પ્રભુ કરે ને એ બાળકો ઉગાર-

હોય ! અને હુ અહીંથી છૂટી આ લોકોની પાછળ લાગુ ” એ વિચાર જૂદા જૂદા રૂપે એના મનમાં ઘોળાયા કરતો હતો વિચારમાં ને વિચારમાં મધ્યરાત્રિ થઈ એવામા ઓરડાની પાછળથી કોઈ ચોર ખાતર પાડતો હોય તેમ એક પછી એક ઇંટ ખેંચાવા લાગી.

મધ્યરાત્રિ સુધી તો આવી પડેલી નવીન આપત્તિમાંથી છુટવા માટેના અનેક તરંગમાં આ યુવકે વખત ગાળ્યો અને નિદ્રાનો આભાસ આવા વિષમ વખતમા પણ થાકને લીધે, કઇક સંતુષ્ટ વૃત્તિ સ્વીકારી લેવાથી થવા માંડયો, બગાસા આવવા માંડયાં ત્યા તો પરમકૃપાળુ પરમાત્મને જાણે એકાએક વિપતિ વાદળ વિસ્તૃત કરવા ધાર્યું હોય તેમ લાગવાથી તે સચેત થઈ ગયો ! પ્રથમ તો એને લાગ્યું કે કોઇ જાનવર કઇક જીવ જંતુ માટે દોડાદોડી કરતુ હશે અથવા દર ખોદતુ હશે, પરતુ બાકોરાંથી ધારીને જોતા બહારથી મનુષ્યનો હાથ એક પછી એક જાળવી જાળવીને ઇંટો ઉખેડતો માલમ પડયો ત્યારે એને લાગ્યું કે તેમ કરનાર ગમે તે કોઈ અજાણ્યો મનુષ્ય હોય, એની સાથે છૂટયા પછી ગમે તેમ થાય પરતુ એના હાથવડેથી સ્વતંત્રતાનુ દ્વાર ખુલે છે એ જોઇ પ્રથમતો હૃદયના ઉંડાણમાથી એણે પ્રભુનો ઉપકાર માન્યો. “ હે પરમાત્મન્, અમો પામર મનુષ્યો અમારા છૂટકારા માટે વળખા મારીએ, અમારી મતી પ્રમાણે અનેક પ્રકારના પ્રયત્નોમા જીવન ગાળીએ છીએ પરંતુ હે સર્વવ્યાપી વિભો ! આપની એક ઈચ્છા માત્રથી અમારી અનેક પ્રકારની આપત્તિઓ વિદ્યુતવેગે નષ્ટ થઇ જાય છે ! અને અમે મિથ્યા મમત્વ કરીએ છીએ કે અમારા પ્રયત્નોનુ અમુક પરિણામ આવ્યુ પ્રભો ! તમારી ઇચ્છા માત્રજ સર્વત્ર પ્રબળ છે અને તેનેજ આધિન રહેવાની અમો મનુષ્યોને, અમારા પ્રયત્નો કરતાંની સાથે, સુમતિ આપો ! પ્રભો ! ઘડી પૂર્વેજ આ કારાગ્રહ સમા ઓરડામાં હું મ્હને પૂરાયલો લાગતો હતો. બાવાજી અને તેમના સાગ્રીતો પોલીસ આવવાની બ્હીકને લીધે પલાયમાન કરી ગયા છે ! અહીંથી હું કેવી રીતે છૂટી શકીશ એનો ખ્યાલ મ્હને નહતો એ સમયમાંજ વિષમકાળમાં, પૂર્વના પૂણ્યોને લીધે મનુષ્યોને કેવા પ્રકારે આપ સહાય કરો છો એ સમજાવ્યું ”

ઉપર મુજબ યુવક વિચાર કરતો હતો, તે દરમ્યાન જીર્ણ થયેલુ ચાર છ ઇટોનુ બનેલુ એક ગાડુ ખસ્યુ અને બારી જેટલી જગો ખુલ્લી થઇ! અંદરથી યુવકે બહાર ઉભેલા મનુષ્યને સ્પષ્ટ રીત્યે જોયો, બહારના ઇટો ખસેડનારે અંદર યુવકને જોયો તેવોજ તે જાણે ભયભીત થઇને ન્હાસતો જણાયો! યુવકે પોતાની પોટકી ડાગ વગેરે લઇ એકદમ કુદકો મારી બહાર નીકળી તેને નહી ન્હાસવા માટે કહ્યુ—

"તું ગમે તે હો! ત્હારા આ કાર્યથી હુ છુટવા પામ્યો છુ માટે ન્હાસવા માટે કઇજ કારણ નથી"

એ મનુષ્ય ઉભો રહ્યો યુવકે પાસે જઇ તેને કહ્યુ–

"ભાઈ! તમારા આવવાથી બંદીખાના જેવા ઓરડામાથી મ્હારો છૂટકો થવા પામ્યો તેથી તમે એક મ્હોટા મિત્રનું કાર્ય કરેલુ છે" અમાવાસ્યાની રાત્રિ અને વળી તારાનો પણ પૂરો પ્રકાશ નહતો, કારણકે આકાશમાંથી પૃથ્વી ઉપર કંઇક પણ પ્રકાશ આપનારા બુધ, બ્રહસ્પતિ, મંગળના તારાઓ ઉપર છૂટાં છવાયા વાદળા આવી ગયા હતા અને ચન્દ્ર માટે ઉમેદવારી જાણે કરતો હોય તેવો શુક્રનો તારો કેટલીકવાર પહેલા ક્ષિતિજમાથી ઉતરી પડયો હતો! તેવામા પણ આ મનુષ્યની આકૃતિનો એક બે વખત પરિચય થયેલા હોય એમ યુવકને લાગ્યુ તેના બરડા ઉપર આલ્હાદ અને વાત્સલ્ય મિશ્રિત લાગણીથી હાથ ફેરવતો યુવક બાલ્યો —

"તમે શા માટે અલોપ થઇ જવાનુ ઠીક ધાર્યું એ કહો!

"...ભાઈ! એ ઓરડામા આજ ખાતર પડવાથી બહુ દ્રવ્ય મળશે, એમ મને કહેવામા આવ્યુ હતુ તેથી લાલચે."

"તો પછી તમે તો એ દ્રવ્ય લીધા વગર કેમ જાઓ છો?

"એ હવે અમને મળી ગયુ સમજવુ અમો ખાતર પાડનારામા એક જણુ હોતો નથી. એ ભીતમા બાકોરૂ પાડવું એટલુંજ મ્હારૂ કામ હતુ"

"પણ બીજા તમારા ભાગીદારો આવીને શું લેવાના? એ ઓરડામા કઇજ નથી એ મ્હે થોડા કલાકના પરીચયથી જાણ્યું છે"

"એ તો ભવિષ્યમાથી બીજા ભાગીદારો હમણા આવી પહોચતા હશે તેઓ તે વાતની ચોકસી કરશે."

"ભક્તિપુરાના એકે એક ભીલ દાદુરામ મહારાજની કંઠી સિવાયનો નથી—"

યુવક એમ બોલતો હતો એટલામા દાદુરામનુ નામ સાંભળી તે ભીલ નાચવા કુદવા મડી પડયો વાહ! દાદુરામ મહારાજ! તમારૂ નામ સાભળી પાવન થયો! ભાઇ, દાદુરામ મહારાજે, હજારો ભીલ લોકોને દુર્વ્યસનથી મુક્ત કર્યા છે રાત પડે અમારા કનૈયા છોગાળાના મહિમાના ગીતડાની ધુનમા ને ધુનમા ઘરના આગણાને તીર્થસ્થાન સમુ કરી મૂકે છે તે દાદુ મહારાજના પરતાપ!

વાહ દાદુરામ! વાહ કનૈયા—
પાવન કીધા ગોમતી કેરાં જળ હો લાલ
મોરલીવાળા રણછોડજીરે

શ્રીકૃષ્ણની ધુનમા આ ભીલ અધારી ગત્રે જગલમાં પણ જાણે પરવશ જેવો બનેલો લાગ્યો અને ઉપરનુ ગીત મ્હોટેથી લલકારવા લાગ્યો

યુવકે કહ્યુ—ભલા માણસ, તમને તે મ્હારે ભક્ત કહેવા કે ખાતર પાડવા આવનાર ચોર કહેવા ?!

"આ ચામડાના કોથળાને ગમે તે કહાને!
"લીમડામા એક ડાળ મીઠુ રે
રણછોડ રગીલા"

એમ કરી ફરીથી તે ગાવા લાગ્યો

એની શ્રીકૃષ્ણ ભકિતની ધુન આ નિર્જન વનમા લાબે સુધી પહોચવા લાગી અને જોત જોતામા આ સ્થળે ચાર માણસો દોડતા આવી પહોચ્યા તેમા એકતો બાવાજીને થોડાકજ કલાક પહેલાં દેવાલયની મરામત માટે પોતાના શેઠે આપેલા પચીસ રૂપીઆ આપવા આવનાર ગુમાસ્તો જે યુવક સાથે જઇને નીચે વ્હેળીયામાથી પાણી લઇ આવ્યો હતો તે હતો બીજા માણસો અપરિચિત હતા ગુમાસ્તાએ પોતાની પાસેની વીજળીની બત્તી બતાવતા કહ્યુ—

"હવે અહીં વિલબ કરવું સલાહ ભરેલુ નથી"

"મ્હારા મિત્ર! તમે અહી પાછા શી રીતેં આવ્યા?" યુવકે ગુમાસ્તાને પૂછ્યુ

ગુમાસ્તો—હુ એ કૃતઘ્ની બાવાને મદદમાં પચીશ રૂપીઆ આપવા નહતો આવ્યો. ખરૂ જોતા તમારી ભાળ કહાડવાનો અ-

મારો હેતુ હતો. તમને ઓરડામાં પૂરી બ્હારથી તાળુ મારી દીધું તેવોજ હું બીજો કાઇ ઈલાજ ન સૂજતા નીચે ઉતરી પડયો હતો. ટેકરી નીચે મ્હારે માટે એક પાણીદાર ઘોડો તૈયાર હતો હુ તુર્તજ ભક્તિપુર ગયો અને તમારા એ ઓરડામા જે લક્ષાવધિ ખજાનો હતો તે લેવા આ અમારા ભક્તને પરિશ્રમ આપ્યો !"

"વાહ વાહ" યુવકે કહ્યુ.

"હરીપ્રસાદ શેઠે કેવી કેવી ગોઠવણો કરવા માંડી છે !"

આ ગોઠવણ કોણે કરી છે તે હાલ પ્રકટ કરવાની અમને આજ્ઞા નથી પરંતુ હરીપ્રસાદ શેઠે પણ ચારે દિશામા મનુષ્યો દોડાવી મૂકયા છે ખરા

## પ્રકરણ ૧૧ મું.

### સેવાબુદ્ધિ કે સકામભક્તિ !

નરહરિ—હશે, પ્રભો ! ત્યારે આ કોઇ અન્ય શુભેચ્છકનો પ્રયત્ન હશે પરોપકારી અંતઃકરણોમા, નિર્દોષના છૂટકારા માટે, અંતર્યામિ નિવાસ કરે છે જ ! ભાઈ એવી પરોપકાર વ્યક્તિનુ નામ મને આ પ્રાતઃકાળ થવા આવ્યો એવામા ગમનામ પેઠે સ્મરણ કરવા માટે કહેતા પણ શો દોષ છે ?!

ગુમાસ્તો—આજ્ઞા ભંગનો. બીજો કંઇજ નહિ

નરહરિ—એમ? વાહરે? ભલે તો તેનો હુ હાલ આગ્રહ નહિં કરૂં પણ ખરૂ પૂછાવો તો જો તમે માત્ર આ ટોળી સાથે ન હોવ તો હુ તો મનથી એમજ માની લઉં છુ કે એક ટોળીમાથી બીજી લૂટારાની ટોળીમા હુ ફસાયો છુ હો ! વારૂ, આ ભક્તને એવુ કોણે ભરાવ્યુ હતુ કે જે ઓરડામા મ્હને પૂર્યો હતો તેમા લક્ષાવધી ખજાનો હતો?

ગુમાસ્તો—લક્ષાવધી ખજાનો તો કેમ નહિ ? અમુક દેશની દોલત એ કંઈ દેશના સિપાઇઓની કે કિલ્લાઓની કે તોપોની સંખ્યામાં નથી આવી જતી ! દેશની વાસ્તવીક દોલતે તો સુશિક્ષિત, ઉત્તમ ચારિત્રવાળા દેશપ્રેમી યુવકોજ છે.

નરહરિ—અને એવુ ભૂત તમને કોણે ઠસાવ્યુ ? !

ગુમાસ્તો—કુદરત-સમયે-સ્માઇલ્સે ! ×

નરહરિ—અરે, તમારૂ ભલુ થાય ! તમે અગ્રેજી જાણો છો ?

ગુમાસ્તો—ભોગજ થાતને ! અગ્રેજી ભણ્યો હોત તો કોઇ ઓફિસમા પદર રૂપિઆની નોકરી મેળવવા સિવાય બીજે રસ્તોજ ન રુકલત ! આ ગુમાસ્તીમા રોટલો ખાવા મળે છે તે—

આ વખતે તેઓ ટેકરીથી નીચ ઉતર્યા સુકા ખખ મેદાનમાથી કઇક જાળામાના પુષ્પોની પરાગ સાથે મીશ્ર થયેલ સુગંધીત ઠડી સમીર લહરી આવ્યા કરતી હતી પરતુ અધકારનો અમલ પૂર્ણ રીતે જામ્યો હતો તેથી આખને મગ્ન થવા જેવુ કંઈજ ન હતુ, ભકતને ગીત લલકારવામાથી સાચવી રાખવો પડયો હતો, કારણ કે દરેક જાળામા લુટારા છુપાઇ રહેલાની ભ્રમણા થયા કરતી હતી, એટલે તેઓ જેમ બને તેમ શાતિથી ઉદયની વાટ જોતા પ્રયત્નપૂર્વક રસ્તો કાપતા હતા

અધકાર કઈ હમેશ ચાલ્યા કરે છે ? મનુષ્યને-જાનવરને-ઇમારતને અને જગતના તમામ સ્થુલ પદાર્થને જેમ અમુક સમયને માટેજ ભાડા ચિઠી મળેલી હોય છે, તેમ જગતની અમુક વસ્તુસ્થિતિને માટે પણ ઉપર નિર્માણ કરેલી હોવાનો કુદરતનો નિયમ સ્પષ્ટ સમજાય છે

વેગળે,—કર્ણેદ્રિની સાભળવાની મર્યાદાના સીમાડા ઉપર, કુકડે કુઉકક થવા માંડયુ ! જગતમા, કુકડાને જન્મ આપવાની બ્રહ્માની યોજના, જો કદી સૌથી વધારે ઉપયોગી જણાઇ હોય તો તે આવી રીત્યે અમાસની અધારી રાત્રે ચાલતા મુસાફરો માટે હોવી જોઇએ ! અગ્ની વગર ધુમાડો હોતો નથી ! તેમ ગામ વગર કુકડા હોતા નથી. એટલે છેટે ગામ હોવાનો ભાસ થયો ! પરતુ એટલામાં દુરદર્શી ભકતની તીવ્ર આખે થોડેકજ છેટે દેવતા સળગતો જોયો ! ભય અને આશામીશ્રિત લાગણીઓથી બધાએ કયાસ કરવા માડયો. પાસે આવતા ગયા તેમ એક પર્ણકુટીમા કોઇ મનુષ્ય ભઠી સળગાવી બેઠેલો જોવામા આવ્યો. શિયાળાની ટાઢ ન હતી-ચોમાસાની ખેતી સાચવવાનો સમય ન હતો- ઉન્હાળાના મધ્યાન્હે તપ કરવાનો પણ સમય ન હતો, તો પછી એ મનુષ્ય અધારી રાત્રે અગ્ની સળગાવી પાસે કેમ બેસી રહ્યો હશે તે

× Smile's characterમા એ મતલબનો ઉલ્લેખ છે

બાબત સૌએ સૌની મતીને અનુસરીને જૂદા જૂદા ખ્યાલ કર્યા. ભક્તે કહ્યુ કે "ભૂત છે!" ગુમાસ્તાએ ખ્યાલ કર્યો કે કોઇ ચોર છે! બીજા ભીલો આશ્ચર્ય ચકિત થઇ જોઇજ રહ્યા! યુવકે જાણ્યુ કે કોઇ એકજ માણસ હોય એમ લાગતુ હોય તો ત્યા જવાથી કંઈક ઉપયોગી બાતમી મળવા સંભવ છે એટલે ત્યાજ જવુ

છેક પાસે આવતાં તેમણે જોયુ કે આખી રાત્રિના તાપથી એક મ્હોટુ લાકડુ બળી જઈ તેના અંધારાની મોટી ભઠ્ઠી નજીકની પર્ણકુટીની ઓસરીમા બળી રહી હતી થોડેક છેટે એક વ્યાઘ્રચર્મ ઉપર સુકા બાવળના કાષ્ટ સમી એક મનુષ્યની આકૃતિ ભર ઉંઘમાં હોય તેમ લાગતું હતું. પાસે એક તંબુરો પડેલો હતો, એક શંખ પણ જોવામાં આવ્યો. "અહીં કદી કોઇ મહારાજની આવી જગો પ્રથમ આપણે તો જોઇ નથી!" ગુમાસ્તાએ "મહારાજ" ઉંઘમા હોય તો જગાડવાના હેતુ પુરઃસર પાસે આવતા વાત શરૂ કરી.

"અમે આટલે સુધી કોઈ વખતે આવીએ છીએ પણ આ "થાનક" આજેજ જોઇએ છીએ! ભીલોમાંનો એક બોલ્યો.

"મ્હારો વ્હાલો, તસુ, તસુ, વ્યાપી રહ્યો, બધા વિશ્વમાં રે'" કહી ભક્તે નાચવા માંડયુ "મડદુ તો નથી?!" એક બીજા ભીલે કહ્યુ

નરહરિ—પાસેજ જઇને ઢંઢોળી જોતાં "બાવાજી" આળસ મરડયા જેવુ કરી બેઠા થયા!

'ઇસ બખત?!" તે બોલ્યા "તુમારી પાસ તંબાખુ હે?

"અરે મહારાજ! તમે બોલશો એમ મ્હેં ઘડી પહેલા ધાર્યું ન હતુ, લો આ તંબાખુ" કહી એક ભીલે ચલમ્ કહાડી ભરી.

"કહાસે આતે હે?"

ગુમાસ્તાએ જવાબ આપ્યો કે-મહારાજ! આ બાજુ ગામ કેટલે દૂર છે?

"ભૂલે પડે હો?"

"સંસારમા ભૂલા પડયાજ છીએ તો! મહારાજ! તમારી પેઠે કઇ છે? તમે અહિંયા આસન કયારનું જમાવ્યુ છે? તુમારે તો ઠીક થયુ. બે ઘડી વિશ્રાન્તિ મળશે—"

"હમકુ જોગીકુ આસન કયા ઔર મુસાફરી બીઝ્યા હે?"

"વાહ મહારાજ!" ભકતથી રહેવાયું નહિં.

"સબ સંસાર હુઆ ઘર મેરા,
ક્યા મેરા ક્યા તેરા—
જ્ઞાન બિના એ સબ અંધેરા,
મિટા નહીં તુજ ફેરા—
વાહ વાહ જોગીજી—ક્યા સુનુ જ્ઞાન તુમારાજી—ઈ"

"મહારાજ! આ તંબુરો પણ કોઈ વખત બજાવતા હશોજ કે?" ગુમાસ્તાએ માત્ર કુતુહલની ખાતર પુછ્યું.

"તંબુરો નહિ, એતો એક તારો કહેવાય! એક તારો! આતો મ્હારી પાસે! વાહ! વાહ!" ભકતે એમ કહી હાથમાં લઈ નિહાળી નિહાળીને તેને જોયો ને પછી ગાવા માંડયો—

(ધીરાની કાફી)[1]

"ત્હારો ભરોસો મ્હને ભારી રે
ઓ કુંજવિહારી ત્હારો ભરોસો મ્હને ભારી.
બાળ મંઝારી કેરા, બાળ ઉગાર્યાં વ્હાલા,
બળવાની ન્હોતી એકે બારી રે ઓ કુંજ.
પેસી પાતાળે કાળી નાગ નાથ્યો વ્હાલા,
ફણીધરે નાચ્યો ધનુષ ધારી રે ઓ કુંજ.
દાસ દલપતની અરજી સ્વીકારી વ્હાલા,
ત્રીકમજી દેજો હવે તારી રે,
ઓ કુંજવિહારી, ત્હારો ભરોસો મ્હને ભારી"

ગુમાસ્તો—ભકત! હવે તમારૂં ડહાપણ રહેવા દો! હવે મહારાજના હાથમાં એ તંબુરો-અરે એકતારો, આપો

બાવાજી—હમકુ બરોબર નહીં આતા હે!

એક ભીલ—મહારાજ! ત્યારે આ રાખ્યું છે શું કરવા?

બીજો ભીલ—તારે તેનું કંઇ કામ છે? રાખ્યું છે તો જો ઉપયોગ થયો સવારના પ્હોરમાં ભક્તરાજે ભગવાનનું નામ સંભાળ્યું વાહ વાહ મ્હારા કુંજવિહારી તારૂંજ નામ જપીએ છીએ

યુવકને વિચાર થયો કે આ સ્થળે કોઇ માણસની વસ્તી હોવાનું જણાતું નથી. ભીલોના જાણવા પ્રમાણે અહિં પ્રથમ નજીકના એક ઉજ્જડ થઇ ગયેલા ગામનું સ્મશાન હતું. બાવાજીની

---

[1] કવીશ્વર ડાહ્યાભાઇ દલપતરામ કૃત પ્રસ્તાવ (?)[illegible]

આકૃતિ પ્રથમ એકે બીજાના જોવામા આવેલી ન હતી એટલે આવો અપરિચિત મનુષ્ય તદ્દન નિર્જન વનમા-કહોકે એક વખતના સ્મશાનમા પાસે કોઇ પ્રકારના સાધન વગર, અને કોઇની ઓળખાણ વગર અંધારી રાત્રીએ, પ્રસંગ વિના અગ્નિ સળગાવી પડી રહે એમા કંઈક કુતુહલ ઉત્પન્ન કરનારો હેતુ હોવો જોઇએ. યોગની સાધના કરનારા આવી રીત્યે એકાએક જરૂર પડયે આસન જમાવી નાખે એ અસંભવિત નહતુ, પરંતુ આ મનુષ્ય તદ્દન અજ્ઞાન જણાતો હતો અને સાધન વગર આવી રીત્યે આ સ્થળે હોવાની તેની સ્થિતિ અનેક કલ્પના કરાવતી હતી.

યુવકે ગુમાસ્તાને પર્ણકુટી બહાર લઈ જઇ પોતાની શંકા જણાવી ગુમાસ્તાએ તપાસની જરૂરમા સંમતિ બતાવી. બન્ને પણ ગુપચુપ એ સંબંધે વાતો કરવા મંડી પડયા અને વચમાં વચમા કોઇ કોઇ ઉતાવળા થઇ બાવાજીને ભીતિ લાગે એવા શબ્દો ઉચ્ચારવા મંડી ગયા !

યુવકના જોવામા અજાયબ જેવો સંજોગ એ આવ્યો કે બાવાજીની મુખાકૃતિમા ભીતિ કે બીજી કંઇ લાગણી જોવામા ન આવી ! કુતુહલની સીમા વધવા માડી એટલે યુવકે શાંતિથી કહેવા માંડયું —

" મહારાજ ! તમે ગુજરાતી તો સમજતા લાગો છો—"

"જી, હા " મહારાજે કહ્યુ

" જુઓ ત્યારે આ તદ્દન નિર્જન વનમાં-એક વખતના સ્મશાનમાં, કોઇ જાતના સાધન વગર, અંધારી રાત્રે સૂતા પડી રહેવાનું જોઇ અમને અનેક તર્કવિતર્ક થાય છે. માટે તમે અમારી સાથેજ ચાલો તો તમને કંઇ હરકત છે ?"

" અહો ! આવી સુજનતાનો મને આભારજ અનુભવ થાય છે કેટલાક કલાકના-કેટલી ઘડીના શેષ જીવન માટે હુ તમારી સાથે આવું, ભાઇ ?

' કેમ ? એવા શોકસૂચકની શી જરૂર છે ? જાણીને લખાય તો સંસારીઓએ જાણેલી હોય છે. ત્યાગીને તો—

જીવન વા મરણમાં તુલ્ય ભાવ રે તો ?"

યુવકે કહ્યુ

" અરે બાપુ ! તમે ધારો છો તે સત્ય છે. પરંતુ હુ સંસારી રીતે નથી ને ત્યાગીએ નથી, ઉભય બહ્યું, મનુષ્ય નથી રહ્યો,

તેમ પશુ પણ થવા પામ્યો નથી. ઘડી બે ઘડીમા મારો અતકાળ નજીક આવેલો હોવાનુ મને કહેવામા આવ્યુ છે

"કોણે એવું કહ્યુ છે?" યુવકે પૂછ્યુ

બાવાજી—ભલે તમે જાણો મ્હને હવે તેની કઇ પરવા નથી પણ-પણ-પણ પ્રથમ પેલા શખ એક કોરે મૂકી દો. તેને કબજામાં લઇ લો

"એમ કેમ વારુ?"

બાવાજી—કારણકે-

કારણકે જેવી રીત્યે મ્હારુ મરણ નજીક હોવાનુ મ્હને કહેવામાં આવ્યુ છે તેવીજ રીત્યે તે શંખ તમારા બધાના મૃત્યુનુ કારણ થઇ પડશે ભયની નિશાની બતાવવા એ શખ ફુકવાની સંજ્ઞા ગખવામા આવેલી છે જો કે એ સજ્ઞા કરવાની મ્હારે જરૂર રહી નથી તથાપિ તમારામાનો કોઇ એ શખ ફુકવાનુ અટકચાળુ કરી દેશે તો તાત્કાળ હથીઆરબધ ત્રણ ચાર અગર વધારે માણસો દોડી આવશે, અને તેનુ પરિણામ ઘણુ ભયકર આવવા સભવ છે

ભક્ત—અરે વાહરે! શ્રીકૃષ્ણના હાથમા રહેલો એક વખતના શંખના કુટુબી, તારી આવી અધોગતિ થવા પામી છે?!!

એક ભીલ—અલ્યા, જોજે ફુકતો!

યુવક—મહારાજ! ત્યારે તમે શુ એવી કોઇ ઘાતકી ટોળીના ભોગ થઇ પડેલા છો?! નિર્ભય રહો. હવે તમે મરણની ભ્રાંતિ છોડી દો! અને અમારી સાથેજ ચાલો તમે કહો છો તે લોકો કયા હોવા જોઇએ? અહીં કયારે આવવાના છે?

બાવાજી—મ્હારી કથા સહજ લાબી છે અને તે પૂરી કહેવાનુ આ સ્થળ નથી. પ્રથમ પેલા શખને કબજામા લઇ લો કારણ કે એને ફુકવાનુ અટકચાળુ ન થવા પામે તેની અગત્ય છે.

ગુમાસ્તો—એ બધા કરતા તમારો જીવનનો ટુકામાં પણ ભેદ જાણવાની અમને સૌને વધારે અગત્ય જણાય છે. હથીઆરબધ દસેક માણસની ટુકડી તો આપણા રક્ષણને માટે આવવાની તૈયારીમાં છે માટે અહીં ભ્રાંતિનુ કંઇ પણ કારણ નથી મત્ર તમે કોણ છો? તમને મારવાની દહેશત બતાવી તમારુ જીવન મૃતવત્ બનાવી મુકનારા કોણ છે અને તેમ છતાં તમે અહીં એકલા શી રીતે પડી રહ્યા છો તે જાણવા દો.

બાવાજી—હું કાંઇ બાવાજી નથી-મહારાજ નથી-ત્યાગી નથી-સંસારી નથી એ તો કહી ગયો. ન્હાનપણથીજ એક ઘાતકી ટોળીના કબજામા સપડાયેલો કમનસીબ મનુષ્ય છુ. જેનો આજે ભોગ આપવાનો છે.

"શા માટે ?" યુવકે પૂછ્યુ

બાવાજી—એ ટોળીના હેતુઓને કોઇ શકિત વેગ આપે-એ ટોળીના મનુષ્યો પકડતા બચી શકે-એ ટોળીને અથાગ દ્રવ્ય મળે વગેરે વગેરે હેતુ પાર પાડવા માટે આ મનુષ્ય યજ્ઞ તૈયાર કર્યો છે

ભક્ત—ત્યારે તો તમે કોઇ બત્રીસ લક્ષણવાળા મનુષ્ય હશો.

બાવાજી—તેથી ઉલટુંજ ! તદ્દન નિરૂપયોગી-નકામો થઇ પડેલો પણ મનુષ્યનો પણ ભોગ આપવાથી એ મંડળના હેતુ આગળ વધે છે એવી માન્યતા ટોળીના મનુષ્યો ધરાવે છે.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### દુઃખની પરાકાષ્ટા.

યુવક—ત્યારે તો તમારૂ જીવન વૃત્તાંત જાણવાની જીજ્ઞાસા અમને વધારે થાય છે, માટે જે હોય તે સુખેથી-નિર્ભય રીત્યે કહો

'બાવાજી' એ શખ્સ પોતાના કબજામા લીધો અને પછી તેમનું વૃતાન્ત કહેવા માંડ્યુ —

સાભળો ! પાત્રીશેક વર્ષ ઉપર, ગુજરાતના એક અપ્રસિદ્ધ ન્હાના પણ જગલ ઝાડી અને લીલોલરીથી શોભી રહેલા એક ગામડામા વણીક જ્ઞાતિમા મ્હારો જન્મ થયો હતો એ ગામડાની આજુબાજુ થઇ વહેતી ન્હાની નદીને લીધે ઉત્પન્ન થયેલી ભાત ભાતની વનસ્પતીથી એના કુદરતી સૌદર્યની છાપ હજુ પણ મ્હારા મનમા જેવીને તેવીજ છે, મ્હારા માતાપિતા પૈસેટકે સુખી હતા. એમને સંતાનમા હું એક પુત્ર અને એક પુત્રી હતા, જયારે અઢાર ઓગણીશ વર્ષનો થવા આવ્યો ત્યારે મ્હારા પિતાએ મ્હારા માટે કન્યાની શોધ કરવા માંડી અને અમારી નાતના રીવાજ પ્રમાણે મ્હારી ન્હાની બેન જે દસબાર વર્ષની તે વખતે થઇ હતી તેને સાટામા આપી :મ્હારા માટે લગ્નની ગોઠવણ કરવામાં આવી

એ અરસામાંજ એક મહાન આફતરૂપ વિકાળ દુષ્કાળ પડયો વૃષ્ટિ બીલકુલ ન થવાથી ખેડુતો લાચાર-નિરાધાર બની ગયા અને અનાજની મોંઘવારી વધી પડી બાર માસ પહેલાની વૃષ્ટિથી જે કંઇ ભેજ લીલોતરીના મૂળમા રહેવા પામ્યો હતો તે રફતે રફતે સુકાઇ ગયો અને કુદરતના બગીચા જેવી મનોહર ભૂમિમા દાવાનળ સમો ક્રુર દુકાળ તોબા તોબા પોકરાવી રહ્યો. ભીખારીઓનાં ટોળાની સખ્યા જોત જોતામા વધી પડી, તેમને બચાવવા માટે મધ્યમ વર્ગના જનસમાજની દયાની લાગણી બૂઠી થતી જોવામા આવી લુટારૂઓના ટોળા રક્ષણ વગરના ગામો ઉપર ફરી વળ્યા, અને જુલમ કરીને, આગ લગાડીને તેમ અનેક રીત્યે હેરાન કરીને લોકો પાશે જે કંઇ બચત રહ્યુ હતુ તે તમામ લુટવા માંડયુ, તોપણ લુટારૂઓની ભૂખ ઓછી થઇ નહીં, અને ઉન્હાળાની મોસમ આવતા સુધીમા તો ભૂખમરાથી મનુષ્યોના હાડપીંજરો પૃથ્વી ઉપર મૃતવત્ સ્થીતિમા પડેલા જોવામા આવ્યા દયા તો જાણે તે વખતે દેશમાથી વિદાય જ થઇ ગઇ લાગતી હતી સૌને સૌની પડેલી તેમા કોણ કોને બચાવે ? તે અરસામાં કમનશિબે અમારા ગામડા ઉપર જંગલી ભીલોએ ધાડુ પાડયુ અમારા ગામમા સુમારે સો ઘર હતા તેમા થોડાક મનુષ્યોને ત્રાસ આપવા માડી પૈસો કોના ઘરમા છે તે કહેવડાવવા માડતા ભીલોને માલમ પડયુ કે અમારા ઘરમાથી તેમને સારો માલ મળી શકશે એ ઉપરથી લુટારૂઓએ અમારા ઘર ઉપર દરોડો પાડયો ઘરમાના દાગીના, રોકડ, વાસણ અને અનાજનો તો એક કણ સરખોએ રહેવા દીધો નહીં આમ છતા લુટારા સતોષ પામ્યા નહીં, કારણ કે તેમને ખબર મળેલી કે અમારી પાસે દોલત વધારે છે અને ધાર્યા જેટલુ અમારા ઘરની લૂટમાથી તેમને મળી શકયુ નહીં વાસ્તવિક રીત્યે હતુ પણ તેમજ મ્હારા પિતા પાસેના નાણાનો મ્હોટો ભાગ વેપારીઓને ત્યા મ્હોટાં શહેરોમા જમા મૂકેલો હતો એ કહડાવવા માટે તેમણે અમને અનેક તરેહનો ત્રાસ આપવા માડયો, ઘરના જૂદા જૂદા ભાગો, જયા દ્રવ્ય દાટયાનો વ્હેમ પડયો તે ખોદી નાખવામાં આવ્યા પણ ચોપડાના પાનામા નાંણુ તે તેમને હાથ શી રીતે આવે ? જયારે એમને ખાત્રી થઇ કે હવે કયાંય કશું હોવુ ન જોઇએ ત્યારે એ લોકો ગયા ગામડાના લોક બધા ન્હાસી ગયા હતા, એક વખ

તમુ સુખી કુટુંબ, નિરાધાર બન્યુ મધ્યરાત્રિએ આજુબાજુની ઝાડીમા સતાઇ ગ્હેલા અમારા પડોશીઓ ગામમા પાછા આવવા લાગ્યા

સવારમા અમારી લાચાર સ્થિતિ તરફ જોઇ આ લોકોએ એમનાથી બનતી મદદ કરી અને ધાડપાડુઓથી ડરી ન્હાસી જવાથી તેઓ પસ્તાવા લાગ્યા પણ એ પસ્તાવો હવે કાંઇ કામ આવે તેમ નહતુ અમારી રકમો જયા જયા જમા હતી ત્યાં જઇ તે લઇ આવી જરૂર જોગી ચીજો ઘરમાં વસાવવા મે મ્હારો વિચાર મ્હારા પિતાને જણાવ્યો પણ નજીકમાજ શેષ રહેલાં લૂટારૂઓના માણસોના જાણવામા આવે તો અમને ફરીથી લૂટે અને વખતે માર મારે એ વિચારે કેટલોક વખત અમે તદન તંગ હાલતમા નિભાવવા વિચાર રાખ્યો

જાણે મનુષ્યના હૃદય-બળની કસોટી કરવા માટે મુસીબતો પણ કવચિત સામટી આવે છે અમારે આ વખતે એમજ બન્યુ ગામમા ધાડુ પડયાને સુમારે એકાદ મહીનો થયો હશે—જે મહિનો અમે કેવી સ્થિતીમા પસાર કર્યો તેનો તમે સહજમા ખ્યાલ કરી શકશો—તે મહિનો પૂરો થતામા મહામારીનો રોગ જોસમાં ફાટી નીકળ્યો, કહે છે કે ગામડાની હવા શહેરોના કરતા વધારે સ્વચ્છ હોય છે એ ખરૂ તોપણ આ નહીં જેવી વસ્તીમાંનો પણ સેકડે પચાસ ટકા જેટલો ભાગ નાશ પામ્યો! અને આ મૃત્યુની ટીપમા અમારા કુટુબને ફરજીયાત ફાળો આપવો પડ્યો તેમા મ્હારી બ્હેન અને માતા ગત્ થયાં' મ્હારા પિતા તદન લાચાર બની ગયા તેમણે આવુ દુ ખ ન જોયેલું એટલે તેમને માટે તે અસહ્ય જેવુ થઇ પડયુ ચિંતાથી ક્ષયના રોગના તે ભોગ થઇ પડયા અને ચાર માસના અનેક દુ ખદ પ્રસગો જોતા જોતાં તે પણ મૃત્યુ વશ થયા

લાચાર—નિરાધાર કુટુબમા હુ એકલો રહ્યો! ભર ગ્રીષ્મ રૂતુનો તાપ, દુષ્કાળનો ધુજારો, ભુખમરાનું સકટ, વ્હાલાં સગાંનો વિયોગ, લુટારૂઓની ધાસ્તી, અન્નવગર ટળવળતા લોકોનાં મુડદાથી પથરાયલી ધરતી—આ ચિત્ર મ્હને હાલ પણ કપારી ઉપજાવે છે! મ્હે તે ગામડુ છોડી મ્હોટા ગામમાં જવા નિશ્ચય કર્યો. અને વરસાદ થયેથી અને સારો વખત આવેથી પાછો અહીં આવવાનો વિચાર કરી ત્યા ગયો. અમારો પૈસો જમા હતો તે

મળવવામા મ્હને મુશ્કેલી નડી નહીં, કારણ કે જે ભલા શરાફને ત્યા જઈ અમારા દુ:ખની વાત કરી એટલે તેણે કહ્યુ કે–ભલે તમારા ચોપડા પણ ન હોય તો અમારે તેની જરૂર નથી તમારા કુલ પૈસા જોઇએ ત્યારે લઇ જજો.

મ્હે અહીં ઘર લઈ લીધુ અને એકલા છતા અહી રહેઠાણ જમાવવા અને રફતે રફતે કઇક વ્યાપાર કરવા નિશ્ચય કર્યો, ધીમે ધીમે ત્યાના મનુષ્યોનો પરિચય મ્હને થવા માડયો અને કેટલાક વ્યાપારીઓ સાથે પણ હુ સમાગમમા આવ્યો

થોડાક વખત પછી ત્યાની અમારી નાતવાળા ભેગા થયા–અમારી મૂળ નાત તો એકજ પરતુ થોડાક છેટાને લીધે અગર વચમા કઈક કલહને લઈને–અથવા શા કારણે તે મ્હને પુરુ સમજાયુ નહી પરતુ અહીના વાણીયા પોતાનો ગોળ જૂદો બનાવી બેઠા હતા, અને અમારી સાથે માત્ર જમવાનો વ્યવહાર રાખતા–કન્યા આપવા લેવાનો નહી! નાત ભેગી થઈ તેમા ત્રણેક આગેવાનો હતા તેમણે મ્હને તેમના તડમા–કહો કે મૂળ અમારીજ જ્ઞાતિમા–લેવાનો ઠરાવ કર્યો અને પ્રવેશક ફી તરીકે હુ રૂ પાચસે અને એક જાતિ ભોજન આપુ તો તે અમલમા મૂકશે એમ મને જણાવ્યુ મ્હને ભાર દઇને કહેવામા આવ્યુ કે હુ એકલો છુ, ને નાતના સમુહમા રહેવાની મારે બહુ જરૂર છે, સજોગોએ મ્હને આ દરખાસ્ત સ્વીકારવા લલચાવ્યો નાણાનો સકોચ હતો નહી તે વિચારે મન તે તરફ દોરવાયુ અને આ ઠરાવને અનુસરી મ્હે પ્રવેશક ફી, અને જ્ઞાતિભોજન આપી તે ઠરાવના ખરડામા સહી આપી!

જ્ઞાતિએ કરેલ ઠરાવના ખરડામા મ્હે સહી કરી આપી, એ વખત ત્રણ અગ્રેસરો મનમા પ્રફુલ્લિત થતા જણાયા! રફતે રફતે એ અગ્રસરોએ મ્હને તેમના પેટામા એવી અચ્છી રીત્યે લીધા કે હુ તેમનાથી ભોળવવા લાગ્યો અને જ્યારે તેમણે મ્હને એક સારા આબરૂદાર કુટુબમાની કન્યા સાથે વેવીશાળ કરાવી આપવાનુ વચન આપ્યુ ત્યારે તો હુ એક જાદુ કરાયેલા મનુષ્યની પેઠે તેમનો જાણે અનુચર થઇ પડયો! મ્હે તો તે વખતે એમજ ધારી લીધુ હતુ કે મ્હારા માત પિતા મરી ગયા એટલે પ્રભુએ આ અગ્રેસરોના મનમા એ લાગણી આણી મુકી છે. મ્હારી સાથની વાતોમા તેમણે મ્હારી પાસે પૈસા કેટલા છે તે પણ

જાણુતા માગ્યુ અને ભોળપણના ચોઘડીયામા મ્હેં તેમને કહી દીધુ કે–સાત હજાર રૂપિયા જમા હતા તે અને ત્રણ ચાર હજાગના દાગીના મૂકેલા હતા એ મળી અગીયાર હજાર રૂપિઆ મ્હારી પાસે હતા, પાચ હજાર રૂપિયાના દાગીના પલ્લાના કરાવી આપવા, અને કન્યાના માબાપને ચાર હજાર રોકડા આપવાની સરતે તેમણે મ્હારા માટે અમાગ ગામથી દસેક ગાઉ છેટે એક કન્યાની શોધ કરી. મે કહ્યુ કે મ્હારી લગભગ શેષ રહેલ કુલ મીલકત ખર્ચ કરી પરણવુ તે કરતા તે રકમથી પાચ વર્ષ વ્યાપાર કરી પછી પરણવુ એ સારૂ છે એટલે તેમણે મ્હને સમજાવી દીધુ કે પલ્લાના દાગીના તો મ્હારા ઘરમાજ આવવાના છે માત્ર ચાર હજાગ આપવાના રહ્યા ને નાતમા કન્યાની અછત જોતાં કઇ વધારે નથી તે વખતે કન્યા ન મળવાને લીધે ઘણા વર કુવારા હતા તે વાત ખરી પરતુ એક વખતના સુખી કુટુંબને ભીલોએ લૂટ્યુ–પછી દૈવે મનુષ્યો લુંટી લીધા–અને હવે ભવીષ્યના સાસુ સસરો બાકી રહેલુ લુટી લે તો મરચુ મીઠુ વેચી કે કોથળો કરીને ભેટ ભગવાનો વખત આવે એ વિચારે મ્હારૂ મન પાછુ હઠતુ હતુ પરતુ એવા માગ મનની સ્થિતિમા આ અગ્રસરો શોધી કહાડેલ કન્યાના માત પિતા, નજીકના એક દેવળમા દર્શન માટે આવેલા, ત્યા પ્રથમથી કોઇ જાતની ખબર પણ આપ્યા વગર, મ્હને લઇ ગયા અને તેમની સાથે દાગીનાના ભારથી લચી પડતી સુદર કન્યા જોઇ હુ વેવીશાળ માટે તત્પર થઇ ગયો! એ અગ્રેસરોએ જાતે મહેનત લઈ શગત પ્રમાણે મ્હારા દાગીના તૈયાર કરાવવા માડયા અને લગ્નનુ મુહુર્ત એક માસમા નક્કી કર્યુ

જે ચોઘડીયામા હુ પરણવા બેઠો હતો તે વખતે હુ મનમા એમજ વિચાર કરી રહ્યો હતો કે જગતમાં કોઈ મનુષ્ય મ્હારી પેઠે કદી ઠગાયુ નહિ હોય!! કારણ કે જે સુદર કન્યા મ્હને દેવાલયમા બતાવવામા આવી હતી અને જેનો દેખાવ મ્હોટે ભાગે આ લગ્નમા સમત થવામાં કારણભુત હતો તેના કરતા જેની સાથે હુ પરણવા બેઠો હતો તે સહજ ઉંચી જણાતી હતી! મુખ તો તે દીવસે જોયું હતુ અને આજે તો ઘુઘટામા બેસારેલી હતી એટલે સરખાવવાનુ સાધન ન હતુ! પરતુ બીજીજ ક્ષણે મ્હે મ્હારા મનનુ સમાધાન કરી લીધુ કે માતપિતા સમા

સ્નેહથી જે અગ્રેસરોએ મ્હને જ્ઞાતિમા સામેલ કર્યો–વેવીશાળ માટે તન તોડીને મ્હેનત કરી, દાગીના ઘડાવવા સુદ્ધામાં પ્રયત્ન કર્યો તેમના કાર્યમા શકા લાવવામા પાપ હતુ !

જાન વિદાય થવાનો દિવસ આવ્યો અમારૂ ગામ દસેક ગાઉ છેટે હતુ એટલે અમે વાહન વગેરે તૈયાર કરાવવા માડયા. એવામા મ્હારા સાસરા તરફથી કહેવડાવવામા આવ્યુ કે, તેની દીકરીને તે જાન સાથે વળાવી શકશે નહિ કારણ કે એકાએક તેને તાવ ભરાઇ આવ્યો હતો ! આ વખતે જે અગ્રેસરોએ આ વેવીશાળ કરવામા મદદ કરી હતી તેમણે જાનને થોડાક દીવસ વધારે રોકી વર કન્યાને સાથે સાથે વિદાય કરવા આગ્રહ કર્યો પરતુ તેમ કરવામા જાનનુ રોકાણ થાય તેના ખર્ચનો સવાલ નડયો ! ચાર હજારની રકમ એ તો જાણે એક પ્રકારના એવા સગીન હક તરીકેની લેવામા આવેલી ગણાતી હતી કે તે લેવાના બદલામા જાનના માણસોની સગવડની મર્યાદા વધારવા માટે કીડિ પેસે તેટલી જગા જાણે ન હતી ! અગ્રેસરો પણ પસ્તાવા લાગ્યા અને તેમના પસ્તાવામા મ્હને ઢોગની લાગણીનુ મિશ્રણ જરાએ ન લાગ્યુ.

જે શેઠ–ગોપાળદાસની પેઢીમા મ્હારૂ નાણુ હતુ તે મ્હારા કેટલીક છેટીએ માસા થતા હતા અને તેમના ધર્મપત્ની દયાકોર મ્હારા ઉપર દૂરના માસી છતા માતા સમો સ્નેહ રાખતા હતા મ્હને પરણાવવા માટે તે જાનમા પણ સાથે આવ્યા હતા મુસીબતોના વખતમા મ્હને તે સાચી સલાહ વખતો વખત આપતા આ વખતે તેમને આ હકીકત જણાવતા તેમણે કહ્યુ કે "ભલે, કન્યાને તાવ ઉતરે એટલે મોકલાવશો જાનના માણસોએ હવે અહીં રહેવુ તે યોગ્ય નથી

આ સલાહને અનુસરીને અમે બધા ઘેર આવ્યા. દીવસ ઉપર દીવસ ગયો અને જાનને ઘેર આવ્યે એક માસ વિતિ ગયો પરતુ મ્હારા સસરા તરફથી મ્હારી સ્ત્રીના સુખાકારીના સમાચાર આવ્યા નહીં ચાર છ દીવસે માણસને કાગળ લઇ ખબર પુછવા મોકલવામા આવતુ તેની સાથે "સહજ ઠીક છે" એવા જવાબ આવતા

મ્હારા માસીએ અને ગોપાળદાસ શેઠે મ્હને જાતે ખબર કહાડી આવવા સલાહ આપી મ્હારા માસા ગોપાળદાસ શેઠે જતી વખત કહ્યુ કે—

"એ જે! ભાઇ, આટો તડન અજુગતુ લાગે છે, ટોપન હું કોઇ કીટે ટેમનાથી લડી પડટો નહીં એટલી મારી સલાહ છે-" મ્હારા મામાને સોપારી વધારે ખાવાની આદતને લીધે આવી રીતે બોલવાની ટેવ હતી અને થોડાક પરિચયથી તેમના શબ્દો સ્પષ્ટ સમજવા હું ટેવાઇ ગયો હતો

હુ સાસરે આવ્યો, અરે! પણ ત્યા મ્હેં શુ જોયુ ?! દુનિયામાં નાટક-ચેટક-જાદુ ને સીનેમામા અજાયબીના દશ્યો મનુષ્યોને દરરોજ બતાવવાના આવે છે પરતુ તે બધાને કોરે મુકનારો બનાવ મ્હેં આજે પ્રત્યક્ષ અનુભવ્યો! જે ઘરમાં મ્હને પરણાવ્યો હતો ત્યા તો કોઇ સાધુ લોકોએ પોતાનુ આસન જમાવેલુ મ્હે જોયુ!! ત્યા ન હતા મ્હારા સાસરા-કે સાસુ કે મ્હારી સ્ત્રી-શ્વસુરપક્ષના સગા-સ્ત્રી પુરૂષોને મ્હે ત્યા મ્હારા લગ્ન વખતે જોયેલા તેમાનુ એકે ત્યા ન હતુ! જે મકાનમા હુ પરણેલો તે કોની માલકીનુ છે તેને તપાસ કરતા તે તો ધર્મશાળા છે એમ નીકળ્યુ! સાધુઓમાં એક વયોવૃદ્ધ સાધુને પૂછ્યુ કે—

"મહારાજ! આપ અહીં કયાંથી આવ્યા છો?" તેના જવાબમાં તેમણે કહ્યુ કે—હમ એક મહિના ભરસે ઇહા રહેતેહય

"તમે અહીં આવ્યા ત્યારે અહીં કોઇ બીજુ હતુ?" મ્હેં પૂછ્યુ

"સુનતે હય, કે કોઇ ઠગ લોક ઇહા કીસીકા પૈસા લેંગે ચલે ગયે!" મહારાજે કહ્યુ

હવે મ્હારૂ ધૈર્ય રહ્યુ નહી. અદ્યાપિ સુધી પડેલી વિપત્તિઓમા આ કઇ સૌથી મ્હોટી ન હતી. તો પણ તે વિચારથી મ્હારા મનનુ સમાધાન થઇ શકયુ નહી હુ રડવા જેવો થઇ ગયો તે આ વૃદ્ધ મહારાજે જોયુ તેમણે મ્હારા માથા ઉપર હાથ ફેરવતાં કહ્યુ કે—

"ઓ લોક તુમકુ ઠગ કે ચલે ગયે હય?"

મ્હેં બનેલી વાત તેમને કહી તેમને મ્હારા ઉપર બહુ દયા આવી હોય એમ મને લાગ્યુ. થોડીવાર મનમા ઉંડો વિચાર કરી તેમણે કાઠિયાવાડમાં આવેલ એક અપ્રસિદ્ધ જગોએ એ લોકોના રહેઠાણનો પતો મ્હને બતાવ્યો! મ્હારે એવા લોકોની કન્યા પરણીને સુખી થવાનો સંકલ્પ તો સંજોગોએ ઉત્પન્ન

કરેલા ક્લેશમા ભસ્મીભૂત થઇ ગયો હતો, પણ કોઇ ઉપાયે જીદગી પાછી શરૂ કરવા માટે મ્હારા નાણાનો મોટો ભાગ પાછો મળે એ લાલચે હુ ત્યાં જવા તત્પર થયો, મહારાજે બતાવેલ સ્થળોની નિશાની જેમ જેમ મળતી ગઇ તેમ તેમ હુ તે બાજુ આશાએ ચાલ્યો સાવચેતીની ખાતર મ્હે પોલીસના બે માણસો સાથે રાખેલા હતા કારણ કે કદાચ તકરાર થવા પામે તો તે સ્થળના સત્તાધિશોની મદદ લેવાના કામમા તેઓ ઉપયાગી થઇ પડે

ડુગરોથી ઘેરાયલા અને ઝાડી જગલવાળા પ્રદેશમા આવેલા એક ગામડાની સીમમા એક મ્હોટી ઘાસની ગજીની નજીક આવેલા ઝુપડામાં આ ટોળીના માણસો રહે છે એમ મને કહેવામાં આવ્યુ હતુ

## પ્રકરણ ૧૩ મું.

### કન્યા બજારની વિચિત્ર ગુફા.

વૃદ્ધ સાધુએ બતાવ્યા મુજબ એ ઝુપડામા હુ ગયો મ્હારી સાથેના બે સિપાઇ સાથેજ હતા અમે જોયુ તો દસ અગીયાર છાપરામા માત્ર એક સિવાયના બધા બધ જોવામાં આવ્યાં જે એક ખુલ્લુ હતુ તેની ઓસરીમા એક ન્હાના ખાટલા ઉપર પુખ્ત વયનો બાલો બેસીને સિતાર વગાડતો હતો ! અને પાસે એક ચૌદ પદર વર્ષનો ગૌર વર્ણનો સુદર ચ્હેરાવાળો છોકરો ફરી ફરીને ઘૂતી ઘૂમીને ગાતો હતો હુ અને મ્હારા બે સાથીને એ બે જણાએ જેવા જોયા કે તુર્તજ એ છોકરાનું સુદર ગાયન બધ પડયુ ! પરતુ તેની છેલ્લી લીટિ મ્હારા કાનમા એવી અચળી રીતે ભરાઇ પેઠી છે કે હજુ આટલે વર્ષે પણ તે યાદ છે—

> " ઓહ્યો મ્હારો હોકલો—
> બતાડુ મને મોકલો—
> મ્હારા હોકલજીરે—
> હારે હકને હાલજો—"[1]

---

૧ આ ગ્રામ્ય ભાષા છે અને દ્વિઅર્થ જેવી છે તેનો ભાવાર્થ એવો છે—
" પેલો મ્હારો હુક્કો બતાવુ, મ્હને મોકલી દો. હુક્કાજી ! સારા શુકન લઇને આવજો ! "

છોકરાંનુ ગાયન બધ પડતાની સાથેજ અમે ત્રણે જણ ત્યાં જઇ પહોચ્યા વૃદ્ધ બાવાજીએ મ્હારા સોબતીઓ સામે જોઇ અમે ક્યાથી આવીએ છીએ વગેરે હકીકત પૂછી. અને મ્હારી સાથેના બે સિપાઇઓ—જેમનો સિપાઇ તરિકેનો "ડ્રેસ" મ્હે સાવચેતીની ખાતર કઢાવી નાખી સાદા પોશાકમા સાથે રાખ્યા હતા તેઓ એમની સાથે અમારા આવવાના વૃતાન્તને લગતી વાતોમા રોકાયા હતા પણ ત વખતે હુ શુ કરતો ? જે છોકરો ગાતા હતો—અને જેનુ ગાયન અમારા આવવાથીજ જાણે બધ પડયુ અને જેની છેલ્લી લીટિ અર્થના કઇ ઠેકાણા વગરની મ્હારા કાનમા પેસી ગઇ હતી તેના મ્હો સામુ જોઇ રહ્યો હતો એ છોકરાની આકૃતિ સુદર હતી ને માથે લાબા કેશ રાખેલા હતા એનુ મુખ ધારી ધારીને જોતા તો તે બાઇ હશે એવું મ્હને તુર્તજ અનુમાન થયુ. કારણ કે અમારી જ્ઞાતિના અગ્રેસરોએ દેવાલયમા જે કન્યા મને બતાવેલી તેના જેવુજ તેનુ પણ મુખ હતુ

"તમે શા વિચારમા પડયા છો જવાન ?" બાવાજીએ મ્હને પૂછયુ

"આપનાથી તે ભાગ્યેજ અજાણ્યુ હોવુ જોઇએ" મ્હે કહ્યું.

"બોલો ! તમારા સાસુ સસરાને મેળવીએ તો અમને શુ આપશો ?" બાવાજી બોલ્યા મ્હને તો એટલો બધો ક્રોધ ચઢેલો હતો કે હુ કઇને કંઈ બોલી નાખત પરતુ મ્હારી સાથેના બે સોબતીમાંનો એક કઈક ઠરેલ હતો તેણે કહ્યુ કે—

"તમારે ત્યાગીઓને દોલતનુ કામ હોય નહીં તોપણ તમે તે સ્વીકારશો તો તમને ખુશી કરીશુ ફીકર કરશો નહીં પરંતુ અમને એ લોકો પાસે લઇ જાઓ"

આ વખતે જે છોકરો ગાતો હતો તે ત્યાથી ઝુપડામાં ચાલ્યો ગયો હતો. એ લોકો પાસે અમને લઇ જાઓ એવુ કહેતામાજ ઝુપડામાથી કાળા ચ્હેરાના ભયકર દેખાવના ને મ્હોટી આંખોવાળા વિકાળ રાક્ષસ જેવા દસ માણસો નીકળ્યા ! અને કોઇ જાતની વીધિ વગર—કોઇ શબ્દ બોલ્યા વગર—અમને ત્રણેને પકડી એ ઝુપડામાં લઈ ગયા મ્હારી સાથેના બે પોલીસ સિપાઇઓ તેમની સંખ્યા જોઈ કોઇ રીત્યે હઠે તેવા નહતા, તેમના દરેકના ગજવામાં ન્હાની રિવોલ્વરો હતી પરંતુ અમોએ

માણસે તે દરેકને એવા અચ્છી રીત્યે પકડી લાધા હતા કે તે લાચાર દેખાઇ મ્હારી સામે જોવા લાગ્યા એટલામા તો ઝુપડામા એક મ્હોટા ખાટલા ઉપર અમને ત્રણેને બેસાર્યા, અને જોત જોતામા તે આખો ખાટલો ભોંયમા ઉતરી પડયો !!

ભીતિને અજાયબીની લાગણીઓથી, મૃત્યુના નજીક આવેલા સમજી, અમે જાણે એક વિશાળ ભોંયરામા ઉતરી પડયા આ ભોંયરામાં અંધારૂ હતુ એક ખૂણામા એક મ્હોટો દીવો બળતો હતો, અને તેની નજીક એક પથરની મનુષ્યના આકારને કંઇક મળતી આવતી મ્હોટી ભયાનક આકૃતિ જણાતી હતી એક મનુષ્ય અમારી પાસે આવ્યો, એના હાથમા કંઇક લાબુ જણાયુ પણ દીવાના પ્રકાશ પાસે આવતા તે તલવાર છે એમ મ્હે ઓળખ્યું એણે એક દોરી ખેચી એટલે ઉપરના આકાશનો કંઇક ભાગ અમે જોઇ શકીએ એવી રીત્યે એક જાળી ઉઘડી, અને ભગવાન સૂર્યનારાયણના પ્રકાશમા હુ ઓળખી શકયો કે મ્હને પરણાવનાર મ્હારો સાસરો તે હતો !!

આ વખતે મ્હારા બે સોબતીઓના ગજવામાથી રીવોલ્વરો છીનવી લેવામા આવી હતી અને કોઇ જાતના અપરાધ વગરના, નિર્દોષ લાચાર મનુષ્યો અમે આ નરાધમના સામે ઉભા રહ્યા હતા એટલામા તો તે બોલ્યો !—

“ જુઓ, આમ ઓલયા ખુણામા માતા છે એને પગે લાગો ! એ તમારા જીવ બચાવે છે એનો હુકમ થયો છે કે તમને મારવા નહીં ! બાકી તમારા જેવા કૈકના ખોખલા અહી ઉડાડી દેવામા આવ્યા છે. અમારે ઘોડા-પાળા રાખવા-મ્હોટા મ્હોટા કામ કામ કરવા એ બધુ કીયાથી આવતુ હશે ? ! માટે હવે તમે પૈસાની આશા મૂકી દો ! કયા ગયો ચેલીયો ? ચેલીયા બેટા ! માતાએ હુકમ કર્યો છે કે તેરમો ભરખ તજવો ! એટલે આમને જવા દો ! બોલ જવાન ! તારે શુ જોઇએ છે ? આ ચેલીયાએ તારા પ્હેલા બાર જણાના હાથ ઝાલ્યા છે તુ તો તેરમો છે ”

મૃત્યુ જેવી ઘડીમા મ્હે મ્હારા ચોર ઓળખ્યા ! ચેલીયા–છોકરાંને હુ પરણ્યો હતો એ પણ સમજાયુ ! હવે તો દ્રવ્ય પાછું લેવાની, વહુને તેડી લઇ જવાની. સાસુ સસરાને શોધી કહાડવાની વાત તો કોરે રહી, માત્ર જીવ બચાવવાનો પ્રશ્ન રહ્યો !

હવે મ્હને મ્હારૂ વૃતાન્ત ટુકમા પતવવા દો! વખત બહુ ગયો! દુ ખી મનુષ્યો પોતાનું દુ ખ ગાવા બેસે ત્યારે ભાન રહેતુ નથી એ લોકોએ અમારા જીવ તો બચાવ્યા. પરતુ અમને એકેને ત્યાંથી પાછા આવવા દીધા નહીં! લગભગ અમને એક વરસ સુધી સખત મજુરીના કેદખાના જેવી સ્થીતિ ભોગવવી પડી, પછી અમે તેમના રહેઠાણુમા અમારા શરીરોને ટેવવા લાગ્યા પરતુ માત્ર રહેઠાણુમા શરીરોજ ટેવાવા લાગ્યા અમારો સ્વભાવ અમે સાચવી રાખ્યો એમના દુર્ગુણો પ્રત્યેનો અમારો અણુગમો જોકે અમ છૂપાવવા માડયો. ધીમે ધીમે જે જે મ્હોટી લૂટો તેઓ લાવવા લાગ્યા તે સાચવવા અને તેને મ્હોટો મ્હોટો -જેવો તેવો હિસાબ રાખવાનુ કામ મ્હને સોપ્યુ લુટારાઓનો હિસાબ! પણ હુ વાણીઓ, એટલે મ્હારેજ રાખવો એમ એમને બધાને યોગ્ય લાગ્યુ મ્હારી સાથેના સિપાઇઓ એક વખત એક મ્હોટી લૂટમા શામેલ રહેવાનો ઢોંગ કરીને લૂટ દરમ્યાન સાવચેતી રાખીને ન્હાસી છૂટયા એ લૂટમાથી ઘણુ દ્રવ્ય મલત, પરતુ તમાના ગુન્હેગારો પકડયા અને માલ પાછો સોપવો પડયો કેટલેક વર્ષે મ્હને સમજ્યુ કે અમારી આ ટોળી બીજી એક મ્હોટી ટોળીની શાખ હતી અને અમારે ત્યા ઉભરાઇ જતુ નાણુ પાચ પાચ વર્ષ ચુપકીથી મ્હોટી ટોળીમા લઈ જવામા આવતુ ચેલીયો મ્હારા અહી ફસાયા પછી આશરે છ મહિના સુધી મ્હારા સામે જોઇને હસતો, પછીથી તો તે મ્હારી સાથે પરિચિત થઇ ગયો તેણે એક સ્વરૂપવાન ભિલ્લ કન્યા સાથે લગ્ન કર્યુ હતુ અને એક દીકરો થયો હતો, જેનુ નામ વેલાયો રાખ્યુ હતુ વેલીઆને પણ ચેલીયાના જેવીજ તાલીમ આપવાની હતી આવી રીત્યે દુ ખી જીદગીનો કેટલોક ભાગ ગાળ્યો આશરે બારેક મહિના ઉપર મ્હોટી ટોળીમાથી એક જાન લૂટતા કેટલાક ભિલ પકડયા અને ગુન્હામાથી બચવા માટે પોલીસના માણસોને મ્હોટી મ્હોટી રકમો આપી પરતુ આખરે ગુન્હેગારો પકડાયા અને મ્હોટી ટોળીની શિલિક ખાલી થઈ ગઇ, એટલુ તે કામમા ખર્ચ થયુ. તે ઉપરથી મ્હારા ઉપર તવાઇ આવી!

મ્હારા માસા ગોપાળદાસ શેઠ પાસે બહુ દ્રવ્ય છે અને તેમનાં સ્ત્રી ગુજરી જવાથી તે પુખ્ત વયે બીજી વખત પરણવાની તજવીજ કરે છે એવી ખબર અમારા મંડળમા આવ્યા ત્યારેજ

મ્હે જાણ્યું કે મ્હારા ભલા માબી ગુજરી ગયા! મ્હારી દીલગીરિ ઉપરથી હું એમનો સબંધી છું તે આ લોકોને સમજાયું, પણ ઘણા વર્ષના પરિચયથી હું હૃદયની કઠીણતા શીખિ ગયો છું એમ એ બધાએ માની લીધું હતું ગોપાળદાસ શેઠની પાસેથી મારી રકમ લઇ તેમને એક કન્યા દૂરની છે એમ ઠસાવી પરણાવી દીધા હોવાનું અનુમાન કરૂં છું જો કે ખરી વાત હજુ સુધીં બહાર આવી નથી. ચેલીયો જેવી રીત્યે મ્હને ઠગી આવેલો એવી રીત્યે તેના દીકરા વેલીયાને બચપણથી સારા આબરૂદાર ગૃહસ્થોને ફસાવવાની તાલીમ તો આપવામા આવી હતી તે પંદર સોળ વર્ષનો થયો છે મૂછો આવી નથી અને તે કેટલાક દીવસથી અહીં દેખાતો નથી એટલે કદાચ ગોપાળદાસ શેઠને ચેલીયાનો વેલીયો વળગાડયો હોય તો તે બનવા જોગ છે હવે મ્હને કહેવામા આવે છે કે-ગોપાળદાસ શેઠને ત્યા જઇને ગમે તેમ છેતરી કુલ દ્રવ્ય લુટી લાવે તોજ તને જીવતો મૂકીએ નહીં તો માતાનો હુકમ થયો છે કે હવે આજ્ઞા ન માને તો તેરમો ભરખ તજવાની" પ્રતિજ્ઞા કોરે મૂકો! મ્હને લાગે છે કે જેમ એક આગ લાગેલી ગાડીમા બેસીને મુસાફરી કરવાના કરતા કુદી પડી રસ્તો લેવો સારો તેમ દુખી જીવણ ધારણ કરી રહેવા કરતા સામે ભરવા આવેલ મૃત્યુદ્વારા પ્રારબ્ધ પર્યંત ભવાબ્ધિમા ભ્રમણને રસ્તે પડવું ઠીક-આમ ધારી હું મૃત્યુ માટે તત્પર થયો હતો, પરંતુ મ્હારા આ વિચાર આ લૂટારાઓને જાણવા દીધા નથી તેઓ ધારી બેઠા છે કે હું તેમના કહ્યા મુજબ કરીશ, અમોને એ બાબતની વાત આજ રાત્રે ચાલતી હતી તેવામા ગોપાળાદાસ પરણીને જાત્રાયે જોય છે તેમને લુટી શકાય તેમ છે એવી બાતમી આવવાથી એ બધા નજીકના રસ્તા ઉપર ગાહ જોઈ બેઠા હતા મ્હને કાદાચ ઓળખવામા આવે એમ ધારી લઇ ગયા નથી પરંતુ મ્હારે કઇ ભયની નીશાની બતાવી મદદ માગવાની જરૂર પડે તો આ શંખ ફુકવાની મ્હને આજ્ઞા કરવામા આવી છે"

ગુમાસ્તો-અહાહા? જગતમા મનુષ્યોને કેવાં દુઃખો હોય છે? કેમ ભક્ત તમે પણ તલ્લીન થવા લાગો છો.

ભક્ત—હા પણ એક શંકા છે. "વરને" લોકલજ્જા કેમ કહ્યા હશે વારૂ?

બાવાજી—ઠીક-શંકા ઉભી કરી. જુઓ ઉપર તાપ-અગ્ની મૂકવો પેટમા બાકુ પાડી તાપ નીચે મુકેલ તમાકુનુ સત્વ ગ્રહણ કરી લેવામા આવે છે તેમ આ લુટારાઓ તાપ દઇ એવા ઠગાનારા વરનું સત્વ ગ્રહણ કરી લે છે-એવો અર્થ કઇ એ લોકો કરતો હશે. ગુઢાર્થ માટે-સંજ્ઞા માટેજ તે અર્થ રાખેલો જણાય છે

આ વખતે આ સ્થળે, એકદમ, કોઇ જાતનો અવાજ પણ સંભળાયા વગર, ચુપકીથી, આઠ હથીઆરબંધ માણસોની ટુકડી, જાણે જમીનમાથીજ પ્રકટ થઈ આવે તેમ આવી

એ આઠ હથીયારબંધ માણસોની સાથે નવમો જમાદાર હતો, તેણે ગુમાસ્તાના હાથમા એક કાગળ મુકયો ઉત્સાહ અને આશા ભરેલે ચહેરે તે વાચતો હતો અને યુવક તેના સામે જોઇ રહ્યો હતો ગુમાસ્તાએ કહ્યું કે-આપણે માટે મદદ આવી પહોચી છે બાવજીના વૃત્તાતમા જે બે પોલીસના સીપાઈઓ લુટારાઓની ટોળીના હાથમાથી ન્હાસી છૂટવા પામ્યા હતા તે આ આઠ માણસોમા છે

યુવક—અને આટલો બધો પરિશ્રમ લક્ષ્મિપ્રસાદ શેઠ સિવાય બીજુ કોણ કરે છે?

ગુમાસ્તો—આપનુ પ્રારબ્ધ-આપનુ પુણ્ય

એ બે પોલીસના સિપાઇઓના નામ કાગળમા જોઇ ગુમાસ્તાએ તેમને પાસે બોલાવ્યા, અને ભઠ્ઠાના અજવાળામાં લાંબે વખતે બાવાજી અને આ તેમના સોબતીઓ એક બીજાને જોઇ ભેટી પડયા!

બાવાજી હર્ષઘેલો થઈ ગયો જણાયો! ઘણે વખતે દુખમા સાથે રહેલા અને પૂર્ણ રીત્યે કસોટીએ ચઢેલા સોબતીઓ મળ્યા!

પુનમચદભાઇ (જે આ ગુમાસ્તાનુ નામ હતુ) અમારી વાત-અમે નિરાતે કરીશુ. પ્રથમ તો તેમને આ કાગળ સાથે ફબરના સમાચાર સરયુબાએ એટલા કહ્યા છે કે-આ બાળકોને લઇ જનાર બાવા જેવા દેખાતા બદમાસો લુટારાની ટોળીના માણસો છે. અને એ લુટારાઓએ પોતાના જાસુસો આ બાજુ રાખી દીધા છે તેમણે શેઠ લક્ષ્મિપ્રસાદના પ્રયત્નોની ઉલ્ટી દીશા ફેરવી નાખી છે તે તેમાના-એટલે તે જાસુસમાંના એક બે

માણસો જાણે શેઠ લક્ષ્મિપ્રસાદ તરફથી આવ્યાનો ઢોંગ કરવામાં આવશે. માટે તેમનાથી સાવચેત રહેવાનુ છે

યુવક—ભાઇ ! સરયુબા તે કોણ ? !

ગુમાસ્તો—અમારા શેઠના પુત્રી—

યુવક—અહો ! તમારા શેઠના પુત્રી, તેથી કદાચ તમે તેમનુ નામ લેતા આચકો ખાતા હતા, તે મ્હેં જાણ્યુ—

ગુમાસ્તો—હવે જ્યારે તેમનુ નામ પ્રગટ થવા પામ્યુ છે તો તે સંકોચ રાખવા જરૂર જેવુ નથી—

યુવક—વારૂ, પણ એમને આટલા બધા પ્રયત્નોનું કારણ?

ગુમાસ્તો—આપનાથી એમનુ કાંઈ ભલુ થયુ છે ?

યુવક—ના, હુ કંઇજ જાણતો નથી

ગુમાસ્તો—જુઓ, આ અક્ષરો આપના છે ? વાંચો !

યુવક—વાંચે છે -" જગતમા, પારણુ હીંચાવનારી માતાઓ વાસ્તવિક રીતે દુનિયાના વ્યવહારોને ગતી આપે છે જે સ્ત્રીઓ સુશિક્ષિત હોય, પોતાના ધર્મ ખરેખર સમજતી હોય, સુઘડતાથી કુટુંબનું વાતાવરણ પવિત્ર બનાવનારી હોય, બુદ્ધિથી પુરૂષને તેના કાર્યોમા સલાહ આપનારી હોય, એ દેશમા સ્વર્ગના દેવો પણ અવતાર ધારણ કરવાને લલચાતા હશે. એવી સ્ત્રીઓને જન્મ આપનાર અમેરિકા દેશને માટે સ્વામી વિવેકાનંદને કહેવુ પડયુ કે જાણે સ્વર્ગની દેવીઓ ત્યા હરીફરી રહી છે હવેના સ્વામી વિવેકાનદ સમા પુરૂષને કહેતા હતા કે હિંદમાં પણ એવી દેવીઓ જન્મ ધારણ કરવા માંડી છે ! આ મહિલા શાળાની સ્થાપના એ તે દેવીઓની પ્રસાદિ રૂપ પ્રથમ પગથી છે. વાસ્તવીક સ્ત્રી શિક્ષણમા હરકોઇ દેશનો ઉદય રહેલો છે સરયુદેવીએ આ મહીલા શાળા સ્થાપી આ બાજુની ભવિષ્યમાં સ્ત્રીઓનો આશીર્વાદ મેળવ્યો છે ધન્ય છે એવા સ્ત્રી રત્નોને "

યુવક—અરે પણ આ તો શેઠ લક્ષ્મિપ્રસાદ મહિલા શાળાની સંસ્થાપના કરવા માટે આમત્રણ આવવા ઉપરથી લખેલા તે બાબતનું છે.

ગુમાસ્તો—પણ તે અક્ષર કોના છે? ને ઉદગારો કોના છે? આપનાજ ને?

યુવક—અરે તમારૂ ભલુ થાય હું સમજ્યો, કદાચ આવી જાતના સર્ટીફીકેટથી તે બાઇને કંઇ માટો લાભ થયો હશે.

ગુમાસ્તો—ના તેવુ કાંઇજ નથી. લાભ હવે થાય તો કોણ જાણે. આ પવિત્ર બાઇએ થોડી ઉમરમાં ઉત્તમ પ્રકારનુ શિક્ષણ મેળવી મહીલા શાળા સ્થાપી છે. સ્ત્રીઓની ઉન્નતિ માટે તેમનું જીવન સમર્પણ કર્યું છે અમારા શેઠ ગુજરી જવાથી તેમના વીલમા તેમની લાખ રૂપીઆની મીલકતના ટ્રસ્ટી નીમેલા છે એ ટ્રસ્ટીઓને તેમની નાતમા બાઇને લાયક વર મળતો નથી અને પેટા જ્ઞાતિમાથી કોઇ વર બાબત વાત થતાં નાતના ઘરડા આગેસરો વાંધો કહાડી નાત બહાર મૂકવાની ધમકી આપે છે. બાઇની ઉમર થઈ ગઇ છે. એટલે લાયક વર મળે તે સિવાય સતત કૌમાર્ય વ્રત ધારણ કરવાનુ પણ લઇ બેઠા છે આપણાં હાલના ટુંકા કુડાળાંવાળા બધનોને હમેશા શ્રાપ આપ્યા કરે છે."

યુવક—વારૂ, તમારી ઉપરના આ કાગળમા શું છે?

બાવાજી—એ હમણા રહેવા દો! પ્રાત કાળ થવા આવ્યો છે. લૂટારાઓમાંથી જે રસ્તા ઉપર બેઠા હોય તેમને આ શખ ફુકી "મ્હારી મદદે" બોલાવો અને એમને પકડી પહોંચતાં કરી શ્રી રામચન્દ્રે અહલ્યાને ઉગારી હતી તેમ પ્રથમ તો મ્હને પ્રથમતો ઉગારો! એટલુ હુ મ્હને બચ્યો ગણુ.

બાવાજીની વાત સૌને વાસ્તવીક લાગી. ભક્તને શંખ ફૂંકવા કહી હથીયારબધ માણુસોને સકેત કરી છૂટા છૂટા રાખ્યાં. શંખનો નાદ થતા બે સવારો ત્યા આવી પહોંચ્યા. તેવાજ સકેત મુજબ બંદુકોના ઉપરાઉપરી અવાજ થવા માંડયા. ૨ સ્વારોએ જાણ્યું કે માણુસો વધારે છે ને સામા થયે કોઈ રીતે પરવડે તેમ નથી. જમાદારે તેમને ઘોડા ઉપરથી નીચે ઉતરી એકદમ તાબે થઇ જવા કહ્યુ તે મુજબ તેમને કરવુ પડયું અને પુરતા બન્ધ્તા સાથે તેમને ભક્તિપુરાના થાણામા મોકલાવી દીધા.

તેમ બા ગયા પછી બાવાજીને ધૈર્ય આવ્યુ. આ દુખી મનુષ્યને તેના સામે પ્હોંચાડવા જમાદારને યુવકે સુચના આપી.

ઉપર કુ બધી વ્યવસ્થા થયા પછી યુવકે ગુમાસ્તાને પાછુ કહ્યું:—

'હવે લાવો પેલો કાગળ!" ગુમાસ્તાએ તે યુવકના હાથમાં મૂક્યો.—

"બાઇ પુનમચદ.'

મ્હારે ફરી ફરીને સુચના આપવાની જરૂર પડે છે કે રસ્તામા "બાવાઓ" મળે તેમનાથી બહુ ચેતજો ! બાવા કંઈ યોગી લોકો સમજી જવાના નથી ભગવા કપડાં એતો દુનિયામાં અનેક ગુન્હા કરી તેમાથી બચવા માટેનો પરવાનો થઇ પડયો છે ! જગતમાં કોઈ પ્રકારનો ઉદ્યમ વગર, બીજાઓની પરસેવાની કમાણી ઉપર પેટ ભરવું હોય તો "બાવા થવુ," એવો કેટલાંક વર્ષોથી દેશના મહા દુર્ભાગ્યને લીધે, મૂર્ખ-અશિક્ષિત અને દરિદ્રી મનુષ્યોમા એક પ્રકારનો પ્રથા થઇ પડેલો છે ઠગ થવું હોય, ચોર થવું હોય, છોકરા ઉઠાવી જવાં હોય, વગેરે અનેક એવા ધંધામા બાવાનો વેષ, સીતાજીના વખતથી સરલતા આપી રહ્યો છે—અને એવા ઓછા નથી. કહેવાય છે કે હાલમાં બાવાઓની સંખ્યા બાવન લાખની છે ! દેશ ઉપરના અનેક બોજાઓમા આ બાવન લાખ બાવાઓના પેટ ભરવાનો બીજો બોજો આવી પડ્યો છે

મ્હને જે ખબર મળ્યા છે તે ઉપરથી એમ જણાય છે કે આ બાજુના લુટારાઓની ટોળી ગોપાળદાસ શેઠને લૂટવા માટે તૈયારી કરી રહી છે પણ તેના ખબર એ શેઠને મળવાથી તે બીજે રસ્તે ચાલ્યા ગયા છે અને તેથી તે .સ્ટેશનને રસ્તે થઇ પસાર થશે તેમની સાથે કદાચ કુંજવિહારી ને મધુસુદન હોય એમ સંભવ છે માટે દુઃખી મનુષ્યો ઉપર પરોપકાર કરવામાજ જીવન ગાળનાર મહાશય નરહરીને આ વૃત્તાન્તથી વાકેફ કરવા જરૂર છે."

નરહરિએ જાણ્યુ કે આ પરિશ્રમથી તો ચોર અગર ચોરના સાથીતોજ મળ્યા બાળકો કયા છે ? આ લોકો કંઇ તેની ખબર મને ન મળે અને મળે તે પહેલા તે બાળકો વગે થાય તેવીજ પેરવી કરશે આ વિચારથી હાલ સુધી મળેલી બાતમીના આધારે તેણે બાળકોની શોધમા પ્રયાણ શરૂ કર્યું

# પ્રકરણ ૧૪ મું.

## શુષ્ક કેળવણીવાળાં સંતાનો.

મહાત્મા વિશ્નુપ્રસાદને ગોળી વાગ્યા પછી કેટલાક દિવસ તેમની સારવાર થયાબાદ તેમણે જંગલમાં પ્રયાણ કર્યું. ભક્તો એક પછી એક દમયંતી નળની પાછળ ભમેલી તે કરતા સહજ-જ ઓછુ વને વન રખડયા પણ મહાત્મા તો જાણે અલોપજ થઇ ગયા! તેમને સંસાર અકારો થઇ પડયો હોય, અને સાંસારિક રીતિ રિવાજોમા આવશ્યક ફેરફાર કરવાનો તેમનો વ્હાલામાં વ્હાલો જે વિષય તેના ઉપર તેમને ત્યાગ ઉત્પન્ન થયો હોય એમ શિષ્ય સમુહે માની લીધુ.

તેમને ગોળી મારનાર ઉપર તેમના વિરૂદ્ધ મતનો મ્હોટો ભાગ ગુસ્સે થયો પરિણામ એ આવ્યુ કે જે લોકો મહાત્મા વિશ્નુપ્રસાદના ઉપદેશને ગ્રહણ કરવામા કઇને કઇ કારણ બતાવી દુરાગ્રહ કરી રહ્યા હતા તેમાનો મ્હોટો ભાગ તેમના વિચારોમા સંમત થયો! બેવકુફ લોકોને પાણી વહી ગયા પછીજ પાળ બાંધવાનુ સૂઝે છે! જો કે ઢેઢનો વર બ્રાહ્મણ કન્યાને વરવાની વાતો તો તે વખતે જાહેરમા મૂકવાની માત્ર શરૂઆતજ થતી હતી! એ બ્રાહ્મણનો સર્વાનુમતે નાતે બહિષ્કાર કર્યો એ કોઇને જગતમા મ્હોં બતાવી શકતો નહીં! જે ટોળીએ એને ઉશ્કેરેલો તેજ ટોળીએ એનુ નામ "ખુની" પાડયુ! એટલે એને ઘરમા-ગોંધાઈ રહેવુ પડતુ અંધારા ઓરડામાંની કેદ કરતા ભાગ્યેજ આ સજા કમતી હતી અત્યંત પશ્ચાતાપના પરિણામે તેને પ્રાણ-ઘાતક જ્વર લાગુ પડયો, અને ત્રણેક માસ પછી તે સરજનહારની હજુરમા જવાબ દેવા ચાલ્યો ગયો! તેની સ્ત્રી બહુ સુશિલા હતી. સારા માબાપનુ ફરજન્દ હતુ, બીલકુલ ભણી ન હતી. પરંતુ થોડાં સાધને કુટુંબનુ ગૌરવ સાચવી રાખવા પ્રયત્ન કરતી. કુટુંબની આબરૂમાં બાકું પડે ત્યાં થીગડું મારતી, પણ ધણીના આ કૃત્યથી આભલું ફાટયુ બ્રાહ્મણ છતાં ભિક્ષા માગવાના ધંધા ઉપર તેનુ વલણ ન હતુ. ચાલીશ વર્ષનું તેનુ વય થવા આવ્યું હતું. ઉત્સાહપૂર્વક આવડે તે મજુરી કરી

વૈધવ્યના દિવસો કહાડવાના નિશ્ચય ઉપર આવી, પરતુ ઉદ્ધત નામનો છોકરો પેટ પડયો હતો તેને કેળવણી આપવાનો અવસર ચાલ્યો જતો હતો. એવામા એને બારણે એક સન્યાસી જેવો કોઇ આવ્યો કોઇ ભગવા વસ્ત્રધારીએ કદી એનુ પતિત આગણુ પાવન કર્યું ન હતુ સન્યાસી આવીને બાહેર ઉભો રહ્યો, અને બાઇને કહ્યુ—

"ઉદ્ધતની કેળવણી માટે તમને હરકત આવતી હોય તો દયાસાગરજીના નાશિક પાસે આવેલા અનાથાશ્રમમા મોકલાવી દેવો હોય તો હુ લઇ જાઉં ત્યા ખાવાપિવાની મફત સગવડ છે અને ઇંગ્રેજી અભ્યાસ કરવાની પણ મફત સગવડ છે"

આ બાઇને હવે ઉદ્ધતનુ પેટ ભરવાની મોટી ઉપાધિ હતી, ત્યાં તેની કેળવણીની જોગવાઇ શી રીત્યે કરે? એટલે આ સન્યાસીની સાથે એણીએ ઉદ્ધતને મોકલી દીધો અનાથાશ્રમમાં પણ ઉદયલાલમાથી રૂપાન્તર કરવામા આવેલુ ઉદ્ધત નામજ કાયમ રહ્યુ ઉમરે આવતા ઉદ્ધતને પણ તેમા આનદ લાગ્યો તેના શિક્ષકો થોડા પગાર્મા મેળવેલા દેશી ખ્રીસ્તિઓ હતા ઉદ્ધતે મેટ્રીક પસાર કરી એટલે તેની માને આસમાન બે તસુ ઉંચુ રહેશે એમ તેણે માન્યુ પણ તે મુજબ તેણીએ ન માન્યુ કારણ કે તે ડાહી હતી ઉદ્ધતે કોલેજમા તો ડીબેટીંગ સોસાયટીમા રસપૂર્વક ભાગ લેવા માડયો થોડાક વખત પછી તેણે એક સુધારા સમાજ સ્થાપી તેમા કેટલાક ખ્રીસ્તિ પણ દાખલ થયા હતા તેના વાક્ પ્રવાહથી એક બે ખ્રીસ્તિ છોકરીઓ પાછી હીંદુ થવા પામી હતી અને આ વિજય ડંકાથી ખુશ થઇ તેના મિત્રોએ ઉદ્ધતને આર (real) એસ (Sudharak) નો સુવર્ણપદક અર્પણ કર્યો હતો ઉદ્ધતના વિચારોને સમાવવા આસમાન ટુકું પડવા લાગ્યું પાશ્ચિમાત્ય કેળવણીના આવકારદાયક તત્વો ચાળી કહાડી તેમાની શૂષ્કતાના બધા સંસ્કારો તેણે મેળવ્યા હતા અને વિશેષ, તેમા તેણે સ્થાપેલી અજબ સુધારા સમાજની અસર ભળવા પામી. સુશીલ છતા નિર્ધન અભણ માતાનો અવાજ ત્યા પ્હોંચે તેમ ન હતુ એટલે ઉદ્ધત નિરકુશપણે ભણાય તેમ તેમ ભણ્યો અને તેના નામ પ્રમાણે એક અપ ટુ ડેટ-ઉદ્ધત-ગ્રેજયુએટ થવા પામ્યો.

એવામા એક કમનસીબ બનાવ બન્યો. તેના ઉપદેશથી એક ઢેડ છોકરી જે ખ્રીસ્તિ થઇ હતી તે પાછી હીંદુ બની. તેનો ઇંગ્રેજી અભ્યાસ વધારવા ઉદ્ધત ખાનગી શિક્ષક નીમાયો. સંસાર સુધારક તો હતો જ, અને વર્ણાન્તર લગ્નની વાતો થવા લાગી હતી ! જોઇતા હોય તેમને જાણે અનીતિના-વર્ણાશ્રમ સંસ્થાનું ખુન કરવાના, પરવાના અપાયા ઉદ્ધતે પોતાને માટે તે પહેલો લીધો. એ છોકરીનું નામ તેણે ફેરવી કનિષ્ટિકા પાડયું. અને અનાથાશ્રમથી કેટલેક છેટે તેમની મુલાકાતો થવા માંડી

કનિષ્ટિકાએ ઉપરાપરી કેટલાક દાગીનાની માગણી કરવા માડી ઉદ્ધત પાસે પાઇ નહતી એવામા સહસા દ્રવ્ય પ્રાપ્ત થવાનો કંઈક આશાજનક મામલો બતાવનારો સંજોગ બન્યો. આ દેશી ખ્રીસ્તિ મંડળે એ ડીબેટીંગ સોસાયટી દ્વારા, પોતાનો ઉપદેશ ફેલાવવા કેટલાક અખરા કર્યા હતા. અને તેમા ઠીક સફળતા મેળવી હતી. એક વખતે એક સાહસીક સર્કસના મેનેજર સાથે આ ડીબેટીંગ સોસાયટીમા ભાગ લેનાર ઉપલા વર્ગની છોકરીઓ અને છોકરાને મદદ આપવાનો યોગ બન્યો હતો તેમા કનિષ્ટિકા અને ઉદ્ધતનુ અગ્રસ્થાન હતુ. પૈસાજ પેદા કરવાનો હેતુ હતો એટલે સર્કસના મેનેજરે લોકોને શુ ઉપદેશ મળે છે એ ઉપર ગોણ રૂપેજ લક્ષ આપ્યુ હતું તોપણ એક સંસ્કૃત હીંદી શાળામાથી ઉપલા વર્ગની બાળા સંગીતમાં પ્રવીણ હતી અને તેનામા બચપણમાથી દૈવી ગુણોને લીધે તે એટલી બધી સુવિખ્યાત થઇ પડી હતી કે-કોઇ ઈનામના સમારંભમાં કે કોઇ ભાષણમા એની હાજરી હોવાનો સંજોગ લોકોની મેદની ખેંચી લાવતો ! આ સાહસિક દક્ષિણી ગૃહસ્થે પ્રથમ સ્ત્રી કેળવણીનો પાચ મીનિટનો સમારંભ રાખી સર્કસના દબ્યો પછી બતાવવા રાખ્યુ હતુ લોકોની સારી ઠઠ્ઠ જામી અને મંગળાચરણમાં આ હીંદી બાળાએ ગાયુ કે -

૧" મા તુઝસેં હય યહિ પ્રાર્થના, અબ ન પુત્રિયાં ઉપજાના !
" યદિ ઉપજે તો દૂર ફેંકના-ઉનકો દુદ પિલાના મત !
" ભૂલ પ્યાર મત કરના ઉનકા-અપની ગોદ ખિલાના મત !
" ફિરભી જીવેં તો વિવાહકા-ઉનકો નાણુ સિખાના મત !
" બ્યાહ હુઆ તો વિધવા હોગી-માં યહ દબ્ય દિખાન મત !!"

૧ ચાંદ નામના હિંદી માસિકમાથી

તે પછી એક પછી એક દૃશ્યો શરૂ થયાં. તેમા પ્રથમ કનિષ્ઠિકાએ ઉદ્ધત સ.થે રહી, સરકસના મેનેજરની આગેવાની નીચે, મનુષ્યોને વાદરાના રૂપમા ફેરવી નાખી તેમની પાસે નાન્દી કરાવી હતી. આ નાન્દીના વિચિત્ર ગીત પાછળ આ મેનેજરે ઠીક ઠીક રકમ ખરચી હતી તેમ કેટલોક સમય સુધી ઉદ્ધત અને કનિષ્ટકાને તેમાં શિક્ષણ લેવું પડયુ હતુ

આ સમયથી એમની મૈત્રી વધવા લાગી, સરકસના મેનેજર તરફથી ખ્રીસ્તિ સંસ્થાને પાત્રો પૂરાં પાડયા બદલ સારો ફાળો મળવાનો હતો અને તે ફાળામાથી ઉદ્ધત પોતાના લગ્નને માટે સારા ઇનામની આશ રાખી બેઠો હતો

વાદરાઓની નાન્દી વખતે પચાસેક કપિવૃંદ જોવ મા આવ્યું. ફોટોગ્રાફ પાડવામા આવેતો એમા કત્રિમતાનો તો કદાચ દૂરનો ખ્યાલ આવે! કપિવૃન્દે નીચે મુજબ ગાયુ —

જય દેવાધિદેવ ડારવીન–જય તપસ્વીન
સમજાવી જગને સુખદાઇ–નર વાનરની સરસ સગાઇ,
જાણે જનો પ્રવીણ. . જય દેવાધિ—

નહીં ભાષા નહીં અમને વસ્ત્રો–નહીં ખાદ્યાદિ રિપુમય શસ્ત્રો;
પૂરણ કપિવૃંદ પ્રાચિન . જય.
મનુષ્યના સામાજીક જંગો–સંસારાબ્ધિ વિકટ તરંગો,
સફલ જીવન ગમગીન ... જય.
મુક્ત બધાથી મસ્ત ફરતા–ન ડરાવીયે નહીં કોથી ડરતા;
જન દુખી જયમ જલમીન .. જય.
જંગલના ફલ ખાઇ ફરતા–ન ભાડુઆથી હોજરી ભરતા;
પાપહીન–પ્રભુથી નહીં અભિન્ન.. જય.

જરૂરીયાતો જલ્દ પત્રોની–ન બૂમ કદિ કોઈજ શસ્ત્રોની;
અમ કપિવર અમ સુઝરીન.. ... જય
સ્વદેશી વસ્ત્રો તણીના જરૂર–દિશે પિવસને રહીયે ગરૂર,
મૂળમા નહીં કૌપિન . . જય

નહીં લગ્નોમા ભાડ તમાશા–આપ લેની નહીં આશ નિરાશા,
નહીં કદીએ ગમગીન...... જય.
નહીં બંધન નહીં છેડા છૂટા–નહીં સ્વજનથી કદી વિખુટા,
વિષયી સમા નહીં હૈયા ફુટા–નહીં દારૂ ન અફીણુ ..જય.

નહીં અમારે જાડી ઝીણી-ન તેહ વાતે ચિંતાતીણી,
નહીં કેમ અમે યોગિન ?.. જય.
દેવ થયો પૂર્વે અમ દાદો-બ્રહ્મચારીને સદાય સાદો
ખ્રીસ્તિ મુસલમીન એક બનાદો-થયો ન કોઇ નવીન ..જય
જય દેવ જય જય જય બંકા-ઉડાડી છે જેણે ગઢ લંકા:
દેખો આ બાળ લગનીયા રંકો-
ભારે મારી જમીન . ... જય.

તે પછી એવાજ કેટલાંક દશ્યો રજુ થયાં. ઉપજ પણ સારી આવી પાત્રોની મદદ આ ખ્રીસ્તિ સંસ્થાની હોવાથી સારી મદદની આશા રાખેલી પરંતુ સરકસ મેનેજર બીજેજ દિવસે ત્યાથી બધા પૈસા લઇને જાદુઈ રીત્યે જાણે ગુમ થયો ! આ બનાવથી સૌથી વધારે હતાશ ઉદ્ધત થયો.

એક દક્ષિણી ગૃહસ્થ મહાદેવપંતના જાણવામાં આ બધી વાત આવી એ પણ ગ્રેજ્યુએટ હતો અને સંસ્કૃતનો અભ્યાસ સારો કર્યો હતો. કેટલાંક શાસ્ત્રનાં પુસ્તકો ઉપર એણે ટીકા લખી હતી. એણે એના કેટલાક ગુજરાતી મિત્રોની મારફતે ઉદ્ધત સાથે ઓળખાણ કરી અને તેને મળ્યો. કેટલીક વાતચીત થયા પછી તેણે ઉદ્ધતના વિચારો જાણવા માગ્યા. ઉદ્ધતને કશું છૂપાવવાનું ન હતુ તેણે તુર્તજ જે હતુ તે જાહેર કર્યું અને મહાદેવપંતને પણ તેના વિચારોમાં જાણે બળાત્કારે "હા" ભણાવવા માડી.

મહાદેવપંત—જે પગલું તમે ભરવા તત્પર થયા છો તે સશાસ્ત્ર છે એવુ તમારે સાબીત કરવુ જોઇએ તે સિવાય તમે આવુ પગલું ભરશો તેથી તમારા ભાગમાં તમે નિંદાને પાત્ર થશો. દુ:ખી થશો. જનસમાજ તમારો બહિષ્કાર કરશે.

ઉદ્ધત—ગમે તેમ છે જે મ્હેં વિચાર કર્યો હશે તે પુખ્ત વિચાર કરીનેજ કરેલો હશે જો એક માણસ ખરો સુધારો શરૂ કરતો નથી, પોતાના પગલાથી પ્રજામા દાખલારૂપ બનતો નથી તો 'સોસાયટી' કદી સુધરવાની નથી હીંદુ પારસી મુસલમાન અનુ ખ્રીસ્તિ બધા પ્રભુનાં સંતાનો છે. તે તમામ એક થાય તો હીંદુસ્તાનની આ સ્થિતિ ન રહે. જો કે હું જે પગલુ ભરૂ છું તેથી તો માત્ર હીંદુ હીંદુ બધા એકત્ર થવાનીજ વાત છે. ઇતર જાતિમાં લગ્ન કરવાનું બન્યું હત તો હુ વધારે ખુશી થાત પરંતુ તે યશ બીજાના નસીબમાં હશે.

મહાદેવપત—હીદુ જાતિનુ દુર્ભાગ્ય છે કે તમારા જેવાના મ્હોમાથી હુ આ સાભળુ છુ સાભળો, છાયા જ પ્રકાશની કીમત અંકાવે છે તેમ જનસમાજમાનો કચરો એજ તેના બાકીના ભાગની ઉજવળતા પુરવાર કરે છે કુદરતની ભાષા વાચો ! બધુ સરખુજ હોવું—સૌ મનુષ્યોની સમાન સ્થિતિ બનાવી દેવી એ પ્રભુની ઇચ્છા હોય નહી ! આપણા ગૃહ ઉપરની અન્ય પ્રજાઓની સાસારિક ઘટના તપાસો ! તેમા, પૃથ્વી ઉપર છે તેમ, ખાડા ટેકરા બધે જોશો ઉચ્ચ વિચારના, ઉચ્ચ સ્થિતિનાં મનુષ્યો, કાદવ કીચડમાજ લચીપચી રહેવા જેમનુ પ્રારબ્ધ અંકાયલુ હોય તેવાં કુટુબો સાથે લગ્નાદિ વ્યવહારોથી ભળી જવા આચકા ખાય છે, અને જયાં નથી તેમ થતુ ત્યા ભય કર પરિણામો પણ આવે છે

વર્ણવ્યવસ્થા જગત ઉપર સર્વત્ર તમે જોશો, યુરોપિય પ્રજાઓમા પાદરી વગેરે બ્રાહ્મણોનુંજ કાર્ય કરે છે વ્યાપારી વર્ગ દેશની સમૃદ્ધિમા પોતાનો ફાળો આપે છે લડાયક વર્ગ ઇલાયદો છે અને બાકીના શુદ્રો છે જે બીજે સુક્ષ્મરૂપે છે તે હીંદમા સ્થુલ રૂપે છે વૃક્ષોમા પણ તમને બારીક દ્રષ્ટિથી જાતિ હોવાનો ભાસ થાય તો અજાયબ થવાનુ નથી પીંપળો–ખાખરો–તુળસી–વડ વગેરે બ્રાહ્મણ જેવા લાગે છે આંબો–આંબલી–વૈશ્યો છે કાટાવાળા વૃક્ષોને લડાયક વૃક્ષોની સંજ્ઞા કેમ ન આપવી? તેમ છતા વર્ણવ્યવસ્થાની સસ્થા સાક્ષાત્ પ્રભુએજ રચી, અથવા તો વેદ પ્રણિત છે એ વાત હાલ કોરે મૂકીએ છીએ તથાપિ એ વ્યવસ્થા હજારો વર્ષની પોતાની હયાતિ બતાવે છે જયા સુધી તે અબાધિત અને સુરક્ષિત રહી શકી ત્યા સુધી ચારે વર્ણોની સાસારિક પ્રગતિ કરી રહી હતી. કોઇને હેરાન કરતી ન હતી. સૌનુ તે તો કલ્યાણજ કરી રહી હતી સૌ જ્ઞાતિની વશ વૃદ્ધિ તેનાથીજ હતી. હીંદુ જાતિનુ ગૌરવ તેનાથી હતુ હીદુ જાતિ વર્ણોવડે ઓળખાતી અને હજુ ઓળખાય છે. સહસ્ર જીભે જાણે તે અન્ય પ્રજાઓને બોધ આપી રહી હતી કે સમાજના બધાગણો આવાં હોવાં જોઇએ. એ સસ્થાનો પાયો નાખનાર સાધારણ મનુષ્યો ન હતા ભૂલ કરે તેવા તો ન હતાજ પરિણામોએ બતાવ્યુ છે કે તેમણે વર્ણોને વ્યવસ્થિત કરવામા ડહાપણ વાપર્યું છે. ચારસે વર્ષ ઉપર જે

વાણીયાઓને વટલાવી મુસલમાન કરવામાં આવેલા તે પણ આજે ફરી રહ્યા છે તો વ્યાપારજ! ખેડુતોને મુસલમાન કે ખ્રીસ્તિ કરવામાં આવ્યા હશે તે પણ કરે છે તો ખેતીજ! મૂળથીજ જનસમાજમાં જ્ઞાનનો પ્રસાર કરવાનું કામ બ્રાહ્મણોનું હતું, તે પણ આજના અવ્યવસ્થિત જમાનામાં પણ, ઉપદેશક-કથાકાર વર્તમાન પત્રકાર-અધ્યાપક-રાજસભા સભાસદ-આયુર્વેદ પ્રચારક ,અગર એવી રીત્યે, મ્હોટે ભાગે જ્ઞાનનો પ્રસારજ કરી રહેલા છે. આ શું બતાવી આપે છે? પૂર્વના મહર્ષીઓએ દીર્ઘદષ્ટિ પૂર્વક બાંધેલા આ બંધારણને લઇને પિતાના ધંધા સુદ્ધાના અંકુરો પુત્રને વારસામાં મળે છે. શિલ્પીનો છોકરો સહેલાઇથી શિલ્પી થશે. તેને વ્યાપારમાં લક્ષ રાખવાનું કહેતા નહીંજ ફાવે. એક બ્રાહ્મણ બાળક નૈસર્ગીક રીત્યેજ-વારસામાં મળેલા સંસ્કારોને લઇને-વેદોચ્ચાર સહજમાં કરી શકશે શુદ્રને તે નહીંજ ફાવે સેંકડો સદીથી આ બંધારણ તૂટતું નથી જનસમાજે ' ક્લેશ પ્રસંગોથી બગાડી નાખ્યું છે ખરૂં. માત્ર તે બગાડો" કહાડી નાખવામાં આવે તો બસ છે છતાં હેડ અને બ્રાહ્મણના એકાકાર કરવાની વાતો કરવામાં આવે છે તે માત્ર અમુક સમય સુધી આ બંધારણને ડોલાવશે! બીજું નહીજ કરે! આ બંધારણ તોડવા, હાલ થાય છે તેથી સબળ પ્રયત્નો થયેલા છે, પરંતુ એના કિલ્લામાંથી કાંકરી ખસતી નથી હવે અંદરના મારાથી ખસવા માંડી છે, પણ તે પ્રયત્નો પણ અલ્પાયુષી જીવડશે કારણ કે તે પ્રયત્નોમાં મ્હોટે ભાગે આ બંધારણ રચનારાઓના સંતાનો-બ્રાહ્મણો નથી! જેવી રીત્યે હીંદના દેવ દેવીઓએ મ્હોટા ભાગે હાલના સમયમાં અમેરિકામાં જન્મ લઈ પોતાના જન્મ સ્થાનથી તે દેશને શોભાવ્યો છે-જેવી રીત્યે આઇરીશ દેહમાં હીંદિ આત્મા દાખલ કરતી એક દેવી ગમે તેમ-પડતે આખડતે-ભૂલો કરવા છતાં, હીંદના ઉદયના પ્રયત્નોમાં પોતાનો ફાળો આપી રહી છે,[1] તેમ બ્રાહ્મણ માતાઓને પેટ જન્મ લઇ, વર્ણવ્યવસ્થાનો વિધ્વંસ કરનારૂં આખું સૈન્ય પેદા થશે ત્યારેજ પ્રભુની ઇચ્છા સમજાશે કે પૂર્વના મહર્ષીઓએ બાંધેલી વર્ણવ્યવસ્થાની સંસ્થાનું હવે કંઇક રૂપાન્તર કરવાનો સમય આવી

1 Dr Annie Besant.

પહોંચ્યો છે ! વણીક–કે ખેડુતો ભલે વિદ્વાન થશે, અન્ય ક્ષેત્રોમાં કદાચ દિગ્વીજય કરે પરંતુ, તેમના સહસ્ત્રધા પ્રયત્નો છતાં આ સંસ્થાનો હિમાલય સમો પર્વત પાસું ફેરવતો નથી એ બતાવી આપે છે કે તેમને આ સંસ્થાને પૂર્વવત્ સુધારવાના મિથ્યા ઉપદેશ સિવાય, તેના બંધારણમા સ્પર્ષ કરવાનો અધિકાર નથી. ને તેથી તેમણે તેમના પ્રયત્નોમા ખરચાતી શક્તિનો પ્રવાહ અન્ય દિશામા વાળવો જોઇએ ભલે ઢેડ–ભંગી–પ્હારીયા–ચમાર–વિગેરે જાતિઓને તેમનાથી લેવાય તેવું શિક્ષણ લેવાની વાતો કરો તેમને માટે શાળાઓ સ્થાપો–તેમનું જીવન નીતિમય બનાવો તેમને મદ્ય માસનો ત્યાગ કરાવો–કલહ, દ્યુતનો ત્યાગ કરવાનો ઉપદેશ કરો–તેમાના કોઇ સારી વિદ્વત્તા પ્રાપ્ત કરે તેનો યોગ્ય સત્કાર સુદ્ધા કરો, પરંતુ ઢેડ ભંગીની કોટે બ્રાહ્મણો બાઝશે ત્યારેજ હીંદનો ઉદ્ધાર થશે એ તમારા મંત્રોથી અમને બચાવો ! ઢેડ કન્યાને ઉચ્ચ જાત વરશે એટલેજ બ્રાહ્મણ ઢેડથી બનેલી સંકર પ્રજાના પ્રયત્નોથીજ ઉદય સામે ભેટવા આવશે એ, સે કડો સદીથી એકજ દિશામા ગતી કરી રહેલી કરોડો હીંદુ વ્યક્તિઓને ગળે કેમ ઉતરે ? નથી ઉતરતું એ સ્થિતિ જોઇ તમે કુદરતના કાર્યથીજ તમારા પ્રયત્નોનો ઉત્તર ન વાંચી શકો તો તેમાથી એટલોજ અર્થ નીકળી શકે છે કે–હજુ જેમ ઘીને સ્વચ્છ કરવા અંદર ક્ષાર નાખવા જરૂર છે તેમ આ સંસ્થાનો કચરો દૂર કરવા તેમા આવી કુસીખતોરૂપ ક્ષાર પડવાનો છે

વૈશ્વદેવ–યજ્ઞવડે પવિત્ર બની રહેલા વાતાવરણમાંનો શુદ્ધ પ્રાણવાયુ હમેશ લેનારના વિચારો, સંસ્કારો, ચામડા પકવવાના ગંધાતા કુંડમાથી નીકળતી બદબોને ટેવાઇ ગયેલા ઢેડના વિચારો સંસ્કારો એકજ બની જવાનો, જવાળામુખીના જેવો કંઇક અકસ્માત કુદરતમા થવા પામે તે દિવસેજ બ્રાહ્મણને ઢેડ એક કરવાની વાત કોઈ સાભળે ! વિચારને આચાર જોડે ઓછો સંબંધ નથી. જે આચાર–જે ક્રિયા અમુક મનુષ્ય પોતાના ધંધા તરીકે કરી રહેલો હોય છે તે ક્રિયામાથી ઉત્પન્ન થતા સુક્ષ્મ રજકણો તેના માનસિક વ્યવહારનું પોષણ કરી રહેલા હોય છે હાથ પગવડે થતા કાર્યોની સ્વચ્છતા હાથ પગની સ્વચ્છતાના કરતાં મનની સ્વચ્છતાને માટે વિશેષ અગત્યની છે. એટલે સમાન જ્ઞાતિમાંજ લગ્નો થાય તોજ પરસ્પર વિરૂદ્ધ સંસ્કારોના પરિણામે ઉત્પન્ન થવાની

સંકર પ્રજાથી હીંદુ પ્રજાને બચાવાશે. મનુષ્યના જીવનની લંબાઇની મર્યાદા પ્રમાણમા હીંદમા તો જો કે ૨૩ વર્ષનીજ છે તથાપિ વધારેમા વધારે મનુષ્ય જીવનની લંબાઇ મથીને સો વર્ષની છે એથી જો તે વધારે લાંબી હત તો આ વર્ણવ્યવસ્થા નષ્ટ કરવા ઉપદેશ કરનારાઓને જાતેજ વર્ણાન્તર લગ્નોમા પડી તેના પ્રયોગો કરાવવા ભલામણ થાત! એવા લગ્નો તરફ દૃષ્ટિ કરો! પ્રથમ તો એવા દંપતીઓ તો તેમની જ્ઞાતિ તરફથી બહિષ્કાર થશે અન્ય જ્ઞાતિ તેમને આશ્રય આપશે નહીં. ઉચ્છૃંખલતાનું દોષારોપણ-એક-લવાયા પડી જવાની દુઃખદ સ્થિતિ, એ એવી જાતના સુધારાને અંગે રહેલુ તપ લેખવામા આવે, તો પણ એ તપવડે ઇચ્છિત કાર્યસિદ્ધી દૂર-ક્ષિતિજમા દેખાતી નથી એ નિશ્ચય માનજો!'

ઉદ્ધત ઉપરના ઉપદેશ વખતે ચૂપ રહ્યો હતો. તેના અંતઃકરણમા તેની અસર કંઈ જણાઇ નહીં મહાદેવપતે જાણ્યુ કે ભેંશ આગળ ભાગવત નકામુ છે એટલે તે છૂટયા પડયા.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### શ્રીયુત્ બાબુ ઉદ્ધતલાલ શર્મા બી. એ. આર. એસ. એટ સેટેરા. એટ સેટેરા.

આણંદના જંકશન સ્ટેશન ઉપર જનસમુહનો, અલ્પાયુષી મેળો થઇ પડયો હતો એક સામાન્ય-સાદા પોષાકમા એક મહા પુરૂષ પ્લાટફાર્મ ઉપર આમ તેમ આટા મારી રહ્યો હતો. તેના હૃદયની વિશાળતાનો કંઇક ભાસ જગત્ના અભ્યાસકને તેનાં નેત્રો ઉપરથી થતો હતો આજ રોજ પૂર્ણીમાનો દિવસ હતો ને ડાકોરજીના મેળામા જનારા લોકોની તોબા તોબા ભીડ હતી. તે ઘણે ભાગે ત્રીજા વર્ગમાજ મુસાફરી કરતો પરંતુ આજની ભીડે, તેમ ગઇ રાત્રીએ કંઇક દુઃખદ પ્રસંગ અનુભવવાથી થયેલ કલેશને લીધે અસ્વસ્થ પ્રકૃતિ હોવાથી, બીજા વર્ગમાં બેસવાની તેને જાણે ફરજ પડી હતી. તેથી બીજા વર્ગની ટીકીટ લઈ તે બેઠો. અંદર એક પારસી ગૃહસ્થ બેઠો હતો, બપોરનો સમય હતો, ગાડી મુંબઇ તરફ જતી હતી મહાત્માને સુરત ઉતરવાનુ

હતુ. અંદર બેસતાજ તે પારસી ગૃહસ્થે આપણા મહાપુરૂષને ઓળખતો હોય તેમ અત્યંત સ્નેહભર્યાં નેત્રે વધાવી લીધા પારસીઓના સાંસારિક રોદણા આપણા હીંદુભાઇઓના કરતા ઓછાં નથી હોતા માત્ર તે દુખોની જાત જૂદી હોવાથી તેમ પારસી બંધુઓને પોતાના દુખોની કથા બહાર જેમ બને તેમ ઓછી આવવા પામે એવી વૃતિ હોવાને લીધે આપણે તે સુપ્રસિદ્ધ લેખક સ્વ ઠાકરાજી જેવાની કલમ દ્વારાજ જાણી શકીએ છીએ મહાશયને આજે અવકાશ મળ્યો જાણી આ પારસી ગૃહસ્થ સાંસારિક અને ઔદ્યોગિક વિષયો ઉપર વાર્તાલાપ કરતો હતો તેવામા વડોદરા સ્ટેશન આવ્યુ અને સેકન્ડ કલાસના ડબામા એક તદ્દન 'અપટુડેટ' ફેશનવાળો, પાશ્ચિમાત્ય કેળવણી સાથે એકદમ પાશ્ચિમાત્ય ઢબછબવાળો બાવીશેક વર્ષનો યુવક આ ખાનામા પાસેની એક બેગ અને લાકડી ખાનાની વચ્ચેની જગોમા, જો કાચની હોય તો ટુકડે ટુકડા થઇ જાય તેવી રીતે, મુખ ઉપર સહજ ગુસ્સાનો ઢોંગ કરેલ હોય તેવે ચ્હેરે નાખી દઇ અંદર આવી બે જણ બેઠા હતા તેમની સામેની જગો ઉપર બેઠો મહાશય જેવો સાદા પોશાકમા હતો તેવો ભલો પારસી ગૃહસ્થ પણ કોઇ જાતના આડંબર વગરના સામાન્ય પારસી લેબાસમાં હતો. પગે રાતી રેશમી ઇજાર, નવસારીના બુટ, કાળી ભોયમા ધોળા ટપકા કરેલા હતા તેવી ઉંચી પારસી ટોપી, અને તદન સાધારણ કોટ, જે કદાચ જાણે ગઈ સાલ લીલાઉમાથી લીધો હોય તેવો જૂનો પણ સ્વચ્છ કોટ--આ તેનો પહેરવેશ હતો, આ ઉપરથી ખાનામા પેસતાજ આપણા નવા મુસાફરે મનમાં માનીજ લીધુ કે આ ગબરૂ લોકો તેને કંઇ આદરપુર્વક બેસવા કહેશે પણ આ બે ગ્રહસ્થો તો તેના નેકટાઈ વગેરે લેબાસ તરફ એવા અચ્છી રીતે જોઇ રહ્યા હતા કે તેમને તેવુ કંઇ સૂજ્યુ નહી કે તેમણે તેવુ કંઇ ઇચ્છ્યુ નહીં તેની શી ખબર પડે ? "ઇન્ટ્રોડયુસ" થયા વગર કંઈ બોલાય નહી, એમ પાશ્ચિમાત્ય કેળવણી શીખવે છે એટલે યુવક પણ શુ કરે ? આખરે તે થાકીને, ગુસ્સાના ઢોંગથી એક બારીમા જોતો બેઠો ! વાસ્તવીક રીતે ગુસ્સે થવાનુ કંઇ હતુજ નહીં પરંતુ પાશ્ચિમાત્ય કેળવણી અમને કેટલીક કુટેવો શીખવે છે, એ કુટેવો છોડતા સહજ પરિશ્રમ વેઠવો પડે છે એટલે પ્રો બોઝ જેવા એવી કુટેવોનું વમન કરી

નાખવાનુ કંઇ યંત્ર શોધી શકે તેની વાટજ જોવાનુ અમારી નાજુકાઇ અમને સુચવે છે સામી બેઠક ઉપર બે ગૃહસ્થોએ પોતાની વાત આગળ ચલાવી

પારસી—ખરેખર, આપનું આવી રીતે અચાનક મળવુ ન થયુ હત તો મ્હારા ઘણા ખરા ખુલાસા મનમાજ રહી જાત બહુ દીવસથી આપના ઘડીભરના પણ મેળાપની વાટ જોયા કરતો હતો કોઇ જાતની ઉહાપોહ વગર ગુપચુપ લોકોનું ભલુ જ કરવામાં આપ જીંદગી ગુમાવો છો એ કેટલાક આપના પરોપકારથી ફાયદો ઉઠાવનારાથી સાભળીએ છીએ એટલે અમે બહુ મગરૂર બનીએ છીએ

મહાશય—જનસમાજ ઉપર નાત જાતના તફાવત વગરની બ્હોળા દીલની બાદશાહી સખાવત માટે તો આપની જ કોમે હીંદુસ્તાનને પોતાના ઉપકાર તળે મુકી દીધી છે નામ સ્મરણ માત્રથી પાવન કરનાર સર જમશેદજી નશરવાનજી તાતાએ હીંદના ભૂગર્ભમા જે દ્રવ્યો રહેલા છે તેનો અભ્યાસ કરવા માટે ત્રીસ લાખ રૂપીઆની સખાવત કરી છે તેવી હાલ સુધી બીજી કોઇએ કરી ? અનેક દીશામા ઉદયના ભણકારા સાભળીએ છીએ, અને હવે તો લાખો હીંદીઓ પોતાના દેશના ઉદય માટે અનેક હુન્નરો હાથ કરવા પ્રયત્ન કરી રહેલા છે એ વાત ખરી પરંતુ ભુસ્તર વિદ્યાનો ( Geology ) યથાવિધિ અભ્યાસ હીંદી યુવકો કરી શકશે તે દિવસ જૂદો ઉગશે

પારસી—પણ તે ક્યારે ? વખતે કોઇની વાટ જોઇ નથી. સાભળીએ છીએ કે હીંદમા ઘણે ઠેકાણે જૂદી જૂદી ધાતુઓ નીકળી શકે તેમ છે કીંમતી પત્થરોની ખાણોની પણ ભાળ મળી છે પરંતુ આપણા લોકોનુ કેટલેક દરજ્જે આડંબરી જીવન—

આ વખત નવા આવનાર યુવકે આ વાતમા કંઇ રસ નથી પડયો એમ ધારી આ " કંપાર્ટમેંટ "ના જાજરૂ અને પાણીવાળા ખાનાનુ બારણુ ઉઘાડવા માંડયુ ડબાના કુલ પાટીઆને નવુ રોગાન લગાડેલુ હોવાથી તે સહજમા ઉઘડી શકયુ નહી એટલે બહુ જોરથી તેણે તે ખેંચ્યુ અને તેટલાજ જોરથી દાખલ થયા પછી તે પાછુ બંધ કરી તે અંદર પેઠો

ભારતવાસીઓના આધુનીક જીવન અને તેમની ઉન્નતિના સાધનોના પવિત્ર વાર્તાલાપરૂપ ગંગામા સ્નાન કરતા આ બે

સાધુ પુરૂષોનો ગાડીમાનો સમય જાણે ત્વરાથી પસાર થવા લાગ્યો તે એટલે સુધી કે સુરત સ્ટેશનની નજીકના સ્ટેશનો આવવા લાગ્યા એટલે શાંતિપ્રસાદે (જે મહાત્માનુ નામ હતુ તેમણે) પોતાના પાકીટ વગેરે સમેટવા માડયા

પણ હજુ સુધી પેલો યુવક બહાર નીકળ્યો નહતો ! પારસીએ મહાશયનુ તે તરફ ધ્યાન ખેચતા બેઉને કંઇ આશ્ચર્ય થવા માડયુ ! કુદરતી હાજત આટલી લાબી હોય તો તે ખચીત કોઇ દરદની નિશાની છે એમ બેઉને લાગ્યુ પારસી ગૃહસ્થે બારણુ ખેચ્યુ પણ તે ઉઘડી શકયુ નહીં ! જયારે બહારથી ઉઘડી ન શકયુ તો પછી અંદરથી પણ તે શી રીતે ઉઘડી શકે તેનો બેઉને ખ્યાલ થયો બેઉએ જોરથી ખેચવા માડયુ ! અને અદર નિશાની આપવા માટે પાટીયા ઉપર હાથથી જોરથી અવાજો કરવા માડયા પણ કાંઈ પ્રત્યુત્તર ન મળ્યો !

"શુ તેનું હ્રદય તો બધ નહીં પડી ગયું હોય ? !"

"પ્રભુ તેમ ન કરે !" મહાશય શાતિપ્રસાદે કહ્યુ.

એટલામા નજીકના ન્હાના સ્ટેશને ગાડી ઉભી રહી બેઉએ આ વાત ગાર્ડને કહી અને ભલા ગાર્ડે તુર્તજ એક કારીગર મજુરને આ ખાનામા દાખલ કર્યો અને ટ્રેન ઉપડતા ઉપડતા કહેતો ગયો કે "આ ડબાને નવુ રોગાન કરવાથી અને વચમા વાદળા જવાથી આવા અકસ્માત બને છે બાજરૂના ખાનાનો કાચ તુટેલો છે તેમાથી એક માણસને મ્હેં અદર ઉભેલો જોયો છે માટે ગભરાવાનું કઇ કારણ નથી"

અદર દાખલ થયેલા કારીગરે કેટલાક પ્રયત્નો કર્યા પછી આ બારણુ ઉઘડયુ અને અંદરનો યુવક બ્હાર આવી પાછો જાણે જેમનો તેમ-કઇજ બન્યુ નથી એમ આવીને બેઠો ! એના હાથે લોહી નીકળ્યુ હતું

"આ તમને શુ થયુ ? !" પારસી ગૃહસ્થે પૂછ્યુ.

તે યુવક બોલ્યો—"હવે મ્હારે કહેવુંજ જોઇએ કે અવાજ બ્હાર જાય તે માટે ગાર્ડને બોલાવીને કહેવા મ્હેં એ બારી તોડવાને પ્રયત્ન કર્યો હતો ?"

પારસી—તો પછી ગાર્ડ અહીં આવ્યો તે વખતે તમે બૂમ કેમ ન પાડી ?

યુવક—હુ તે વખતે ઉભો થઈ કઈ કહેવા જાઉ તે પહેલા તો ગાર્ડ ચાલતો થયો.

ભલા પારસીએ પોતાની પાસેથી હાથરૂમાલનો કકડો ફાડી યુવકના હાથે પાટો બાંધ્યો પાટો બાંધતા તેણે જીજ્ઞાસાથી પૂછ્યુ કે "અમે જોરથી અવાજ કરેલા તે તમે અદર સાંભળતા હતા કે?"

"કેમ નહીં? હા" તે બોલ્યો.

પારસી—અરે ભલા માણુસ, તો પછી તમે તેજ વખતે અદરથી અવાજ આપ્યો હત તો અમે તમને વહેલી મદદ કરી શકત, અને કદાચ આ અકસ્માતથી બચી શકત!"

યુવક—પણ હું જવાબ શી રીતે આપુ? તે વખતે હુ તમારી સાથે "ઈન્ટ્રોડયુસ" થયેલો નહતો!!! મહાત્મા શાન્તીપ્રસાદ જીંદગીમા જવલ્લેજ હસતા જણાતા તેમને પણ આ વાત સાંભળી સહજ હસવુ આવ્યુ એટલામા સુરત સ્ટેશન આવવાથી પારસી ગૃહસ્થે તેમની પાકીટ તેમના હાથમા સોંપી અને તે ઉતર્યા. સ્ટેશન ઉપર દસબાર વિદ્યાર્થી મડળ તેમના સત્કાર માટે ઉભેલું હતુ, તેમના જયઘોષ વચ્ચે જોત જોતમા તે અદશ્ય થઈ ગયા!

પારસી—તમારે ક્યા જવાનુ છે?

યુવકે એક વીઝીટીંગ કાર્ડ ગજવામાથી કહાડીને આ પારસી ગૃહસ્થના હાથમાં મૂક્યુ! તેમા આ પ્રકરણને મથાળે લખેલા શબ્દો અક્ષરસ હતા!

પારસી તે વાચીને સહજ નિશ્વાસ નાખી બોલ્યો-" મ્હે તો તેમને એમ પૂછ્યુ કે તમારે ક્યા જવાનુ છે?"

યુવક—મ્હેં ધાર્યું કે તમે મને નહીં ઓળખતા હોતો આ કાર્ડ ઉપરથી ઓળખી શકશો એટલે પૂછવાની જરૂર નહીં રહે

પારસી—આ કાર્ડમાં તો તમારે ક્યાં ઉતરવાનુ છે તે લખ્યુ નથી. કદાચ તમારી રેલ્વે ટીકીટના બદલામા તમે આ બતાવતા હશો પણ આર એસ. એટલે શુ?

યુવક—વાહ, એટલુ પણ નથી જાણુતા? હવે તો આર એસ. એક પ્રકારના ટાઇટલ-ખીતાબમા ખપે છે!

પારસી—હા હા. ખરી વાત, હું ધારૂ છુ કે "રાઓ સાહેબ" નહીં વારૂ?

યુવક—છટ! "રાઓ સાહેબ" તેની આગળ શું હિસાબમા છે? એનો અર્થ તો "રિયલ સુધારક"

પારસી—એતો Hybrid ભેળસેળીયા ભાષા થઈ. રિયલ એ અંગ્રેજી અને સુધારક ગુજરાતી ! નહીં વારૂ ?

યુવક—હવે તેમજ થવાની જરૂર છે ભાષામાં-કોમોમાં-નાતોમા-જાતોમા-રીતભાતોમા

પારસી—પણ હું ધારૂ છુ કે વિચારોમા તો નહીંજ, વારૂ "શર્મા" એટલે શુ ?

યુવક—"શર્મા" તો એક વખત અમો મૂળ બ્રાહ્મણ હતા તે બતાવવા માટેની સંજ્ઞા છે. હવે તો મી. પટેલના બીલથી બધા એક થવાના છે એટલે તે માત્ર જરૂર પડે તો ઇતિહાસને માટેજ ઉપયોગી છે બીજી રીતે નહી

આ વખતે સુરતના સ્ટેશન ઉપરથી ટ્રેન ઉપડી અને વાત આગળ ચાલી.

પારસી—આ વીઝીટીંગ કાર્ડમા 'એકસ-બાઇ-એડ' છે તે પણ કંઈ નવો ખિતાબ થયો હોવો જોઇએ નહીં વારૂ ?

યુવક—ના, ના, તમે સમજયા નહી બધા અક્ષરો એક ન્હાના સરખા વીઝીટીંગ કાર્ડમા ન સમાય એટલે પ્રીન્ટર તેમ છાપી દે છે

પારસી—ત્યારે કદાચ તમે એલ. એલ. ડી પણ હશો !

યુવક—છટ ! કયા એલ એલ. ડી. એ દેશનું કલ્યાણ કર્યું અથવા સુધારો કર્યો ?

પારસી—એમ કેમ ? દાદાભાઇ નવરોજી, લોર્ડ રે, ડા ભાડારકર, ફીરોજશાહ મ્હેતા, એનીબીસેંટ, ભલે, તમારે કહેવુ તો જોઇશેજ કે આ બાજુ કયા સિધાવો છો !

યુવક—હુ એક ખરો સુધારક છુ અને વર્ણાન્તર લગ્નનો સાચો ને સીધો ઉમેદવાર છુ તે કામમાં મ્હારે કેટલીક નાણાની જરૂર પડી છે. તેથી મહાત્મા શાન્તિપ્રસાદ—

પારસી—તેમને તમે કયાંથી ઓળખો છો ? તેમને કદી જોયા છે ?–

યુવક—ના, જોયા તો નથી. પણ તે મ્હાક નામ જાણે છે. અગર જાણતા હોવાજ જોઇએ. તે બહુ ઉદાર છે અને પરોપકારી છે એક માણસની જરૂરીયાત જુવે કે તુર્તજ તેને મદદ કરવા આચકો ખાતા નથી તેમની ઉદારતા સાંભળી છે. હવે મ્હારે મ્હાતા આ નવા સાહસમા તેમની મદદની જરૂર પડી છે. તે

મુંબઈમા એક પરિષદમા ભાગ લેવા માટે જવા ઉપડી ગયા છે એટલે તેમની મુલાકાત માટે હુ મુંબઇ જઈશ.

પારસી—પણ-પણ ત્યારે સુરત સ્ટેશને ઉતર્યા તેજ મહાત્મા શાંતિપ્રસાદજી ! !

યુવક—અરે ભલા માણસ ! ! ત્યારે તમે મ્હને કહ્યું પણ નહીં ? હવે હુ શુ કરીશ ?

પારસી—મ્હને શી રીત્યે ખબર પડે કે તમારે તેમને મળવાનુ છે ? પણ તમારે આટલા ગભરાવાનુ કંઇ કારણ નથી–

યુવક—પણ-પણ મ્હારી પાસે પાછા ફરવાના પૈસા પણ પૂરા નથી—

પારસી—તો હુ તમને એક સલાહ આપુ. જુઓ, આગલા એક ન્હાના સ્ટેશને તમે ઉતરી જાઓ. અને અહીં સુધીનીજ મુસાફરી કરેલી હોવાથી બાકીના પૈસા તમે રેલવે કંપની પાસેથી પાછા મેળવી શકશો.

યુવક—પણ તે કંઇ અહીં ઉપયોગી થઇ પડે ?

પારસી—ત્યારે તમે શું કરવા ધારો છો ?

યુવક—હુ ધારૂં છું કે મ્હારે મુંબઇ તો જવુંજ. મ્હારી પાસે એક બીજી ચીઠી પણ છે તે પારસી ગૃહસ્થને કદાચ તમે ઓળખતા હશો કારણ કે તે પણ શાન્તિપ્રસાદના જેવા દાનવીર મહાત્મા છે. આ રહી તે ચીઠી -

પારસી ગૃહસ્થે તે જોઈ, તેમા લખ્યું હતુ કે–

The bearer- an orphan, was given the benefits of primary education in Mahatma Shanti Prasadji's "House for the poor." He has been pushing questions of Hindu Social Reform on Gujarat side, where orthodoxy reigns supreme, and as such he is a fit object for the exercise of liberality of charitably disposed Ladies and Gentlemen of Bombay. ... ... ...

To.

Seth Nasarvanji

પારસી--ઠીકજ થયુ કે આ ચીઠી તમે મને અહીં જ બતાવી નહીં તો મુંબઇનો પણ તમને ફેરોજ પડવાનો હતો. વારૂ, હવે આ સચીન સ્ટેશન આવ્યું ત્યાં તમે ઉતરી પડો ! લો, આ તમારે મદદ !

એમ કહી આ ભલા પારસીએ સો રૂપિઆની નોટ આ યુવકના હાથમાં મૂકી આશ્ચર્યચકિત થયેલો તે ઉતર્યો. ઉતરતાં ઉતરતાં બોલ્યો કે–' આપજ શેઠ નસરવાનજી !'

પારસી–હા હવે તમે જાઓ, ગાડી ચાલવા માંડી છે આવી ભૂલ ફરીથી ન થાય તે ધ્યાનમા રાખજો. તમારે હાથે ધુળ થઇ છે એટલે બજારૂ મીઠાઇ ન ખાશો કદાચ વધી પડે. વારૂ સાહેબજી.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### ભ્રષ્ટ કૃત્યોથી પતિત થતા પૂણ્યભૂમિ.

ભગવાન્ શ્રી રામચંદ્રજી જે વખતે પંચવટી તરફ જવા હાલના 'નાશિક' શહેરની ભૂમિ તરફ આવ્યા હશે તે પણ આજ ભૂમિ ! અને સદીઓ પછીની રેલવે સ્ટેશનથી આશરે અડધા માઇલ દૂર, સાધારણ વ્યાપાર વૃતિવાળા શહેરીઓથી વસાયલી, કંઇક યાત્રાર્થે આવતા લોકોના કુતુહલથી સીતા લક્ષ્મણ અને શ્રીરામચંદ્રજીના ચરણની રજથી ટકાવી રહેલી પવિત્રતાનું ભાન કરાવનારી, કાંઇક બેત્રણ આધુનિક સાંસારિક સુધારા માટે બુમો પાડનારી સંસ્થાઓ ધારણ કરનારી પણ આજ ભૂમિ ! ચૈતન્યને તેમ જડને–મનુષ્યને તેમ ભૂમીને પણ ઉદય અને અસ્તના મહા નિયમના પવનો લાગે છે

પવિત્ર ગોદાવરીના તટથી થોડે છેટે આવેલા ન્હાના ઉદ્યાન સમા લાગતા એક વિશાળ અને લીલોતરીવાળા ખેતરની બાજુમાં "અમર નામ રાખવા માટે" કોઇએ બે બાંકડા લાવીને મૂકી દીધા હતા ને તેના પાછળના ભાગમા બાળબોધમા કંઇક પોતાનું નામ એક વખત કોતરાવેલું લાગતુ હતુ, જે આજે ખરેખર વંચાતુ પણ નથી.

આ સ્થળે, વસંત રૂતુમા આજુબાજુના ઉદ્યાનોમાંથી આ- વતી સુગંધી મિશ્રિત સમીર લહરીમા એક યુવક આ બાંકડા

ઉપર એક સાંજની વખતે આશરે કલાકથી આવીને બેસી રહ્યો છે તેણે છેલ્લામાં છેલ્લી પેરીસની ઢબનુ ફીરંગી પાસે સીવડાવેલુ' 'સર્જ' નામના કપડાનુ' પાટલુન પહેરેલુ' છે તેમજ 'વેનીઝન' નામના કાપડનો ઉંચામાં ઉંચી 'સીલાઇ'નો કોટ, પાટલુનને જવાબ આપનારોજ જોવામા આવે છે તેણે પોતાના માથાના વાળ, ઘણી કોશીશ કરીને, 'છેલ્લી ઢબની ઉમદાઇ' બતાવનારી ફેશન મુજબ આશરે કલાકેક તેની પાછળ રોકાઇને ગોઠવેલા લાગતા હતા અને તેમાંથી 'ઓટો ડી રોઝ' જેવી કંઇક સુગંધી આજુબાજુ પ્રસરાઈ ગયેલી લાગતી હતી તેની લાકડી! જાપાનની બનાવટનો નાજુક નમુનો હતો! તેના બુટ! સુભાગ્યે કાનપુરમાં બનેલાં હતાં પરંતુ તે ઇટાલીમા બનેલાં છે એમ કહી વેચનારે તેને આપેલાં હતા! તેનો સુંદર હાથ રૂમાલ! વાસ્તવિક રીત્યે તો ઢાકાના મલમલનો હતો પરંતુ 'જાપાની ઇમીટેશન' નામના કાપડનો છે એમ બતાવી તેને કોઇ ચાલાક દુકાનદારે વળગા-ડ્યો હતો! મેસર્સ ચીનાઇ બ્રધર્સ ટોપી મુંબઇમાં બનાવેલી છે એમ કહેવામાં આવ્યુ હોત તો તે લેત નહીં, પરંતુ ખાસ ઓસ્ટ્રીયામાં બનેલો માલ ભૂલથી જાણીને ટોપી તેણે ખરીદી હતી.

સારા નરસાની પરિક્ષા કરવાની શક્તિ હાલની કેળવણીની પદ્ધતિ આપી શકે તેનો કંઇક અંશ તેનામા જોવામા આવતો' હતો એક વખતે એક સ્વદેશી સ્ટોર્સના પ્રયોજક સાથેની વાતચીત પ્રસંગે તેના ઉદ્ગારોથી તેના આવા વર્તનનો કંઇક ખ્યાલ આવી શક્તો હતો.

મેનેજરે પૂછ્યું કે—"જયા સુધી આપણા યુવકો પરદેશી-ઓની નકલ કરવાની પદ્ધતિ છોડવાનુ' અને દેશી બનવાનુ શરૂ નહી કરે ત્યાં સુધી સ્વદેશી માલનો પ્રચાર થવાની વધારે આશા કેવી રાખી શકીએ?

તે વખતે આ યુવકે જવાબ આપેલો કે "જયા સુધી તમે આંખે પાટા બાંધીને જેવો તેવો પણ દેશી માલ લેવાનુ' રાખશો ત્યાં સુધી દેશમાં સારો માલ બનવાનો નહીં!!"

આ બાબત વધારે પુછપરછ કરતાં આ પ્રયોજકને જણાયુ હતું કે કોઇ પરદેશી વેપારીએ આ ઉદ્ધત યુવકના મનમા એવુ' સજ્જડ ભૂત ઘાલી દીધેલુ હતુ કે તે કહાડવુ સહજ મુશ્કેલ હતું. અગર કાં તો સ્વદેશી હીલચાલના પ્રયાસોને વેગ આપવા

માટે દેશમા બનતી ચીજો ગમે તેમ અગવડ વેઠીને લેવાની ફરજ સમજ્યા છતા કેટલોક વખતથી વિદેશી ચીજોની વપરાશને ટેવાઇ ગયાથી તે ટેવ હવે છોડતા કા તો તેને શરમ લાગતી હોય, અગર કા તો તેમ કરવુ તેને પસદ નહતુ ! મતલબ કે સ્વ દેશી બનાવટો પ્રત્યે હોવા જોઈતા પ્રેમનુ પલ્લુ, વિદેશી માલ ઉપર આફ્રરીન થઇ પડવાની કુટેવના પલ્લા કરતા ઉચે જતુ હતુ !

એકલા પહેરવેશની ઢખછખમા આ યુવકનુ મન આવી રીતે દોલાયમાન ન હતુ ! દેશમા ચાલતા સાસારિક મહા સવાલો-માની બાબતમા તો વળી અજબ રગઢગ તેના મનમા ઘર કરી રહો હતો અને તેનો એક કહેવાતા સુધારકે અચ્છી રીતે લાભ લઇ લીધો હતો આ યુવકને જાથુની નાણાની તગીના ચોકડી-યામા તેણે તેને પોતાના વિચારો દેશમા ફેલાવવાનુ એક હથી-આર બનાવી મુકેલ હતુ ! કેળવણી લીધા છતા, સારૂ શુ છે અને નરસુ શુ છે, એ તપાસી જોઇ વ્યવહારમા કામે લગાડવી જેટલી બુદ્ધી છતા આત્મબુદ્ધી-સ્વતત્ર વિચારોનુ જે દેશના યુવકો બીજા હરકોઇની શીખવણીથી વેચાણ કરે, તે તેમની અવ નતિ તરફ દોરનારી ભવિતવ્યતા સમજવાની છે દેશની ઉન્નતિ, કુનેહથી, શાતિથી, ડહાપણથી, વિવેકથી, સમજથી, અને સુબુદ્ધિ મિશ્રિત દલીલ વડે થઈ શકે તેવી બીજા કોઇ સાધનથી કે હથી-આરથી પણ કદી થઇ નથી ને થવાની નથી. અને ઉદ્ધતાઇથીજ અમે દેશની ઉન્નતિ શીઘ્રતાથી કરી લઈશુ એમ સાક્ષાત્ બ્રહ-સ્પતી આવીને કહે તો તે અમારે માન્ય નથી ! સૃષ્ટિની ઉત્પતિ પછી કોઇ પણ પ્રકારના કલહથી એક પક્ષને મહાત કરી ઉન્નત થવાની અભિલાષાઓ કદી બર આવી છે ? કલહે કુસપે-કહો કે ન્હાના મ્હોટા વિગ્રહોએ એક વ્યક્તિને કે અનેક વ્યક્તિથી બનેલા જનસમુહને-પ્રજાને, તે કલહ-તે કુસપના પરિણામે જં-પીને બેસવા દીધેલાનો દાખલો બતાવશો ? આથી જ **आत्मवत् सर्व भूतेषु** એ મહા મત્રની મર્યાદા સર્વત્ર શાતિ ઇચ્છવામા કલહથી દૂર રહેવામા સમાયલી છે એમ વેદો પોકારી પોકારીને કહે છે

યુવક બેસી બેસીને કટાળવા લાગ્યો ! છ વાગવાનો સમય થયો ! આજુબાજુના ઉદ્યાનોમાથી વસત રૂતુના ખીલતાં કુસુમો-

ના પરિમલ મીશ્રિત સમીરલહરી તેને શાંત ન કરી શકી! તેણે પોતાની 'ડાયરી' કહાડી!

"સાડાપાચનો ટાઇમ છે! અજબ! શું અકસ્માત હશે? નહીંજ, ત્યારે તે કેમ રોકાઇ હોવી જોઇએ?'

યુવકનું મન, ડાયરીના પાનામા આજે ઉંચે સ્વચ્છ આકાશમા જોઇ દીર્ઘ વિચારમા તલ્લીન થવામા ડોલાયમાન થવા લાગ્યુ

"આપણા લોકોને બસ! વખતની કીમતજ કયાં છે?" એમ વિચાર કરતા હૃદયમાથીજ જાણે એને જવાબ આપનારો અવાજ આવતો જણાયો કે—

"અરે! વખતની કીમત તો એ બહુજ સારી રીતે જાણે છે-તો કેમ થયુ હશે?"

આ વખતે ભગવાન સુર્યનારાયણે પોતાનુ સ્વરૂપ ત્રણગણુ વધારી, મનુષ્યોના ચર્મચક્ષુ વડે એક મ્હોટી ઢાલસમા જણાતા, મૃત્યુલોકનાં મનુષ્યોના અનેક પ્રકારના કર્મોનુ નિરીક્ષણ કરવાથી સહજ જાણે કંટાળો પામેલા હોવાથી ક્ષિતિજમા આવેલા જણાતા સમુદ્રમા સ્નાન કરવા ઉતરી પડયા હતા અને તેની સામી પૂર્વ દિશામા તુર્તજ શાંત-શીતળ સહજ ઓછુ તેજસ્વી-ચંદ્રબીંબ આવીને ખડુ થતુ હતુ એક ઉભા કરેલા પાટીયાની પછવાડે સતાકુકડી રમનાર બે બાળકોના જેવા આ રમ્ય દેખાવમા 'કોણ તલ્લીન ન થઇ જાય?!" એમ બન્યુ જણાતુ હતું

યુવક આ દશ્ય જોવામા ઘડીભર રોકાયો હતોતેવામાં પાછળથી આવીને કોઇએ તેની બે આંખો ઉપર હાથ દઇ દીધા!!

હુ સમજયો! હુ સમજયો!! બસ, હવે ક્ષમા કરો અને આ અનિમિષ નેત્રે ચિંતાતુર બની રહેલી દષ્ટિને પવિત્ર થતી અટકાવો નહિ! સુરમ્યે! વચમા જે મિનીટો મ્હેં પસાર કરી ... ... "તે બોલી ઉઠયો

"પણ આ હુ કોણ છુ? તેનુ નામ લો પ્રથમ' ....... પ્રત્યુતર મળ્યો

માફ કરો! માફ કરો! મીસ કનીષ્ટીકા! તમારો મધુર અવાજ, અને તમારો નાજુક હાથ તમને ઓળખાવ્યાની ઓછી સાબીતિ છે શું?"

"દેખો, તમે કેવા ખોટા પડયા છો? મીસ કનીષ્ટીકા કોને કહો છો?" તે બોલી.

"અરે ! અરે ! ! આ હુ શુ જોઉ છુ ? મ્હારી કેવડી મ્હોટી ભૂલ થાય છે ? મ્હે તમને મીસ કનીષ્ટિકા જાણીનેજ એમ કહ્યુ ! ત્યારે તમે કોણ ? ! અને તમે અહી શી રીત્યે આવ્યા ? કનીષ્ટિકા કયા ?–" યુવકે આશ્ચર્યચકિત થઇ પૂછ્યુ

' કનીષ્ટિકા ! કનીષ્ટિકા ! તેને ભૂલવાની–ભૂલવાની. તેને તો કોલેરા થયો ને મરવાની તૈયારીમા છે લો, ઘડી પહેલાં મને તેણીએ આપેલો આ તેનોજ કાગળ ! !

ડીયર ઉદ્ધત !

"શુ લખુ ? લખવાને હવે વખત પણ કયાં છે ? અહીં આજુબાજુ સખત કોલેરા ચાલે છે ને હુ પટકાઇ પડી છું ! કદાચ હુ મરીજ જઇશ–તો પછી છેલ્લા–છેલ્લા સલામ !

એક ખુલાસો કરવા જરૂર જોઉ છુ મ્હારા બાપને અમારા ઢેડાઓની નાતે નાત બહાર મૂકયા છે ! મૂળ તો તે વાણીયા હતા કન્યા ન મળવાથી મ્હારી મરનાર માની સાથે રહેલા. પણ વાણીઓ ઢેડી સાથે રહ્યો તે ઢેડાની નાતને ન ગમ્યુ ! મને લાગે છે કે બ્રાહ્મણ બ્રાહ્મણમા–વાણીયા વાણીયામાં–ને એમજ નાત નાતમા પરણે તેજ ઠીક છે એક વધારે ખુલાસો હુ કદાચ કલાક એ કલાકમા ખલાસ થઈ જઇશ મ્હારી માસીની છોકરી તમને મલશે તેની સાથે તમને ઠીક લાગે તો લગન કરજો ! પણ જો તમે આ સુધારાની વાતમા મક્કમ હોવ તોજ ! મ્હારા વિચાર તો ફરી ગયા છે ! તેમ પરણો તો મ્હારી યાદગીરીની ખાતર તેનુ નામ પણ મીસ કનિષ્ઠીકા રાખજો તે વધારે સુંદર છે–ને સુધરેલા વિચારની પણ છે પછી તમારી મરજી પણ આ હુ મરૂ પછીની વાત છે હોં ! સલામ ! લી૰

કનીષ્ટિકા "

"ખરેખર ! આ તેનાજ અક્ષર ! હા ! પણ તે મરી જાય છે ? તમે શુ કહો છો ? બેસો, બેસો " એમ કહી ઉદ્ધતલાલે તેને પોતાના બાકડા ઉપર બેસારી અને પાશ્ચિમાત્ય પદ્ધતિને અનુસરીને તેનો હાથ પોતાના હાથમાં લીધો ! હાઈડ પાર્કનું દશ્ય અહીં રજુ કર્યું

"તમારે તેને મળવા ઇસ્પીતાલમા જવા વિચાર છે ?" એક ચિત્ત જોઇ રહેલા ઉદ્ધતલાલને તેણીએ પૂછ્યું.

"શુ, તે તમારે માટે મને ભલામણ કરતી ગઇ છે ?"

"ગઇ નથી! હજુ તો જાય છે! મ્હેં પૂછ્યું કે તમારે તેને કદાચ છેલ્લું મલવું છે? તે બચી પણ શકે"

"નાશીકના કોલેરામાં સેંકડે નેવું કેસો ખપી જાય છે એ મ્હે જાણે ગઇ કાલેજ વાંચ્યું છે."

"છતાં પણ તમારૂં મ્હોં જોવું તે કદાચ તેને મ્હોટા ઓસડની ગરજ સારે"

"નહી! નહીં નહીંજ! હું ધારૂં છું કે કદાચ તેથીજ તેનો અંત જલદી આવે! મ્હારે ન જવું જોઇએ દાકતર હોય તો પણ એમજ કહે વળી તે તમારા જેવી બાહોશ-વધારે લાયકની ભલામણ કરતી જાય છે, પછી પછી—"

"તો પછી તે કેટલી બધી ભલી હોવી જોઇએ?"

"તે ભલી અથવા મ્હારૂં નસીબ ભલું. જે નસીબ તમારા જેવી વધારે લાવણ્યવાળીનો યોગ કરાવે તેનો સૌથી મ્હોટો... ...માનીએ તો... ...ઉપકાર!

"અરે! આવા પત્થર જેવા હૃદયના, કૃતઘ્નિ પુરૂષોને દુનીયામાં સ્ત્રીઓ કેમ ચહાવાનું સાહસ કરી નાંખતી હોવી જોઇએ! તે બોલી—

"કારણ કે તેમનાં હૃદય અતીવ નાજુક તેથીજ, વ્હાલી!"

આટલો બધો આ કૃત્રિમ-અભિનય તમે કયાંથી શીખ્યા?

"વિલાયતનાં અને ફ્રાન્સનાં નોવેલોમાંથી અમે તેમાંજ જીવન ગાળીયે છીએ હિંદુસ્તાનને સંસાર સુધારો શીખવનાર કોઇ ગુરૂ હોય તો તે ઇંગ્લંડ અને ફ્રાન્સના વિદ્વાન-જગવિખ્યાત કથાકારો છે! તેમની આગળ તમારા કાળીદાસ અને ભવભૂતિ પાણી ભરે—"

"અરે, પણ આપણે આવી રીતે વાતો કરીએ છીએ તેજ ઘડીઆમાં મ્હારી બ્હેન કનિષ્ઠિકાની શી દશા હશે? મને લાગે છે કે તમને આ તેનો કાગળ તો મ્હેં આપ્યો-હવે હું તેની સારવારમાં જઇ પહોંચું!"

"દાકતર આગળ તમે શું સારવાર કરી શકશો? ખરેખર એમ છેલ્લી માંદગીમાં ગડબડ કરવી તે નકામી છે. અને અહીં તમે ઓછી મહત્વની વાત નથી કરતાં. હું તમને વચન આપું છું કે મીસ કનીષ્ટીકાનું સ્થાન તમને મળશે"

"કયાં?"

"ક્યા પુછો છો ? મ્હારા હૃદયમાં!"

"પણ તમારા હૃદયમા તેનેજ ક્યા સ્થાન છે ? તો પછી નામ વગરના સર્વનામ જેવીનું મ્હારૂ ક્યા ?"

"અરે ! અહીં વળી વ્યાકરણનુ ભૂત ક્યા ઘાલો છો ? અને હવે મરી જતીને–હુ આશા રાખુ છું કે–મરી ગયેલીને તમારા જ્યોતિમાં અ જાયલો–દબાયલો–ઘવાયલો, કચડાયલો, રીબાતો, અરે ! સાહિત્યના તમામ વિશેષણો તમને સંબોધવા માટે મ્હારી મદદે બોલાવતો–ધુજતો પ્રાર્થતો, કરગરતો અહર્નિશ ચિંતવન કરતો–ધ્યાન ધરતો–પ્રેમસન્નિપાતની ઘેલછાને અનુભવતો–તમારા જેવા સાથે વાત કરતા મ્હને પૂરા વાક્યનુ પણ ભાન નથી રહેતું એવા ઉન્માદમા અરે સુંદરી ! હવે તેને ક્યા સંભાર-રાવો છો ?"

"ધુર્ત ! બદમાસ !! પાગલ !!!" એમ કહી તેણીએ ઉદ્ધતલાલને એક તમાચો લગાવી અને તેમ અને તેમ કરીને મ્હો ઉપરનો, ચામડીને અડકીને પ્હેરેલો, ચ્હેરો બદલવા માટે, અને આકૃતિ સહજ બદલાઇ વધારે ભવ્ય, વધારે સુંદર બનાવનાર છેલ્લામાં છેલ્લી ઢબનો ઝીણો–નાજુક રબરનો એક પ્રકારનો "બુરખો"–કહોકે એક પ્રકારનું મ્હો પરનુ ઢાંકણુ, જે સહસા સમજના મંદ પ્રકાશથી સહજમા ખ્યાલમાં આવે તેમ નહતુ તે કહાડી ઉદ્ધતલાલના ખોળામા જોરથી ફેંક્યુ !! અને મીસ કનીષ્ટીકા, તેના મુળ સ્વરૂપમા, તેની સામે, ફુરકીયા કરતી ઉત્પન્ન થયેલા ક્રોધને લીધે જોરથી શ્વાસ લેતી, આંખથી ક્રોધાગ્નિ તેના ઉપર વર્ષાવતી તેની સન્મુખ ઉભી રહી !!

પાષાણના પુતળા–આવલા જેવો, સ્તબ્ધ, હીંગમુંઢ બની ગયેલો ઉદ્ધતલાલ જોઈજ રહ્યો ! મીસ કનીષ્ટીકાની આંખમાથી તેમજ જીભમાંથી વૃષ્ટિ ચાલુજ રહી

"લુચ્ચા ! શુ કહેવાનુ છે હવે તારે ? ! ક્યા ગયાં તે દીવસનાં ત્હારાં બધાં વચનો ?" જગતમા ત્હારા શિવાય કોઇના સ્નેહમા લુબ્ધ થાઉં તો પરમેશ્વર છાકરી છે "એ બધું હેતું જૂઠાણું ! યુ, પાગલ !" મીસ કનીષ્ટીકા જે અદ્યાપિ સુધી સંભાળી સંભાળીને, તેની સ્વાભાવિક ભાષાથી તે ઓળખાઈ ન જાય તેવી રીત્યે બોલતી હતી, તે હવે ઉદ્ધત ઉપર પ્રવાહ ચલાવવા લાગી

ઉદ્ધત તો જાણે સ્મારક નિમિત્તે સ્વામી ઢોગાનંદનું પૂતળું બનાવી મૂક્યુ હોય તેવો સ્તબ્ધ બેસી રહ્યો હતો તેનું મન કઇક યુક્તિ શોધી કહાડી બચાવ માટે મથન કરી રહ્યું હતું.

"પાગલ તારી કેલવણી તે આજ કે ! જે કેલવણીને લીધેજ મ્હેં તારો ઇતબાર રાખી તે દિવસે–તે દિવસે–"

"અરે પણ કનિષ્ઠિકા ! મ્હે કેવી ભૂલથાપ તને ખવડાવી છે તેનો તુ કયા વિચાર કરી શકે છે ?" કુલ હિમત એકત્ર કરી ઉદ્ધતલાલે ઉત્તર આપવાનુ સાહસ કર્યું

"શુ ! મવાલી ! પાગલ ! લુચ્ચા ! ધુર્ત ! બદમાશ હવે તું કયા છટકો છકીશ ? કોણે ભૂલથાપ ખાધી છે ? મ્હેં કે તેંજ મ્હારા છમક્ષ આ ન બન્યુ હોય તો હુ માનુ પણ ખરી કે ? અરે છેતાન ! ઠગારા ! તારા વછનોનુ પોકલ તે જાતેજ મ્હને બતાવ્યુ ! પછી તુ શુ કહેવાનો હતો ?"

"મીસ કનિષ્ટિકા ! હુ સાચુ કહુ છુ કે એકાદ ડીક્શનરી બનાવનારે જૂદા જૂદા શબ્દોના સગ્રહ માટે તમારી મદદ લેવી જરૂરની છે. તમારી પાસે શબ્દોનુ ભડોળ બહુ છે. પણ શબ્દો જ વાપરવા–એક નિર્દોષ માણુસે ઘડીભર ગમત કરી હોય, તેને શબ્દબાણ વડે આવી ઘાતકી રીતે વીંધી નાખવો–તે તમારા જેવી નાજુક છોકરીની જીભને માટે ઘણુજ અણુઘટતુ છે–'.

"ચુપ રહે ! નાદાન ! હવે હુ ખાલી ખુશામતથી ઠગાવાની નથી હવે હું તે કનિષ્ટિકા નથી કે જે ઠગાયલી એ, એક વખત તારા જેવા નીચ–હલકા–મવાલીના હાથમા પોતાનો હાથ આપવાની હા પાડી હતી."

"ખુશામત ! અજાયબ થાઉ છુ, મીસ ! જે જગતમાં ખોટું છે–જેનામા જે નથી તેમાં તે છે તેવુ કહેવુ તેનુજ નામ ખુશામત હોઇ શકે ! તમારી પાસે આટલો બધો શબ્દોનો ભંડાર જથો છે છતા 'ખુશામત' શબ્દ આ ઠેકાણે વાપરવામા તમારી ભૂલ થાય છે જગતમા જે કોઇ સર્વ ગુણુસપન્ન હોય તો તે એક પ્રભુ કહેવાય છે ને તે ખરૂં હોય તો તેનાથી બીજે નંબરેજ તમે આવો છો–મને લાગે છે કે તમે મ્હારૂ સાચું હૃદય ઠીક ઠીક સમજી ગયા છતાં મ્હારી વધારે કસોટી કરવા માટેજ મ્હને સતાવો છો અગર કાતો મ્હારો બચાવ તમે સાંભળતા નથી ને તે શુ છે તે જાણતાં નથી તેથી મ્હારા ઉપર આ શબ્દ

પ્રહાર વરસાવવાનુ ઘાતકી સાહસ કરો છો જો મ્હને મ્હારા જીગરને ઓળખ્યા છતા તમે આમ કરો છો તો તે માત્ર એક વધારે ગમતજ છે-એક પ્રકારનો પ્રેમકલહ છે એક તમારા જેવી વિદ્વાન સ્રાના આનદક્ષેત્રનો રમુજી શેતરજ છે અને કદાચ હું ભુલ ખાતો હોઉ, અને તમે વાજબી રીતેજ મ્હારા ઉપર આ પ્રહાર ચલાવી કસોટી કરી રહ્યા છો તો તેમા મ્હારી વધારે કસોટી થાય છે સુવર્ણને જેમ અગ્ની આપો તેમ કસોટી ઉપર તે ઓર તેજોમય લાગે છે ”

કનિષ્ટિકા—જો, જો, સાભળ ! ધુતારા ! તું હજુ પણ કછોટી અને સુવર્ણનો દાખલો રજુ કરવાની હીંમત કરે છે ? તેજ દીવસે મ્હેં તને સાફ કહ્યુ હતુ કે તે દાખલો મને સાભળવો ગમતો નથી સુધારાની છભામા ત્હે દિવસે તારા શરીરના રગ ઉપરથી ફુલાઇ જઇને કહ્યુ હતુ કે હુ સુવર્ણ છુ અને તુ કછોટી છે

ઉદ્ધત—અરે હા, મ્હને સાભર્યું, મ્હારી ગભીર ભૂલ પાછી થઇ. મ્હારે તે દાખલો આપવો જોઇતો નહોતો ખરૂ પુછાવો તો મ્હારૂ મગજ તમારા વચનપ્રહારથી ઠેકાણે નથી રહ્યું. હુ એમ કહેતો હતો કે કાતો તમે સમજીનેજ મ્હને સતાવો છો અગર મ્હે જે તાત્કાળીક બુદ્ધી વાપરી ઢોગ કર્યો તેમા હુ ફતેહમદ થયો ને તમે ખરેખર ઠગાયા ”

“કેવી રીતે ? ! ”

ઉદ્ધત—કેમ ? કેવી રીતે ? તમારા હાથ મ્હારી આખો ઉપર પડયા તેજ વખતે મ્હે તમને ઓળખ્યા. બીજા કોઇને તો આ વખતે-આ પ્રસગે આ સ્થળે આવવાનુ હતુજ નહીં અને હોઈ શકેજ નહીં. જગતમા મીસ કનિષ્ટીકા સિવાય આ રિબાતા ઉદ્ધતની આ ટાણે ખબર લેનાર કોઇ હોય તો તે માત્ર તમેજ હતા.

કનિષ્ટિકા—પછી ?

ઉદ્ધત—પછી શુ ! તમે આ રબરનુ મ્હો પર આચ્છાદન કરેલુ તેથી ઓળખાતા બધ પડી ગયા ? ! એમ બને ? અને તમારો કોકિલનો અવાજ જગતમા ઘડીભર પણ છુપો રહી શકે ખરો કે ?

કનિષ્ટિકા—કોકિલા કેમ છાભરી પાછી ? મ્હને લાગે છે મ્હારા રગ ઉપરથીજ કછોટી ને કોકિલા ઝટપટ યાદ આવી જતાં લાગુ, નહીં વારૂ ?

ઉદ્ધત—કાળો રગ એ અદર રહેલા ધોળા અતકરણની અચુક સાબીતિ છે.

કનિષ્ટિકા—અને ઘઉંવર્ણો સોનેરી ધોળો રંગ તે અંદર રહેલા કેવા અંતઃકરણની અચુક સાબીતિ કહી શકાય ?

ઉદ્ધત—ઘઉંવર્ણો, સોનેરી કે ધોળા રંગવાળા શરીરમાં અંતઃકરણ ખસુસ કરીને કાળુ હોય તેમ હું માનતો નથી.

કનિષ્ટિકા--તો પછી તારા જેવા પક્ષપાતી જગતમાં કોણ હોઇ છકે ? વારૂ, તે મ્હારા અવાજ અને છ્પર્શ વડે જાણે મને ઓલખી તો પછીના તારા ઘાતકી છબ્દો માટે તારે શું કહેવાનું છે ? "કનિષ્ટિકા મરી જાય તો ભલે તેમ થવા દો તેની જગા તમને મલછે ! એ શું ?"

ઉદ્ધત--જરા સાવધ રહી-શાંત રહી સાંભળો. જે વખતે મ્હેં જાણ્યું કે રબરના નાજુક આચ્છાદનથી તમે મ્હને છેતરવા આવવાનું સાહસ કરી બેઠા છો તેજ વખતે સમયસુચકતા વાપરીને મ્હેં મ્હારો જાણે વેષ બદલ્યો અને તમારા એ ક્રુર સાહસ માટે તમને એવી રીત્યે ક્રુર બદલો નહીં ચાહ્યે મારે આપવો પડયો માફ કરજો હવે તમને સમજાયું હશે કે આ ઉદ્ધતલાલ શા માટે એવી રીત્યે બોલી ગયો હશે ! તમે તમારા નજીવા પરાક્રમની ઘટનામાં એટલા બધા મશગુલ જણાયા કે-દીવસોના દીવસો સુધી પરિશ્રમ કરી તમારી સંમતિ મેળવનાર એક સાચો સુધારક, ગ્રેજ્યુએટ એક થોડીક મીનિટમાંજ પોતાનો સાચો સ્નેહ આવી રીત્યે "ટ્રાન્સફર" કરી શકે ખરો ?

કનિષ્ટિકા બહુજ ગંભીરતાથી ઘડીભર નીચે જોઇજ રહી

ઉદ્ધત-કેમ ? મ્હારા કહેવાનો મતલબ બરાબર સમજાય છેને?

કનિ--વારૂ, પણ ત્યારે મારી સ્વાભાવિક બોલી મ્હેં બદલી બનતા સુધી સુધારી સુધારીને છબ્દો વાપરેલા તેમ છતાં પણ તે મ્હને કનિષ્ટિકા તરીકે ઓળખેલી !

ઉદ્ધત—હૃદયપટપર લખાયલી કનિષ્ટિકા-મન પ્રદેશમાં સતત ભમતી કનિષ્ટકા-જગતમાના તમામ વ્યવહારો દરમ્યાન રટણ કરાતી કનિષ્ટિકા-એનો શબ્દ અને સ્પર્શ વડે પ્રત્યક્ષ અનુભવ કરાયો, પછી એક મ્હારા જેવો ગ્રેજ્યુએટ ભૂલે ખરો ?

કનિષ્ટિકા-શું તારૂ નામ ગ્રેજ્યુએટ છે ? આખો દીવસ બસ ગ્રેજ્યુએટપનાનોજ ફાંકો ! ખરૂ પૂછાવે તો તારૂ નામ ઉદ્ધતલાલ છે, તે પન મને તો ગમતું નથી

ઉદ્ધત—ત્યારે તે શું રાખવું જોઇતું હતું ?

કનિષ્ટિકા—હુ ધારૂ છુ કે **પાગલ-મવાલી** એજ તારૂ નામ વધારે બધબેસતુ હતે!

ઉદ્ધત—નામમા તે શુ છે? ઉદ્ધત પણ ક્યાં મ્હારૂ અસલ નામ છે? તમે જે નામ પાડો તે મ્હારે કબુલ છે

કનિષ્ટિકા—તે તો ઠીક પણ હુ જે કહુ તે કબુલ છે? લગ્નમા મને શુ ભેટ આપવા ધારે છે?

ઉદ્ધત—જો, સર્કસવાળો આપણા પૈસા આપ્યા વગર ચાલ્યો ગયો. બીજે એક બે ઠેકાણે પૈસાની માગણી કરી પણ કોઇ આપતુ નથી કારણમા કનિષ્ટિકાજ નડે છે નહીંતો મ્હને ગ્રેજ્યુએટને ગમે તે ધીરે વારૂ, હવે એકજ ઉપાય છે તે એકે મ્હારા માતુશ્રી પાસે કેટલાક દાગીના છે તે લેવા જવા મને ગમતુ નથી પણ તને કાગળ લખી આપીશ—

આ વખતે મહાદેવપત પાચ સાત મિત્રોને લઇને આજ જગોએ ફરવા આવ્યા. કનિષ્ટિકાને ખ્રિસ્તી હાઉસ હોસ્ટેલમા વાળુનો વખત થયો એટલે તેને જવુ પડયુ અને ઉદ્ધત "આણાવલી" (વીશી) મા ગયો મહાદેવપતના અનુયાયીઓમાથી એકેક એઉની પાછળ ગુપચુપ ગયો!

---

## પ્રકરણ ૧૭ મું.

---

### તપસ્વીનિ ભદ્રબાલાની સ્નેહવ્યથા.

મહાત્મા વિશ્નુપ્રસાદજીના અનન્ય ભક્ત પાતજલીના આશ્રમમા મનહરના જ્યોતિપુરા તરફ પ્રયાણ કર્યા પછી તેના પાછા ફરવાની અનિમિષ નેત્રે વાટ જોઇ રહેલી તપસ્વીનિ ભદ્રબાલાને તો જાણે આપણ ભૂલીજ ગયા છીએ! મનહરને ગોળી વાગી—અને તે પણ વિશ્નુપ્રસાદ સાથે ચાલ્યો ગયો એ સમાચારે આશ્રમમા મૃત્યુ સમાન ભીતિ ઉપજાવી મૂકી! અને અરે! તે ઉપવન! તેના અલૌકિક વૃક્ષોની ઘટા જેવીને તેવી હોવા છતા, તેની અદરના પુષ્પોની પરાગ જેમની તેમ છતા, તેની અંદરના વૃક્ષો ઉપર માળા કરી રહેલા સુદર પીછાવાળા પક્ષીઓના કર્ણ પ્રિય અવાજો તેના તેજ હોવા છતા, ભદ્રબાલાના તપ વડે કૃશ થયેલા દેહનુ તે તમામ જાણે આજે અનુકરણ કરી રહ્યા છે! તે બધાનો

આત્મા જાણે ઉડી ગયા જેવો છે ! નથી તેમા હવે તે સુંદરતા-નથી તે મધુરતા ! નથી તે આકર્ષક શક્તિ ! તેની તેજ ભૂમિ ! સ્વર્ગભૂમિનો એક વખતનો નમુનો ! આજે તદ્દન શુષ્ક, નિરશ નિસ્તેજ અનેક રીત્યે જાણે રૂદન કરી રહેલો છે !

અને પેલી બે સહચરિયો ! સુમતી ઉર્ફે લજ્જીન્હા અને ધીમતી ! હીન મુખે, નિ શબ્દ, પાળેલી મૃગલીઓની પેઠે મનુષ્ય દેહ છતા અધમતા ધારણ કરી લઈ, તપસ્વીનિ ભદ્રબાલાની દિનચર્યામા-તેના નિત્ય કર્મોમા-તેના પૂજન વીધિમા-મદદ કરી રહેલી છે ! ચુપ ચુપ માત્ર તે તેની સામે, હૃદયમા રૂદન કરતી હોય તેમ બેશી રહેલી જોવામાં આવે છે ! બોજે થઇ પડેલા લાવણ્યનો તીરસ્કાર કરતી હોવા છતા, મુખપરથી, હૃદયની વાસ્તવીક લાગણીઓ ઉપર, ભદ્રબાલાના આશ્વાસનની ખાતર, એક પ્રકારનુ આચ્છાદન કરી દેખાડવાનો પાઠ શીખી રહેલી છે ! હૃદયના ભીતરમા, લાવણ્ય-વિદ્વત્તા-દઢતા-વિવેક એ તમામના મિશ્રણની એક અનુપમ આકૃતિ જગતને ભેટ આપ્યા છતા, તેની અસાર્થકતા-શુન્યતાનો ખ્યાલ બ્રહ્માએ કર્યોજ લાગતો નથી એ તરફ કવચિત્ મિથ્યા હાસ્ય કરતી જોવામા આવે છે પૂર્વના અનેક જન્મોના ગાઢ સબંધનું ભાન કરાવતી, ભદ્રબાલા ઉપર, મનહરનું પ્રયાણ-તેને ગુરૂજીની ભેટ વખતે ગોળી વાગવી-તે પછી ગુરૂ સાથે તેનુ ચાલી નીકળવું-અને તે પછીના કંઈ પણ સમાચાર ન મળવા-એ વિપત્તિમા પોતાનુ સર્વ દુ ખ ભૂલી જઇ, પ્રાત કાલથી માંડીને સાય કાલની ઇશ્વર સ્તુતિનાં તમામ કાર્યો-ભીતરની વાસ્વીક નિસ્તેજતા ઉપર આચ્છાદન કરી-થયેજ જાય છે.

અને ભદ્રબાલા ! હૃદયની દઢતાનો અલૌકિક નમુનો ! મૃત્યુલોક ઉપર, મનુષ્યોના તમામ સુખ દુ ખો, પોત પોતાના કર્માનુસાર આવી મળે છે એ સુત્રમા સ પૂર્ણ શ્રદ્ધા પૂર્વક-આપત્તિને ન ગણકારતા, ન જાણવા દેતાં, પોતાના પૂજન અર્ચનનું કાર્ય જાણે કર્યેજ જાય છે તેના હૃદયનો પાર કોઇ વિદુષી મળવા આવે તે ન પામી શકે તેમ હતું તો સખીઓ કે પરિજનો તો ક્યાંથીજ પામે ? ઉપવનની નજીક, " કપાસથી કાપડ " નામના, ભદ્રબાલાના તરગોએ ઉપસ્થિત કરી વસાવેલા ન્હાના ગામડા-માંથી કોઇ વૃદ્ધ પરિજન તેના હૃદયનુ દુઃખ જાણવા-કંઇક ઉપાય

સુચવવા-દિલાસો આપવા આવવાનુ સાહસ કરે તેને તેના બદલામા ઉપકાર માનવાને બદલે ધૈર્ય સેવવાનો-પ્રભુમા શ્રદ્ધા રાખવાનો-સતત પ્રભુ ભક્તિમાજ રહેવાનો-પાઠ મળતો ! વીધિપૂર્વક હજુ લગ્ન ન થયા છતા-આશ્રમમાના મનહરના વાર્તાલાપથી, હૃદય લગ્નથી પૂર્ણ છે-સ્નેહ પાત્ર ઉભરાઇ ગયુ છે-દીવ્ય સ્નેહે છેટાનો હમેશા પરાજય કરેલો હોય છે-એ માન્યતાને લીધે સ્વીકારેલા અસીધારા સમા કૌમાર્યવૃતની વાર્તા આજુબાજુના ગામોમા પ્રસરવાથી, ધર્મ જીજ્ઞાસુ યુવતીજન આકર્ષાઈ આવતા, એમના કુતુહલનુ ભદ્રબાલા ઉત્તમ રીત્યે શાન્તવન કરી શકતી. અનેક જન્મોના તેના તપથી ઉત્પન્ન થયેલ ધૈર્ય, ભગવાન્ કુસુમધન્વાના બાણોની તીક્ષ્ણતા, સતત્ પાછા ફરતા પ્રહારોને લીધે ઘસાઇ જવાથી. સામાન્ય પુષ્પસ્પર્ષસમી-નિર્દોષ-બનાવી મૂકેલી હોવાથી, ભગવાન મકરધ્વજ પ્રત્યે કઇક દ્વેષથી, કઇક વિજય પ્રાપ્તિએ ઉત્પન્ન કરેલ સ્મીત હાસ્યથી જોવાને પોતાના મનને ટેવી નાખ્યુ હોવાથી, યુવતીજનોને હૃદય કાઠિન્યનો ઉત્તમ પાઠ તેના ચારિત્ર્યમાથી જોવા મળતો ! મનુષ્ય દેહમાં જે કઇ આકર્ષક છે તે માસ-લોહી-સ્નાયુ-મેદ-મજ્જા-વિષ્ટા-મુત્રને હાડકા અને ચામડા સાથે મઢી લઇ તેનો કોથળો બનાવ્યો છે તેમા તે ભાગોના એકીકરણમા આકર્ષકપણુ તો માત્ર ભ્રમણાથી જણાય છે, વસ્તુત જેતે ભાગોનુ સમેલન દૂર કરી તેનુ પૃથ કરણ તો સુગ ઉપજાવે છે, અને તેથી તેને લઇને પ્રારબ્ધાનુસાર કહેવાતા સસાર સુખોથી વિરામ પામવાની સજ્ઞા થતા સતુષ્ટ રહેવામા ડહાપણ છે, એ સિદ્ધાતને લઇને ભદ્રબાલાએ પોતે મનહરનુ પુનરાગમન અસભવિત જણાય તો સતત્ કૌમાર્ય વૃત ધારણ કરી સ્રી જાતિની ઉન્નતિમા પોતાના પરિશ્રમનો યત્કિચિત ફાળો આપવાનુ મક્કમ પણે પણ લીધુ છે એ યોગ્ય છે એમ મળવા આવનારના મનમા ઠસાવતી. યુવતીઓ બધીએ એકજ વિચારની ક્યાથી હોય ? સૌ સૌના મત પ્રમાણે આજ્ઞા લઇ, પ્રથમથી ક્ષમા માગી, ગમે તેવા પ્રશ્નો કરતી, અને સૌની શંકાનુ સમાધાન ભદ્રબાલા કરતી.

પ્રાતઃકાળમાં સ્નાન પૂજન યજન સ્તુતિ થયા બાદ, મધ્યાન્હ પહેલા ફલાહાર કરતી માત્ર જીવિત ધારણ કરી શકાય તેટલા ફળોનોજ દિવસ ભરમા બે વાર તે ઉપયોગ કરતી. બપો-

રના સમયમા આશ્રમને અગે ન્હાની સ્ત્રી શાળા શરૂ કરી તેમા એકાદ કલાક પોતે ધાર્મિક શીક્ષણ આપતી અને પછી કેટલીકની શકાનુ સમાધાન કરતી. સાજનો સમય ઉદ્યોગીક પ્રવત્તિઓ માટે રાખ્યો હતો તેમા ખેતી, વણાટના કારખાના, ન્હાના ન્હાના પરચુરણ ઉદ્યોગોના શિક્ષણ માટે ઉત્તમ પ્રકારે યોજના કરી તે પોતાના વખતનો સદુપયોગ કરતી અને તે સાથે જીવનની સફલતાનો સતોષ અનુભવતી સાયકાળે પાછુ પૂજન યજન અને પ્રાર્થના થતી દિવસભરના પરિશ્રમથી સુમતી ધીમતી દસેક વાગે તો શિવાલયના ચોકમાંજ વ્યાઘ્રચર્મ અગર કથા નાંખી નિદ્રામાં પડતી એટલે દસથી બાર વાગ્યા સુધી ભદ્રબાલા "આરાધના" માં પોતાનો સમય કહાડતી

આરાધનાનો સમય થાય તે તેને મનથી એક મહાન આશાસનરૂપ ચોઘડીયુ આવ્યુ એમ ભદ્રબાલા અનુભવતી તે વખતે સ્નાન શુદ્ધ થઇ મનમાં શકરનુ સ્વરૂપ ખડુ કરી–ખસી જાય તો પાછુ ખડુ કરી–પુનરપિ તેમનુ તેમ કરી–એકાગ્રતા પ્રાપ્ત કરી–અખડ અસ્ખલિત બ્રહ્મમા નિમગ્ન થઇ રગેરગમા રોમાંચ ઉત્પન્ન કરનારા અત્યત અવર્ણનિય આનદમા, બાહેરની તમામ ઉપાધિઓથી મુક્ત બની, બની શકે તેટલો સમય રહેવાનો તેનો કાર્યક્રમ હતો. પરતુ મનહરના આ આશ્રમમા આવી ગયા પછી આ ભક્તિમાં–અનાયાસે વિભાગ પડી ગયો હતો અને એક પ્રકારની દ્વિધા ભક્તિ જાણે ઉત્પન્ન થઇ હતી મનહરની આકૃતિ મન પ્રદેશમા પળેપળ હુમલો કરે એટલે તેને શકરના સ્વરૂપમા ફેરવી નાંખવા પરિશ્રમ કરતી અને તેમ કરતા તે સ્વરૂપનુ પાછુ એકદમ મનહરમા રૂપાન્તર થઈ જતુ ! એટલે વળી यज्जाग्रतो दूर मुदैति । ઈત્યાદિ મંત્રોચ્ચાર મ્હોટેથી કરી મનને પૂર્વ સ્થિતિમાં તટસ્થ કરવા પ્રયાસ કરતી પરતુ થોડાક કલાકના મનહરના પરિચયે, પૂર્વના યુગ યુગના પરિચયનુ ભાન કરાવેલું હોવાથી, તે સમયનાં દશ્યો તેના મનનો કબજો કરી બેઠા હતા, એટલે જગતની જાણ બહાર, આરાધના વખતે ભદ્રબાલા વાસ્તવીક રીત્યે તો, ભૂતકાળમા બનેલાં એ દશ્યોમાજ નિવાસ કરી રહી હતી. મનહરનો પત્ર તો કયાથી આવે પણ તેની હયાતિના સમાચાર સરખા દુર્લભ થઈ પડવાથી ભદ્રબાલા અંતઃકરણના ઉંડાણમાં ખેદ અનુભવતી. પરતુ તે ખેદ તેના પોતાના વિચારોથીજ ઉત્પન્ન

થતો એમ તે જાણતી અને તેથી પોતેજ પોતાના અપૂર્વ મનોબળ વડે તેનુ સમાધાન કરતી આરાધનાના સમયમા સુમતી અને ધીમતી અમુક સમયના અભ્યાસના પરિણામે સુષુમ્ણાદ્વારા મધુર મધુર નાસિકા ચલાવી રહી હોય એટલે ભદ્રબાલા યથેચ્છ મનહરના સબધમા સ્વપ્ન પ્રદેશમા નિમગ્ન બની જવા લાગી પ્રસગે, પોતાના વર્તન પ્રત્યે સિંહાવલોકન કરતા આવી રીત્યે ઉત્પન્ન થતી લાગણીઓ ઉપર ક્રોધ ઉત્પન્ન થતો. એટલે એનુ કારણ શોધવા ઉગ્ર ભક્તિપૂર્વક અત કરણના ઉંડાણમા ઉતરતી આ રીત્યે કેટલોક સમય ચાલ્યુ એટલે એને કંઇક શકા પડવા લાગી કે મનહરનો અને તેનો સમાગમ મૃત્યુલોક ઉપરજ હજુ સભવે છે! જીવલોકમા સ્થિત થયેલા આત્માએ તો કઇક પ્રત્યુત્તર આપવો જોઇએ એમ લાગ્યુ મનોદશાએ પણ એ દિશામા મત આપવો ઉચિત ધાર્યો! સહચરીઓ તેની આ સ્થિતિથી અજ્ઞાત હતી પરંતુ ભદ્રબાલાએ આરાધનાનો તમામ સમય સંપૂર્ણ મનોબળ પૂર્વક "મનહર કયા હશે! શુ કરે છે?" એ જાણવાનુ શકય કરવામાં ગાળવા માડયો! હઠ યોગનો (?) એક પ્રકારનો અશ્રુતપૂર્વ પ્રયોગ જાણે આરભ્યો! આરાધનાના બે કલાકની એકે પળ એવી ન જવા લાગી કે જેમાં તે આ અદ્‌ભૂત સ્મરણ ગગમા સ્નાન ન કરી રહી હોય! દૂરના જંગલોમાં–પર્વતોની ગુફાઓમા–પુરાતન મદિરોમા–એ રીત્યે અનેક સ્થળે આ તપસ્વિનીના આંદોલનોએ ગતી કરી મૂકી

એ રીત્યે કેટલાક દિવસના પ્રયોગ પછી આરાધનાના પરિણામે તે નિદ્રાવશ થવા માડી આમ પ્રથમ ન બનતુ એટલે ભદ્રબાલાએ પોતાની શ્રદ્ધાપૂર્વકની ભક્તિના આ પ્રયોગનુ એને એક પરિણામ ગણી તેથી ઉત્તેજીત થઈ. આ નિદ્રાવસ્થામા એક પ્રસગે તેણીએ મનહરને એક ભોયરામા એક પુસ્તકના પાનાં તરફ ગમગીન થયેલો (સ્વપ્નમા) જોયો! અદ્‌ભૂત દશ્ય!! પણ તે અમુક વિપળ સુધીનુજ હતુ છતા ભદ્રબાલા તેથી કઇક સતોષ અનુભવવા લાગી તે દશ્યને જાગૃત થયા પછી સ્મરણમા તટસ્થ રાખવા પ્રયત્ન કરવા લાગી દિવસના સમયમા હૃદયપટપરથી કાગળ ઉપર તેનુ ચિત્ર આલેખવા લાગી. બીજે દિવસે તેનુ તેજ દશ્ય તેજ સમયે સ્વપ્નમા ઉપસ્થિત થયુ! પણ તે પણ અલ્પાયુષી! ભાગ્યે બે પળ ચાલ્યુ હશે! "જય! જય! જય!" મ્હોટેથી કરતી તે ઉઠી! નજીકમા નિદ્રાવશ થયેલી ધીમતી એકદમ ઉભી થઇ ગઈ! "શુ થયુ? શુ થયુ?" થઈ

રહ્યું પરંતુ ભદ્રબાલાએ તેમના મનનુ અનેક પ્રકારે સમાધાન કરી દીધુ બીજે દિવસથી સુમતી અને ધીમતીને શંકા થવા લાગી કે ભદ્રબાલાને સ્નેહવ્યથા અસહ્ય થઇ પડી લાગે છે–આરાધનાના સમયમા કંઇક અંશે તે વ્યથિત રહે છે અને કદાચ એને ભ્રમણા થઇ જશે અગર એની માનસિક સ્થિતિમાં જાથુની ગમગીની થશે. ભદ્રબાલાને તેમણે સ્થલાન્તર કરવા અગર વૈદ્યકીય સલાહ માટે પ્રાર્થના કરી પણ તેણીએ તે તુચ્છકારી કહાડી. અને પોતાના મનોબળ ઉપર શ્રદ્ધા રાખી રહેવા ઉલટો ઉપદેશ કર્યો તેવામા એકરોજ શ્રાવણ વદી ૧૪ ની રાત્રિ હતી–તેજ રાત્રિ કે જે પવિત્ર શીવરાત્રિના રોજ તેમનુ પ્રથમ મિલન થયું હતુ. ભદ્રબાલાને આજની આરાધનામા એ રાત્રિના દશ્યો સ્મરણમા આવ્યા ! પોતાના દઢ ભક્તિ પૂર્વકના પ્રયત્નો સિદ્ધીથી ઘણે દૂર જણાતા તે અશ્રુવેગ ખાળી શકી નહીં શીવરાત્રિ સમયે ગંગાજળના અભિષેકને બદલે, નિર્દોષ–પવિત્ર–કુમારિકાનો અશ્રુપ્રવાહ શંકર ઉપર ચાલ્યો ! પરંતુ મજબુત મગજની ભદ્રબાલા તત્ક્ષણ સાવધ થઇ અવિવેક–અપરાધ માટે શંકરની ક્ષમા માગતી ઉઠતી હતી તેવામા તેણીએ શુ અદભૂત દશ્ય જોયુ !! શિવાલયના મંડપમા, સુમતી અને ધીમતી નિદ્રાવશ હતી તે બેઉના વચ્ચે આરસનો પોઠી હતો તેની પછવાડેજ જાણે પગથીઆ ઉપર શંકરને નમન કરી રહેલી મનહરની તેજોમય આકૃતિ એને સ્પષ્ટ જણાઇ !! ફક્ત મસ્તિક જણાયુ ! ભદ્રબાલાએ જાણ્યુ કે આ નિદ્રા છે અને સ્વપ્ન ચાલે છે ! એની ખાતરી કરવા તે ભ્રમણામા પડી ! જલપાત્ર જોયુ–બીલીપત્ર જોયા–પૂજનની તમામ સામગ્રી પોતાની સમક્ષ જોઇ. સ્વપ્નજ નથી એ ખાતરી થતાં ઉભી થઇ મંડપમા ગઇ ત્યા એ આકૃતિ ગેબ !!! અજાબ ચમત્કાર ! શ્રદ્ધા પૂર્વકની પ્રભુભક્તિ નિષ્ફળ નથી જતી તે આનું નામ એ સુત્ર સ્મરણ કરતી સુમતી ધીમતીને હાથ ઝાલી ઉભી કરી. પછી પગથીઆ નીચે પોતે ઉતરી બેઉ સહચરીઓને સાથે આવવા કહ્યું "શુ છે? શુ હતુ?" કરતી બેઉ ઉઠી ભદ્રબાલા તો થોડેક સુધી દોડી પણ ખરી પરંતુ કોઇ માણસના જવર અવરનો પગરવ ન સંભળાયો ! તથાપિ બહુ સંતોષ પૂર્વક તે પાછી આવીને પોતાના આસન ઉપર બેઠી !

"હુ ભૂલતી તો નથીજ ! મ્હારી આંખો મ્હને ઠગતી નથી મ્હે એમનુ મુખારવિંદ પ્રત્યક્ષ જોયુ ! અદશ્ય થઇ ગયુ ! એજ તેજોમય આકૃતિ !"

સુમતી—સ્નેહઘેલાને એવા ઇચ્છિત દશ્યો કદાચ આવી મળતા હશે. એમા વાસ્તવીકતા હોય તો એ દશ્ય કાયમ કેમ ન રહે? એતો "મૃગજળ ભમિ પરિભ્રમણ"

ભદ્રબાલાએ તે માન્યુ નહીં પરતુ એ દશ્યમા વાસ્તવીકતા હોય તો તે કાયમ કેમ ન રહે એ સુમતીની શકા પણ વાજબી લાગી. ઉગ્ર તપના પરિણામે શકરે દર્શનની ઇચ્છા પૂર્ણ કરી, એમ માની લીધુ સુમતી અને ધીમતીએ બહુ બહુ રીત્યે આશ્વાસન આપી મધુર સ્વરે સગીત ગાયુ એ પછી કેટલીકવારે ભદ્રબાલા નિદ્રાવશ થઈ શકી.

## પ્રકરણ ૧૮ મુ.

### એક અશ્રુત પૂર્વ દૃષ્ય !

પ્રાતકાળમા સુમતી અને ધીમતીએ ભદ્રબાલાની માનસિક સ્થિતિમા રાત્રિના બનાવથી ફેરફાર જોઇ અનેક પ્રશ્નો કરવા લાગી અનેક ઉપાયો સુચવવા લાગી એમના હૃદયમાની ભીતિ નેત્ર દ્વારા ડોકીયા કરતી જણાઇ ભદ્રબાલા તે પ્રત્યે સ્મિતપૂર્વક જોયા જ કરતી

ભદ્રબાલાના પિતા પાતજલી બચપણમા આ દેવાલયમાં હિમાલય તરફનો એક વૃદ્ધ યોગી આવી ચઢેલો તેના દર્શન કરવા ભક્તિપુરા નજીકના પોતાના ગામડામાથી આવેલા પાતજલીની ઉમર તે વખતે આઠ દશ વર્ષની હશે, પરતુ આ બ્રહ્મબાળકની તેજોમય આકૃતિથી એ વૃદ્ધ યોગીરાજ પ્રસન્ન થયા એના પૂર્વના ઉચ્ચ સસ્કારો એ યોગીએ એક પુસ્તકની પેઠે જાણે વાંચવા માડયા. યોગીની પ્રીતિ દેખતા બાળક પાતજલી અહીં વખતોવખત આવવા ટેવાયો ! અને યોગીના વખતોવખતના દર્શને આવનાર લોકોને અપાતા ઉપદેશમા રસપૂર્વક ભાગ લેવા માડયો. યોગીરાજ પાસે એક ન્હાનું સરખુ પુસ્તકાલય હતું

તેની વ્યવસ્થા રાખવાનો તેને કેટલેક વખતે અધિકાર પ્રાપ્ત થયો. એવામાં એ બાજુના ભાગમા ભયંકર દુષ્કાળ પડયો અને તે પછી મહામારી ચાલી તેમા તેના માત પિતા ગત થયા. પાતંજલી મ્હોટેથી રડવા લાગ્યો ગુરૂએ તેને આશ્વાસન આપવા માંડયુ. પણ બાળક ગભરાવા માંડયો પૂછપરછ કરતા યોગીરાજને લાગ્યુ કે—માતપિતાના નૈસર્ગિક સ્નેહથી આ બાળક આટલું આવૃંદ કરે છે તે ઉપરાત તેને ગભરાવાનું કારણ એ છે કે આ બાજુના ભાગમાં શ્રાદ્ધક્રિયા કરાવ્યા ઉપરાંત જ્ઞાતિની અમુક સખ્યાને એક બધન તરિકે બે ત્રણ દિવસ જમાડવાનો પ્રથા મજબુત રીત્યે ઘર કરી રહેલો છે. પાતંજલીને ગુરૂમા અપૂર્વ શ્રદ્ધા હતી અને તેમના થોડાક પરિચયથી સાજની એમની કથાના શ્રવણમા આવનાર ભક્તજનોમા પણ ભવિષ્યમા એ વિદ્વાન તરિકે પ્રસિદ્ધ થશે એમ વાતો ચાલતી એટલે સુધી કે ગુરૂની ઇચ્છા થાય તો દસબાર વર્ષના બાળકને કન્યા આપવા લોક તત્પર થયા હતા.

માતપિતાના મરણના આઠ દિવસ થયા એ વખતે પાતંજલીને વધારે લાગણી થઇ આવેલી એવામા આવી ગુરૂ તેને એક રાત્રિએ એક ઓરડીમા ઘસડી ગયા અને તેની અજાયબી વચ્ચે તેને જીવનભર ચાલે એટલું દ્રવ્ય બતાવ્યુ ! પાતંજલી ખુશ થયો ! પરંતુ તત્કાળ ગુરૂજીએ કહેવા માંડયુ —"સાભળ બચ્ચા ! આ દ્રવ્ય તારૂં સમજજે પરંતુ જ્ઞાતિની સખ્યાબધ વ્યક્તિઓને એક દિવસ ભોજન આપવામા તે ખર્ચી નાખે તે સામે મ્હારો ક્રોધ થશે. હુ સમજુ છે કે મ્હારી આજ્ઞા ભગનો ડગ તારામા સૌથી વધારે છે સાભળ ! માતપિતાની પાછળ શ્રાદ્ધાદિ ક્રિયા વીધિપૂર્વક કરી તેમના પ્રેતને સતુષ્ટ કરવા એ પુત્રની ફરજ છે પરંતુ શ્રમપૂર્વક પ્રાપ્ત કરેલા-અગર આવી રીત્યે અનાયાસે પ્રાપ્ત થતા દ્રવ્યને મોટા ભોજનોમા ખર્ચી નાખવા કરતા તે જ્ઞાતિનાં સતાનો જીવનભર ભોજન પ્રાપ્ત કરે તેવી રીત્યે તેમનામાં જ્ઞાનની વૃદ્ધિને અર્થે તે ખરચવામાં મહત્તા છે બોલ ! તુ મારી આજ્ઞા ઉઠાવવા તત્પર છે ? !"

પાતંજલી—મ્હારે તે શિર્ષોવધ છે, ગુરૂ દેવ ! શ્રાદ્ધાદિ ક્રિયા અને યત્ કિંચિત્ ભોજન ઉપરાંત હુ કઇ કરવા માગતો નહતો પણ તેટલુ દ્રવ્ય પણ મ્હારી પાસે નહતું આપના શ્રવણમાથી મ્હે' એ સાર ગ્રહણ કરેલોજ છે કે-મૃત સબધીઓની

પાછળ જણાઈ તણાઇને ભોજનોમા દ્રવ્ય ખર્ચી નાખવામા એક પ્રકારની ધીમી આત્મહત્યા થાય છે અને પિતૃઓ તેથી સતુષ્ટ નહીં પરંતુ ઉલટા અસતુષ્ટ થતા હોવા જોઇએ.

ગુરૂ—"થતા હોવા જોઇએ" એમ નહીં—"થાય છે"—એમ કહે વારૂ, આપણે હવે વધારે વાત કરવાનો અવકાશ નથી આ તમામ દ્રવ્યનો તુ અધિકારી છે મનુષ્ય જાતિ ઉપર પરોપકાર કરવામાં તેનો સદ્વ્યય કરજે. અને આ આશ્રમને સારા પાયા ઉપર લાવવામા મે પરિશ્રમ કર્યો છે તેનો અધિષ્ઠાતા થઇ રહેજે પ્રારબ્ધાનુસાર અમુક કાળતુ સુખી રહીશ એકાદ પુણ્યાત્મા અહીં જન્મ લેશે અને આ આશ્રમને આ ઉપવનને વધારે ઉપયોગી બનાવી તેની સાર્થકતામા વૃદ્ધિ કરશે

પાતજલી—મહારાજ! હુ આપના વચનોથી ઉલટો ગુંચવાઉં છુ! અહીં કોણ જન્મશે? કયારે? હુ તો હજુ બાલક છું

ગુરૂ—આપણા શ્રોતાઓમાથીજ એક તને પરણાવશે—એ બધી જોગવાઇ એની મેળે જાણે થઇ જશે—હવે તુ જા! સુખી થા!

પાતજલી એમાંથી જરૂર પડતુ દ્રવ્ય લઈ પોતાને ગામ ગયો ચાર દિવસે પાછા ફરતા તેણે ગુરૂને ત્યા જોયા નહીં! શ્રોતાજનોએ બે પરિજનો રાખેલા હતા તેજ માત્ર જોવામાં આવ્યા તેમણે ગુરૂજીનુ વૃત્તાત કહ્યુ—કે જરૂર પડતા વસ્ત્રો લઇ, પુસ્તકો વગેરે અહીં રાખી તેતો ચાલ્યા ગયા એ પછી એમની સકલના મુજબ પાતજલીને એક વિદ્વાન બ્રાહ્મણે કન્યા આપી આશ્રમનો તે અધિષ્ઠાતા થયો દ્રવ્ય પણ સભાળી લીધુ તેણે ગુરૂની જગોએ બેસી શ્રવણ આપવા માડયુ તેની વિદ્વતાની કીર્તિ આજુબાજુ પ્રસરી, વિશ્નુપ્રસાદજી જોડે તેનો પરિચય થયો પાતજલી સાથે જે બ્રાહ્મણ કન્યાનુ લગ્ન થયુ તેના પરિણામે તેને એક પુત્રી થઇ એનું નામ ભદ્રબાલા પાડયુ. ભદ્રબાલાની માતા યુવાવસ્થામાજ ગત થઇ. પાતજલીએ માન્યુ કે—"એક પુણ્યાત્મા જન્મ લેશે" એ ગુરૂવાકયાનુસાર ભદ્રબાલાનો જન્મ અહીં થયો હોવો જોઇએ તેણે ભદ્રબાલાના શિક્ષણ માટે માતા જેટલી લાગણી ગખી સુવ્યવસ્થા કરી ભક્તિપરામા દેવી ધર્મલક્ષ્મીએ સ્થાપેલી સસ્કૃત પાઠશાળામા ભદ્રબાલાએ સસ્કૃતનું ઉત્તમ જ્ઞાન મેળવ્યુ ધર્મલક્ષ્મી પોતાની પાઠશાળામાંથી ભદ્રબાલા—નિર્મળા અને સરયુ—એ ત્રણ રત્નો,[1] ભવિષ્યમા આ

---

[1] જુઓ, સબધ માટે પાનુ ૨૯—

ભાગની સ્ત્રીઓની જાતિમાં જીવન ગાળનાર છે એ આશા રાખી રહી હતી અને તેમના જીવન સફળ અને સુખી થાય તેમા સહાય આપવાનું તેના ધ્યાન ઉપર લાવવ'મા આવે એટલુજ બાકી હતુ તેના પોતાના વ્યવસાયમાથી તે આ આશ્રમમા આવવા ભાગ્યેજ સમય કહાડી શકતી પર'તુ ભદ્રબાલાને જયારે જયારે કઈક આપત્તિ જણાય ત્યારે ધર્મલક્ષ્મીના પરોપકારી હૃદયમાથી જ સહાયનો ઝરો જોવામાં આવતો

ભદ્રબાલાએ જે રાત્રિએ " જય જય " "જય જય" એ રીત્યે આરાધનાના સમયમા મ્હોટેથી બૂમો પાડી ઉઠી અને તે પછી જે દશ્ય જોવાનુ બન્યુ તે પછી 'ભદ્રબાલાએ સ્વાસ્થ્ય પ્રાપ્ત કર્યાનો" ઉત્સવ ઉજવવામા આવ્યો અને પ્રસાદ આપવા નિમિત્તે તેની આજ્ઞા લઇ સુમતી ઉર્ફે લબજીવ્હા એક રથ જોડાવી દેવી ધર્મલક્ષ્મીને મળવા ભક્તિપુરા જે ભૃગુપુરની પાસે સાતેક માઇલ છેટે આવેલું હતુ ત્યા ગઈ

ધર્મલક્ષ્મીએ, સુમતીને રથમાથી ઉતારી, દીર્ઘશ્વાસોશ્વાસ લેતી, ફરી ફરીને પ્રણામ કરતી પોતાની પાસે આવતાજ આવેશ-સન્માન-કુતુહલ મીશ્રિત અપૂર્વ સ્નેહની લાગણીથી ભદ્રબાલાનુ સ્વાસ્થ્ય પૂછ્યુ ભદ્રબાલાના આશ્રમમાથી સુમતીને લઇને રથ આવેલાનુ જાણતાજ શ્વાસભરી નિર્મળા દોડી આવી ! ભદ્રબાલાનો વૃતાન્ત જાણવા અધીરી બની ! એના કુતહલની સીમા ન જણાઇ ! સુમતીને એક પછી એક પ્રશ્નો કરવા લાગી સુમતીથી બોલાયુ નહી-ગદ્ગદ્ કંઠ તે માત્ર નિરૂત્તર રહી-પરતુ એવા તેના વર્તનનેજ જાણે વાચા હોય તેમ ધર્મલક્ષ્મી કઇક તેની ભયની નિશાની સમજી ગઈ એક પુત્રી સમા આલ્હાદથી તેને પાસે બેસાડી, તેની પાસે જળપાત્ર મુકાવ્યુ' તેને માથે અત્યત સ્નેહપૂર્વક હાથ ફેરવી પુનરપિ વૃતાન્ત પૂછ્યું પ્રેમપૂર્વકના, સત્યયુગમાં જ જોવામા આવતા-સ્વાગતે, સુમતીના કઠમાથી બુજ કહાડયો અને ધીમે ધીમે તેણીએ પણ તેના સ્વભાવ પ્રમાણે ભદ્રબાલાની માનસિક સ્થિતિ ઉપર વિવેચન કરવા માડયું —

સુમતી—આરાધનામા આ સ્વપ્ન શા ? " જય જય જય " એવી મ્હોટેથી કહી ભદ્રબાલાએ બૂમો પાડી નથી ! કવચિત્ હસી જાય છે-કવચિત અશ્રુપાત કરે છે-પણ એ બધુ જાણે જગતથી ગુપ્ત ! અમને સખી સમી પરિજનોને પણ હૃદયની વાત કહેતાં આચકો ખાય છે સ્નેહીજનોની અનેક કથાઓ સાંભળી

છે સ્નેહવ્યથાની કક કથાઓ તેમણેજ અમને કહેલી છે. વિયોગ તો પૂર્વે દેવદેવીઓને પણ થયા હતા પરતુ જો દૈવી સ્નેહ છેટાનો અને સમય સુદ્ધાનો પરાજય કરી શકે છે એ સત્ય હોય તો આ સન્નિપાત સમા, હૃદયની અદર, જગતથી અજ્ઞાત, ચાલતા કકળાટને અવકાશ કયાં છે? ભીતરમા ચાલી રહેલા આ હોમા-ગ્નિમા, તેમની હમેશની શાતિ, હમેશનો આનદ, તેમની ઉદ્યોગ-સ્થાનો પ્રત્યે જોવામા આવતી જાગૃતિ–એ સર્વ ભસ્મીભૂત થઇ ગયા જોવામા આવે છે! નથી એમને ખાન પાન–ફળાહારનુ ભાન કે પૂજન યજનમા પૂર્વવત્ એમનુ લક્ષ! કેવળ, કૈવલ્ય મોક્ષ સમા જાણે એકજ ધ્યેયમા એમનુ લક્ષ સ્થિત થઇ રહ્યુ જોઇએ છીએ! કયા સુકુમાર પુષ્પ રાશી સમી એમની બાલયુવા, અને કયા બાણશૈયાસમુ એમણે ધારણ કરી લીધલુ આ વિષમ–કઠિન વૃત! પચમહાભૂતના, સર્વ મનુષ્યો સરખાજ દેખાતા, તેમના દેહમા, વિચિત્રતા–દિવ્યતા–કઠિનતા આવવાનુ કઇ સ્પષ્ટીકરણ કે સમાધાન કરવું કઠિન લાગે છે ખરેખર! મ્હારી લઘુતાજ આપને લાગશે–પરતુ પ્રભુમા, આવી ઉચ્ચભક્તિથી પણ પ્રસન્ન ન થવાનુ કાઠિન્ય કયાથી આવ્યુ હશે? કવચિત્ તે નિશ્વાસ નાખે છે ત્યારે જાણે તે સમાવવા બ્રહ્માંડ ન્હાનુ પડે છે! એમના દુખથી, આશ્રમનો ઉપવનનો તમામ આનદ જાણે અદશ્ય થઇ ગયો છે

ધર્મલક્ષ્મી—અરે મ્હારી બહુ ભોલી, સુમતી! ધન્ય છે તારી ભદ્રબાલા પ્રત્યેની ભક્તિને! મૃત્યુ લોક ઉપર શરીરની સાથેજ પરિતાપ હોય છે એ તુ નથી જાણતી? વિશ્નુપ્રસાદજીની સાથેજ મનહરને ગોળી વાગી એ વૃતાન્ત તો નિર્મળા દેવીના પિતા જવાલાપ્રસાદજીએ અમને એક બાળકની પેઠે આર્તસ્વરે રૂદન કરતા તેમના જર્જરીભૂત દેહને તેથી થતા કલેશને ન ગણકારતા કહી સભળાવ્યુ હતુ તે પ્રસગથીજ તેમની વ્યાધી વધી પડી અને તેમણે દેહાત કર્યો પાતજલીએ ભદ્રબાલાને મનહરની સાથે લગ્નથી જોડવા નિર્ણય કર્યો હતો—અને વિધાતાએ પણ એમજ નિર્માણ કર્યુ હોય તો ઉત્તમ! મનહર કોઇ ગાફલ યુવક નથી-વિશ્નુપ્રસાદજીની રક્ષા તળે એનો વાળ વાકો થનાર ન હોય! અને વચમા સમય જાય તેથી તો શુ? ધૈર્યનો પાઠ શીખવામાં મ્હારી ભદ્રબાલા શુ નિષ્ફળ થવા જાય છે? મ્હારા પ્રાણથી અધિક આ જો મારી નિર્મળા દેવી! લક્ષ્મીપ્રસાદ અમેરિકામાં

છે એને પણ અમેરિકા જવાનુ હતુ–પણ નાતમા સમાધાન થઇ ગયું અને તે પછી લક્ષ્મીપ્રસાદ ટુક મુદતમા પાછો ફરમાનો છે. એની બ્હેન ગગા વિધવા થઇ એ જો કે નામનીજ વિધવા હતી એને વિધવાશ્રમમા મૂકી છે બે માસથી લક્ષ્મીપ્રસાદનો પત્ર નથી. કુજવિહારી અને મધુસુદનને બાવા પકડી ગયા છે મુર્છાવશ જેવી સ્થિતિમા છોકરાના પિતા પડી રહેલા જોઇએ છીએ ! બધી દિશામા પ્રયત્નો કરવા છતાં આશામા જીવન ધારણ કરી રહ્યા છીએ ! આ રીત્યે, જગતની દષ્ટિએ સપૂર્ણ સુખી ગણાતા એવા–અમારી જો આ વાસ્તવીક સ્થિતિ ! ધૈર્ય ગખતાં શીખો ! સતત પ્રયત્નોમાં રહો ! રડયે દુ ખ ઓછુ નથી થતુ ! ઇશ્વર ઉપર દઢ ભક્તિ. રાખી પ્રયત્નવાન બનવાથી તે ઓછુ ન થાય તોપણ તેની અસર ઓછી થવા જાય છે. આ મ્હારી ગુણિયલ નિર્મળાનો દાખલો લો ! ભદ્રબાલાનીજ તે સહચરી છે પરતુ દુ ખ ઓછુ કરવા તેના પ્રયત્નો અમને મુગ્ધ બનાવી મૂકે છે ! અમારી ઉમર–અમારો અનુભવ–અમારૂ શિક્ષણ–એના ઉત્તમ ચારિત્ર્યવાન જીવન આગળ આવી પડેલા દુ ખને માટે સલાહની–ઉપાયની ભિક્ષા માગી રહ્યુ છે.

સુમતી—એકાદ પખવાડીયા માટે નિર્મળા દેવી અમારો આશ્રમ પાવન ન કરી શકે ?

ધર્મલક્ષ્મી—એને એક ક્ષણભર મ્હેં મ્હારા નેત્રથી બાહેર રાખી નથી મ્હારા કુટુંબનો એ પ્રાણ છે તથાપિ ભદ્રબાલાના શાન્તવન માટે હુ શુ ન કરૂ ? ભલે, બેટા ! નિર્મળા દેવી ! જરૂર પડતા પરિજનો સાથે તમે એકાદ અઠવાડીયુ ત્યા ગાળો ! અત્યંત દુઃખમા મ્હને તમારી ગેરહાજરીના દુ ખનો ઉમેરો થશે, પરતુ તમારી સખી ભદ્રબાલાનુ તેથી કદાચ્ શાત્વન થાય

તુર્તજ છ સ્રી પરિજનો અને ચાર ગુમાસ્તાને સાથે રહેવાની આજ્ઞા અપાઇ. સાહિત્ય સહાયકને બોલાવવામા આવ્યો છાપાઓમાં એવા મતલબની જાહેરાતો આપવા આજ્ઞા થઇ કે —"પાતંજલી આશ્રમમા અમુક દિવસે વિદ્વાનોની અમુક આલેહા વિષય ઉપર ચર્ચા થવાની છે" કેટલાક તબુ, સંખ્યાબંધ ચક–બાંકડા–પતરાં વગેરેની, એકાદ છાવણી નાંખવાની હોય તેટલો સામાન સાથે રાખવા યોજના થઇ. આજ્ઞાના પ્રયોજનમા ઉતરવાનો કોઇને અધિકાર ન હતો, જે આજ્ઞા થાય તે શિરોધાર્ય કરવાનેજ નોકરો–મદદગારોને ટેવાવવામા આવ્યા હતા. આશરે બે કલાકમાં નિર્મળા તૈયાર થઇ મોટર તૈયાર કરવા હુકમ

અપાયો અને તે પછીના એક કલાકમા તો નિર્મળા અને સુમતીને લઈને, પાતજલીના આશ્રમમા ભુ ભુ કરતી મોટર આવી ઉભી ! સાજના ચારેક વાગ્યાનો સમય હતો પચાસેક સ્ત્રી મડળ એકઠુ થઈ ધીમતી પુસ્તક વાચતી હતી તે સાભળતુ હતુ સ્ફટીકની મૂર્તિ સમાન ભદ્રબાલા નજીકના આસન ઉપર બેઠી હતી. મોટરે સૌનુ ધ્યાન ખેચ્યુ જાણે ઉડીને ભદ્રબાલા ઘણે દિવસે નિર્મળાને ભેટી ! સ્ત્રીશાળાનુ સત્કારમડળમા આપો આપ રૂપાન્તર થઈ ગયુ

લક્ષ્મીપ્રસાદનુ અમેરિકા જેટલે છેટે, માન જ્ઞાતિની વિટંબનાને લીધ જવુ, ત્યા ઉદ્યોગના સાધનો હીંદમા લાવવાના તેના પ્રયાસોમા રોકાઈ પડવુ, અને તેને લીધે નિર્મળાનુ હીંદમા રોકાઇ રહેવુ એ પ્રસિદ્ધ વાત થઇ પડી હતી, સ્ત્રી ઉન્નતિ માટે પ્રયત્નશીલ સ્ત્રીઓનો ચિંતાનો વિષય થઈ પડી હતી, એવામાં અને અહીં લાવવાનું સાહસ સુમતીએ શી રીત્યે ખેડયુ એ જોઇ સ્ત્રીમડળ ઘડીભર આશ્ચર્યચકિત થયુ પરતુ સુમતી "લબજીભ્હા" માટે કશું અશક્ય નથી એમ વાતો ચાલવા માડી ભદ્રબાલાની મુખાકૃતિમા માત્ર નિર્મળાની હાજરીથીજ વગર આપ્યો દિલાસો મળ્યો ! અવિચ્છિન્ન શાતિ પ્રસરી રહી. થોડોકજ વખત પહેલાંની ચિંતાની ઘડીઓ જાણે એકાએક પર્વરૂપ બની ગઇ

નિર્મળાના પરિજનોતો બતાવેલી આજ્ઞાઓ ઉઠાવવામા આશ્રમનાજ માણસો હોય તેમ ઉદ્યોગી બની રહ્યા તણુઓ માટે જગો મુકરર કરી બે દિવસમા ઉભો થઇ શકે એવો એક મડપ તૈયાર કરાવવા યોજના કરી, અને તેની નજીક સ્ત્રીઓ માટે એક ચોરસ ન્હાનો ઇલાયદો મડપ ઉભો કરાવવા ઠરાવ્યુ. પુરૂષવર્ગ માટે આશરે ચારસે માણુસો બેસી શકે તેવો ચોરસ મંડપ હતો—અને તેના છેડા ઉપર એક ચોરસાની બાજુમાંજ બીજુ ચોરસું મૂકેલુ હોય તેમ આશરે દોઢસો બસો સ્ત્રીઓ માટેનો બીજો મડપ હતો સ્ત્રીઓના મડપને ચકના પડદાથી બાજુએથી આચ્છાદિત કરવામા આવ્યો હતો જેથી કોઇ સ્ત્રીને પુરૂષોની સભામાં હાજર થવામા સંકોચ હોય તો તે ન પડે અને દરેક સ્ત્રી, પુરૂષોની સભામા થતુ કામકાજ સંપૂર્ણ જોઇ સાભળી શકે. સાથે રાખેલા સહસ્ર દીપકોની રોશની આપનારા દીવા યોજી દેવા ગોઠવણ કરી.

આશરે બે અઢી કલાકનો સમય બેઉ સખીઓએ અપૂર્વ આનંદ સાથે વાર્તાલાપમા-હૃદયના ઉભરા કહાડવામા ગાળ્યા બહાર આવતાજ ભદ્રબાલાએ શુ જોયુ? પરિજનોના કોલાહલથી, ઉભા કરેલા તબુઓથી, મંડપ માટે તૈયારી કરતા કારીગરોથી, "કપાસથી કાપડ" ગામના કુતુહલપૂર્વક મદદ કરતા તમામ માણસોથી, અત્યંત પ્રકાશવાળા દીપકોથી, આશ્રમનુ રૂપાન્તર થઇ ગયુ હતુ ! નિર્મળાદેવીએ ભદ્રબાલાની માનસિક સ્થિતિ કંઇક ઉદ્યોગી પ્રવૃત્તિમા રાખવા માટેજ આ કરેલા પ્રયોગ માટે નાણાંની છૂટ મૂકી હતી એક સખીના માનસિક દર્દના ઉપચાર માટે ભાગ્યેજ દુનિયામા કોઇએ દ્રવ્યનો આવી રીતથે સુવ્યય કર્યો હશે !

નિર્મળા—ભદ્રબાલા-અનેસરયુને, ભાર્તવર્ષના ઉદ્ધારને માટે, જે ઉત્તમ ધાર્મિક શિક્ષણની અગત્ય સર્વાનુમતે સ્વીકારી શકાય-જે ઉત્તમોત્તમ શિક્ષણથી આર્ય સંસારનું તિમિર નષ્ટ કરી પુનરપિ આર્યોદ્ધારના પાયા નાખનારા સ્ત્રી રત્નો બને, એ શિક્ષણ મળેલુ હતું એટલે કમનસીબે કદાચ મનહરના પુનરપિ દર્શન ભદ્રબાલાને હવે ન થવા પામે તો તેણીએ શો માર્ગ ગ્રહણ કરવો એ બાબતમા તેમની વાતચીત દરમ્યાન બેઉમા ઝાઝો મતભેદ ન પડયો એક વખત અમુક પતીને હૃદયમાં સ્થાન આપ્યા પછી, એક આર્યસ્ત્રી, બીજા કોઇ પુરૂષના સ્નેહને હૃદયમા સ્થાન આપી શકતી નથી આર્ય સ્ત્રીઓનો આ ધર્મ આર્યસ્ત્રીઓજ સારી રીતથે સમજી શકે છે-અન્ય પ્રજાને ગળે આ વાત સહજમા ઉતરે તેવી નથી અન્ય પ્રજાઓમા કોઇ સ્થળે, આર્યસંસારની નીતિએ, મનુષ્યના સામાન્ય ધર્મના ક્ષેત્રમા જે ઉચ્ચસ્થાન લીધેલું જોવામા આવે છે તે લીધેલુ જણાતુ નથી અપવાદ તરિકે તો સંખ્યાબંધ સ્ત્રીઓ અન્ય પ્રજાઓમા પણ હૃદયના કબજાનો ઇજારો એકજ પુરૂષનો સ્વીકારતી હોવી જોઇએ. કદાચ્ આર્યસ્ત્રીઓના જેવોજ આત્મભોગ આપતી હોવી જોઇએ. પરંતુ, ફરજ પાડવાના દાખલા બાદ કરતા, કેવળ પતીપરાયણતાનો ધર્મ સ્વીકારી, આર્યસ્ત્રીઓએ-ખાસ કરીને ક્ષત્રાણીઓએ, દેહમાં પ્રાણ છતા પતીના મૃત દેહ સાથે ચિતામા ભસ્મીભૂત થવાના બનાવો, હીંદુ ધર્મના ગૌરવમાં આનંદ માનનારને, આર્ય સંસારની ઉચ્ચતાનું અભિમાન ધરાવનારને, હર્ષથી રોમાંચ ખડાં કરે છે !

નિર્મળા, ભદ્રબાળા અને સરયુએ સંપૂર્ણ નીતિ શિક્ષણમાં શિખરે સ્થિતિ પ્રાપ્ત કરી હતી. દેવી ધર્મ લક્ષ્મી એ ત્રણેના નામથી મગરૂર રહેતાં તેમાં એ ત્રણમ થી નિર્મળાદેવી તો તેમની પુત્રવધુ થઇ હતી આથી ધર્મલક્ષ્મી પોતાને ભાગ્યશાળી માનતા અને નિર્મળા પોતે આ કુટુંબમા જોડાવાથી મગરૂર બનતી નિર્મળાએ ભદ્રબાલાનુ હૃદય બારીકાથી તપાસ્યુ અને મનહરનો સબંધ થવો અશકય થઇ પડે તો ભદ્રબાલાએ સ્ત્રી ઉન્નતિના કાર્યમા જીવન અર્પણ કરવાના સિદ્ધાતને તેણીએ સહાનુભૂતિ આપી

મંડપ વગેરેની યોજના જોવા ભદ્રબાળા અને નિર્મળા રોકાયાં હતા તેવામા ભક્તિપુરાથી ટપાલ લઇને એક પરિજન ઘોડા ઉપર આવ્યો લક્ષ્મીપ્રસાદના પત્ર માટે બધી ટપાલ નિર્મળાએ ફેંદી જોઇ, પણ તેમા તે ન માલમ પડયો. સંખ્યાબંધ વિદ્વાનો ચર્ચામા ભાગ લેવા આવનાર હતા તેમના સંમતિના પત્રો આવતા જાય તેમ તેની યાદી બનાવવા માટે સાહિત્ય સહાયકને આપી

પત્રકારોને, ઉછરતા ગ્રંથકારોને, વિદ્વાનો કવીઓને ઉત્તેજન આપવામા નિર્મળાનો હાથ છૂટો હતો પોતે વિદુષી હોવાથી મહત્વના સાંસારિક પ્રશ્નોમા રસપૂર્વક ભાગ લેતી. હરકોઇ વિષય ઉપર એની વાગધારા ચાલે તે વખતે સામાન્ય જનસમુહ તો શુ પણ વિદ્વાનો ચકિત થતા એનુ નામ અમુક સભા વખતે હાજર થવામા જાહેરમા આવે એટલે જનસમુહ તે સભામા ખેંચાતો સ્ત્રીઓને લગતી બાબતોની ચર્ચામા, સ્ત્રીઓના સમુહમા તે ધારેલી જાદુઇ અસર ઉપજાવી શકતી

જે વિદ્વાનો આ ચર્ચામા ભાગ લેવા આવે તેમને આશ્રમ સુધી આવી પ્હોંચવામા, તેમના ઉતારા માટે સગવડો કરવામા, તેમને માટે ખાનપાનાદિ વ્યવસ્થા કરવામા, ઉત્તમ યોજના રાખી હતી, એટલી બધી ઉદારતાથી તેમની સગવડો માટે ખર્ચ રાખવામા આવ્યુ હતુ કે તે સ્થળે એકત્ર થતા વિદ્વાનોના મુખમાથી હર્ષના ઉદ્દગારો નીકળે ચોથે દિવસથી કેટલાક આવવા લાગ્યા અને સાતમે દિવસે એકત્ર થયેલા વિદ્વાનોની સંખ્યા ૨૫૦ ની છે અને સ્ત્રીઓની ૧૫૦ ની છે, એમને નિર્માણ કરેલે સ્થળે જૂદા જૂદા તબુંઓમાં ઉતારા અપાયા છે. સ્ત્રીઓને

શિવાલય નજીકના મકાનમા ઉતાર અપાયા છે એ હકીકત સાહિત્ય સેવકે આવી નિવેદન કરી.

આઠમે દિવસે ભોજન પછી બપોરે મંડપમાં તમામ એકત્ર થયા પુરૂષો માટેના મંડપમા સ્રીઓનો પણ સમાસ થાય તેમ હતુ. કારણકે તેમા ૪૦૦ માણસો બેસે એટલી જગો હતી અને કોઈ સ્રીને પડદામાં બેસવા જેવું ન જણાયુ એટલે સ્રી પુરૂષો એકજ મંડપમા સમાઇ શકયા. તુર્તજ નિર્મળાએ જાહેર કર્યું કે'—હાજર રહેલા વિદ્વાન ભાઇઓ અને વિદુષી બ્હેનો તરફથી, આજની ચર્ચામા ભાગ લેવાને માટે ૫૧ નામ આવ્યાં છે તેમા ચાળીશ પુરૂષોનાં છે અને ૧૧ સ્રીઓના છે. ચર્ચાનો વિષય "આપણી આર્ય સ્રીઓની ઉન્નતિ શામા છે ?" એ રાખ્યો છે બોલવાનો વખત્ પાચ મીનિટનો રાખવો પડયો છે તેમા સૌથી શ્રેષ્ટ રીત્યે ઉતીર્ણ થનાર ને રૂ. ૧૦૦૦ એક હજાર પારિતોષક રાખ્યું છે અને બાકીના વીશ ઇનામ ન્હાના છે આપ સૌની વિદ્વત્તાની પ્રસાદિને માટે આ મંડળ એકત્ર થયુ છે છતાં તમામ ઇનામના નિર્ણય ઉપર આવવા હકદારો છે, એટલે કે તે સૌને સૌથી પ્રથમના ઇનામને માટે અકેકો મત આપવા અધિકાર છે જગતને તો સંતુષ્ટ નથી કરી શકાતું તથાપિ હાજર બન્ધુઓ અને ભગિનીઓમાથી મ્હોટો ભાગ સંતુષ્ટ થવા પામે તેના ઉપર નિર્ણયો અવલબી રહેશે

વકતા પીઠ ઉપર આવી એક પછી એક બોલવાનુ શરૂ થયુ પ્રથમ સૌથી ઉતાવળીઆ એક પ્રસિદ્ધ પુરાણી ઉભા થયા અને સ્રીઓની ઉન્નતિ માત્ર આચાર વિચારનું પ્રતિપાલન કરવામાં, વૃત ઉપવાસ વગેરે પ્રયોગો સેવી પૂણ્ય ઉપાજન કરવામાં છે એ મતલબનુ કહ્યુ અલબત્ વિદ્વાન વર્ગનો કેટલોક ભાગ દાત અને જીભ ન દેખાડતા માત્ર જાણે આખથી એ તરફ કંઇક હસતા જોવામાં આવ્યા એમને લાગ્યુ કે જે વખતે ભાર્તવર્ષમા અનેક સ્રીઓ દુ ખમાં સબડી પશુવત્ જીવન ગાળી રહેલી છે—સોમા એક સ્રી કેળવાયલી નથી—ત્યા પુરાણીએ કંઇક વિશેષ ઉપયોગી વાત કરી હત તો ઠીક પરંતુ પુરાણીની વૃદ્ધાવસ્થાએ સૌનુ ધ્યાન ખેચ્યુ.

તે પછી ઉપરોકત પુરાણીના જાણે પ્રતિસ્પર્ધિ તરિકે એવા જ ત્રણ કાળી મૂછોવાળા પુરાણીઓ ઉભા થયા, અને પ્રથમ

બોલનારના, સ્ત્રીઓને પાળવાના આચાર વિચારનો વધારે સ્ફોટ કરી, પોતાનો એકડો ખરો કરવા કટિબદ્ધ થયા જણાતા તેમને સ્ત્રી અને પુરૂષોએ તાળીઓના ચાલુ અવાજ કરી બોલવાજ ન દીધા ! એ વાત ત્યાથી પતી તે પછી સનાતન ધર્માવલબી સસ્કૃત પાઠશાળાના એક અધ્યાપકે બોલવુ શરૂ કર્યુ અને સસ્કૃત શ્લોકોની ફુલગુથણી સાથે સ્ત્રીઓની ઉન્નતિ સપૂર્ણ નીતિમા છે એ વગેરે કહી શ્રોતાઓનુ ઠીક ધ્યાન ખેચ્યુ. એ વિષયને અનુમોદન આપનારા દસેક નીકળ્યા અને સૌએ પોત પોતાની દિશામા ઘડીભર મડળની, આર્યનીતિના અભિમાનની તીક્ષ્ણ ધારોને સતેજ કરી તે પછી એક ઉછરતા કવિરાજે સ્ત્રીઓની ઉન્નતિ શિયળવ્રતના પ્રતિપાલનમા છે એ ઉપર ઉત્તમ કાવ્ય ગાઇ સભાને ડોલાવી ! ત્યારબાદ એક સુપ્રસિદ્ધ વક્તાએ સ્ત્રીઓની ઉન્નતિ કેળવણીમાજ છે અને નીતિ પણ કેળવણીથીજ પ્રાપ્ત થાય છે એ ઉપર અસરકારક વિવેચન કરી સભામાથી હર્ષનાદ મેળવ્યા એ વક્તાને અનુમોદન આપનારાની સખ્યા વધી પડી. અને કેળવણી ઉપર બોલનારમાથી ઉત્તમ વક્તાને પ્રથમ ઈનામ મળવા તરફ સભા દોલાયમાન થવા માડી ત્યાર બાદ જૂના વખતનો અનેક ભાષણો કરી શ્રોતાઓને પોતાના મતમા લેવાને જાણે ટેવાયલો લાગતો એક "સુધારાવાળો" ઉઠયો તેણે હાલની સ્ત્રીઓની અધમ દશાનુ ચિત્ર સહજ અતિશયોક્તિ સાથે ચીતરી બતાવ્યુ, અને તુર્તજ વિધવાઓની અધમાધમ સ્થિતિમા ઉતરી તેમના ઉપર કેટલાક પાદરીઓ તરફથી મૂકાતા આક્ષેપો તરફ સૌનુ ધ્યાન ખેચ્યુ નિરાધાર વિધવાઓની હ્રુદયને કપાવનારી લાચાર સ્થિતિ વીષે બોલતા તેના હ્રુદયના ભાવોએ તે વિષય સાથે તે તદાકાર થયેલ છે એમ બતાવ્યુ અને હમેશા ભાષણો-વાદ વિવાદ કરવાને ટેવાયલા આ ભાષણકારે કદાચ સ્ત્રીઓની હાજરીને લીધે પોતાના ધૈર્ય ઉપરનો કાબુ ગુમાવ્યો અને એક બાળકની પેઠે રડવા લાગ્યો ! તે એકલાનેજ એવી લાગણી થઇ એમ નહીં પરતુ મ્હોટા ભાગે સ્ત્રીઓમા અને લગભગ ઢુ ભાગ પુરૂષોમા એના તીક્ષ્ણ વચનોએ અસર કરવા માંડી પુગણીઓ-સનાતન ધર્માવલબીઓ-વગેરે કેટલાક તરફથી એ વિધવા વિવાહ ઉપર ઉતરી પડશે એ ભીતિને લીધે એને બેસારી દેવા માટે પ્રમુખ તરિકે ન્યાયાસને સ્વીકારાયલી

નિર્મળાને પ્રાર્થનાઓ થવા માડી. એટલે સ્ત્રી વર્ગમાથી "તેમને પૂરેપૂરૂ બોલવા દેવુ જોઇએ" એવા પોકારો થવા માડયા પુરાણીઓ અને તેમના પક્ષમા રહેનારાએ ચાલુ તાળીઓ ચલાવી કે જેથી આ સુધારાવાળાનુ કઈ સભળાવા ન પામે. પરતુ તેમા સ્ત્રીઓની લાગણી દુખાવાથી કોલાહલ મચી રહ્યો ચર્ચાના મધ્ય ભાગે આવી રીત્યે સભાનું નાવ ઝોકા ખાવા માડયુ સ્ત્રીઓમાથી જે ૧૧ બોલવાની હતી તેમનો મ્હોટો ભાગ આ ભાષણકારને અનુમોદનજ આપશે એમ સ્પષ્ટ જણાવા લાગ્યુ એટલામા તો નિર્મળાને એક પત્રિકા સ્ત્રીમડળમાથી મળી કે-આ ભાષણકારને બોલતો અટકાવવામા આવશે તો અમારા સ્વમાનની ખાતર અમે સ્ત્રીઓ અહીંથી ઉઠી ચાલી જઇશુ !-નિર્મળાએ પોતાને કફોડી સ્થિતિમા પડેલી જોઇ એટલે આ ચર્ચા હવે આવતે કાલ બપોરે બે વાગે ચાલશે એમ જાહેર કરી સભા બરખાસ્ત કરી દીધી !

મકાન ઉપર આવી, ભદ્રબાલા સાથે મસલત કરી, નિર્મળાએ પુરૂષ વર્ગમા એક જાહેર પત્રિકા ફેલાવી કે પુરૂષ વર્ગનો ગત્રે વાળુ કરવાનો સમય આઠથી દશ વાગતાનો રાખવામા આવ્યો છે અને સ્ત્રીઓમા એક બીજી જાહેરાત ફેલાવી કે આજના કોલાહલ ઉપર વિચાર ચલાવવા રાતના આઠથી દશ માત્ર સ્ત્રીઓનુજ મડળ મળશે પુરૂષોના ઉતારાને આશરે બે ફરલોંગનુ છેટુ હોવાને લીધે સ્ત્રીઓની ઇલાયદી સ્વતત્ર બેઠક કરી અવરોધ ન લાવતા શાતિથી સાભળવા ઉપદેશ આપવાનો નિમળાનો હેતુ હતો સ્ત્રીઓને માટે ન્હાનો મડપ ચકના પડદા સાથેનો ઇલાયદો ગખેલો હતો તે આ વખતે બહુ ઉપયોગમા આવ્યો નિર્મળા દેવીએ, આવતા કાલ ઠગવેલી બેઠક પહેલા, રાત્રિએ સ્ત્રીઓનેજ ઇલાયદી ચર્ચા ચલાવવાની તક આપવા યુક્તિ કરી છે એ વાત ચુપકાથી પુરૂષ મડળમા પ્રસરવા પામી ! પરિણામ એ આવ્યુ કે જયારે સ્ત્રીઓ તેમના માટેના મડપમા-જેમા સપૂર્ણ રોશની હતી તેમા દાખલ થઇ, એટલે તેની પાછળના પૂરૂષો માટેના મડળમા-જેમા અલબત્ અંધારૂ હતું તેમાં-પુરૂષોનો કેટલોક ભાગ, સ્ત્રીઓમા શું ચર્ચા ચાલે છે તે સારી રીત્યે જોઈ શકે તેવી રીત્યે મુગેમુગો ગોઠવાઇ ગયો !!

પોતાને સ્વતત્ર-ઇલાયદી બેઠકમાજ-બેઠેલી ધારતી સ્ત્રીઓમાંથી જે ૧૧ ને બોલવાનું હતુ તેમણે સ્વેચ્છાએ પોતાના બખાળા કહાડવા માંડયા પુરૂષ વર્ગમાથી, પોતાથી વધારે પડીતાઇવાળો

કોઇ પ્રતિસ્પર્ધી આ સ્થળે નથી એ વિચારે, એમની જીભમા ઠીક ઠીક વેગ વધારી મૂક્યો! અને કઇક અશે બોલવામા જરૂરની મર્યાદા માટે ચિંતા થવા લાગી આ બોલનારીઓએ અનુભવ-સિદ્ધ રજુ કરેલા સ્ત્રીઓના-ખાસ કરીને વિધવાઓના હૃદયને કપાવનારા કેટલાક દાખલા સાભળી, ઉચ્ચ શ્રેણીનુ નીતિશિક્ષણ પામેલી નિર્મળાને જીવનભરમા આજેજ આટલી ભ્રાંતિ લાગી! ગમે તેવી વિપત્તિની ઘડીઓમાં અડગ રહી શકે તેવા અ ત કરણ વાળી છતા, એને કપારી આવી હોય તો તે આજેજ! વર્તમાન પત્રોમાં કેટલાક દાખલા તો તે વાચતી પરતુ આવી રીતે પ્રત્યક્ષ દાખલા, જાતે બેનારીઓ તરફના સાભળી, પૃથ્વીમા સમાઇ જાય એવી એને શરમ લાગી! આર્યનીતિનુ આજે રૂપાન્તર થઇ ગયુ છે-ધાર્મિક કેળવણીના-સ્ત્રીઓની વાસ્તવીક ફરજોના શિક્ષણને અભાવે, આ સ્થિતિ થવા પામી છે, અન્ય પ્રજાઓના સસ્કારોએ પુરૂષો તેમજ સ્ત્રીઓમા પોતાનો પાસ બેસાર્યો છે એ જોઇ એના કુમળા મગજમા આઘાત થયો

આજ રાત્રિએ તો આ સ્ત્રી મ ડળે માની લીધેલા સ્વતત્ર વાતાવરણમા બોલનારીઓએ હીંદુઓમા વિધવાઓની ફુલરાઇ જતી સખ્યા, તેમની નિરાધાર સ્થિતિ, તેમના જીવન નિભાવવા માટે પુરતી સસ્થાઓનો અભાવ, હીંદુ સસારના દુખમય બ-ધનોથી તેમને નડતી મુશ્કેલીઓ, એમની વિપત્તિઓ પ્રત્યે જન-સમાજની બેદરકારી, તેમનામાંનો મ્હોટો ભાગ કેળવણી રહીત હોવાથી સ્વાશ્રયથી જીવન ગાળવાની તેમની અશક્તિ-એ વગેરે ઉપર ચર્ચા ચલાવી, વિધવા વિવાહને સ્ત્રીઓની ઉન્નતિ અને સમગ્ર દેશની ઉન્નતિ તરિકે રજુ કર્યો. કેટલીક મધ્યમ વિચાર-વાળીઓએ ઉચ્ચ જ્ઞાતિમા વિધવાઓના વિવાહનો નિષેધ બતાવ્યો પણ માત્ર અમુકજ વિધવાઓ વિવાહ કરી શકે એ ઉપર ચર્ચા કરી પુરૂષો અને સ્ત્રીઓના સમાન હકો-એટલે કે પરણવાની સખ્યાની બાબતમા-તો એટલા બધા જોસથી કેટલીકે વિચારો રજુ કર્યા કે એથી તે પુરૂષોને માત્ર ગાળોજ દેવાય છે કે તેમના વર્તન ઉપર ટીકા થાય છે તે કળવું મુશ્કેલ હતું

અગીયાર જણે પોતાના વિચારો જણાવ્યા પછી નિર્મળાએ તેજ વિચારો આવતા કાલ બપોરે પુરૂષો સાથેના મ ડળમાં બ-તાવવા આગ્રહ કર્યો તેમ કરવાની ઘણીકે સ્પષ્ટ ના પાડી તે ઉપરથી જાહેર અને ખાનગી જીવન પૃથક્ પૃથક્ રાખવાના વર્તન

ઉપર ટીકા થઇ. સ્ત્રીઓમા પણ મતભેદ પડયા પરંતુ મત લેવાતા પુરૂષો સાથેની સભામાં અહીં થયેલા સ્વતંત્ર વિચારો ન દર્શાવવામાંજ સ્ત્રીઓનું ગૌરવ છે એ મતવાળીઓની જીત થઇ. ભદ્રબાલાની લગ્નની બાબતમા સ્થિતિ જાણનારીઓ તરફથી તેને પોતાના મતમા લેવાની લાલસાએ તેના વિચારો બતાવવા આગ્રહ કરવામાં આવ્યો. વિરૂદ્ધ મતવાળીઓએ પણ ભદ્રબાલા બોલે એમ ઇચ્છા બતાવી નિર્મળા શ્રમિત થઇ હતી, રાત્રિનું મોડું થયુ હતુ. છતા સ્ત્રીઓના આગ્રહથી તેણીએ ભદ્રબાલાને આ શબ્દ યુદ્ધની પુર્ણાહુતિ કરવા વિનંતિ કરી. એટલે તેને પણ બોલવા કંઇક વૃત્તિ થઇ

ભદ્રબાલાએ પછી કહ્યુ તમે સૌએ મ્હને બોલાવવા આમંત્રણ કર્યું. એટલે મ્હારા વિચારો તમને ગ્રાહ્ય હોવા જોઇએ એ વિચારે હુ બોલવા ઉત્તેજીત થાઉં છુ; મ્હને એક પ્રકારે તમે પંચ તરીકે નીમી એમ હુ તમારા વર્તનથી માનું છુ એટલે વાજબી આશા રાખુ કે પંચના નિર્ણયનો તમે સ્વીકાર કરશો હુ કુમારી છુ તથાપિ વિવાહિતા છું વીધિપૂર્વકના વિવાહ નથી થયા પરંતુ માનસિક વિવાહ થઇ ગયા છે જેની સાથે મ્હારો એ રીતે માનસિક વિવાહ થયો કહું છુ તેમને ગોળી વાગેલી છે અને તેમનો પત્તોજ નથી કદાચ્ હુ તેમને જીવનભરમા જોવા ન પામું. પરંતુ મ્હારો સ્નેહ મ્હે તેમને અર્પણ કરેલો છે. મ્હારૂ હૃદય લગ્નપૂર્ણ ભાસે છે. મ્હારો ને તેમનો સ્નેહ દૈવી સ્નેહ છે આર્ય સ્ત્રીઓનો તેવોજ સ્નેહ હોઇ શકે છે દૈવી સ્નેહવાળાં દંપતિ જૂદા પડી શકતાંજ નથી એક સ્થુલ રૂપે જગતમા ફરતું હોય અને બીજુ સુક્ષ્મ રૂપે જીવલોકમા રહી બીજાને બનતી મદદ કરી શકે છે અને બેઉ સુક્ષ્મ રૂપે થતા પાછા મળે છે આ માન્યતામાં જો તમે ભાગીદાર થવા તમારા હૃદયને તત્પર કરો, જે વિરૂદ્ધના સંસ્કારોએ તમારામાં ગેરસમજે ઉત્પન્ન કરી છે તે ફેંકી દો-અસલ સ્વરૂપમાં આવો-તો આજની ઉહાપોહને સ્થાનજ કયાં છે? આજના જમાનાના વાતાવરણ બદલાયા છે-ખાનપાન બદલાયાં છે-એટલે સંગતિ દોષથીજ અને ખાનપાન જેની સુક્ષ્મ અસરો તમારા મનનું પોષણ કરી રહેલી છે, તે તમને આવુ અનુચિત ભાષણ કરાવી રહી છે તમે તમારા સ્વ-સ્વરૂપમા નથી આપણો જીવ જેમ ચામડાના કોથળામા કેદ પૂરાયલો છે, તેમ તમે વિદેશીય વાતાવરણ-અન્ય પ્રજાઓના

વિચારોથી પરિવૃત થયાને લીધે આ ચર્ચા લાવો છો. આર્ય સંસ્કૃતિ પુનરપિ પ્રાપ્ત કર્યે તમે આમ નહીં બોલો ! ખચિત માનજો ! શુષ્ક શિક્ષણે-ધાર્મિક શિક્ષણના અભાવે-તમારી આ મનોદશા કરી છે. મનોબળ વગરનીઓ આજકાલ સ્વેચ્છાએ પુનર્લગ્ન કરવા બાહેર પડે છે તેવી તમારી જાણમા હોય તેટલાની યાદી કરી તેમના સુખ દુઃખો તપાસ્યા છે? ન તપાસ્યાં હોય તો તેવીઓ સુખી કેટલી થઇ તેનુ પ્રમાણ કહાડજો ! મનોનિગ્રહની તો સધવાપણામાં પણ અતીવ અગત્ય રહે છે. એ અગત્યનો વિસ્તાર વિધવાવસ્થામા વધે છે મનોનિગ્રહ નથી તો તો તમે પશુ છો. સંયમે-મનોનિગ્રહે-બ્રહ્મચર્યેજ સ્ત્રી પુરૂષોને જગતમાં વિજય પ્રાપ્ત કરાવ્યો છે તમને પ્રભુએ કુદરતદ્વારા સંજ્ઞા કરી કે તમારે તેવી સ્થિતિમાં રહી જગત ઉપર ઉપકાર કરવામા જીવન ગાળવાનુ છે, તે પ્રભુની ભાષા ન સમજીને, તેની ઇચ્છા સામે તમે હુલ્લડ કરી રહ્યા છો? પ્રજોત્પત્તિનું કારણ રજુ કરશો તો તો ડાહ્યો માણસ તો તે નહીં સાભળે ! તેત્રીશ ક્રોડ ભિખારીઓમા તમે કેટલાક વધાર્યા તેથી દેશને તે તમે લાભ કર્યો કે ઉલટી હાની પહોંચાડી? તમે નહીં સમજી શકો ત્યાં સુધી પ્રજાના આગેવાનો તમારૂં જીવતર રહેવા લાયક બનાવવા ફાફાં મારશે અને ઉપરા ઉપરી વિધવાવિવાહની સુચનાઓ કરશે એ હું માનુ છુ, પરંતુ આર્ત સ્વરે પ્રભુને મ્હારી પ્રાર્થના છે કે સંપૂર્ણ ધાર્મિક શિક્ષણ સજ્જીત પૂર્વના દેવ દેવીઓ પુનરપિ હીંદમા જન્મ લઇ, અમારી આર્યનીતિનુ ખુન થતું અટકાવો !'

સભામા ચુપકી પસરી. ચુપેચુપ સ્ત્રીઓ વિદાય થવા માંડી. બીજે દિવસે ઇનામો વ્હેચાયા. પ્રથમના ઇનામના પણ ઉપસ્થિત થયેલા સંજોગોને લીધે ભાગલા પાડયા અને ચર્ચામાં ભાગ લેનાર ૫૧ જણને સંતોષ થયો આ ચર્ચાના સ્મારક નિમિત્તે નિર્મળા દેવીએ આ આશ્રમમાજ ધાર્મિક શિક્ષણ મળી શકે એવી સ્ત્રીઓની પાઠશાળા સ્થાપવા સુચના કરી અને પોતે તેના નિભાવ માટે યોજના ઘડી કહાડી બીજા દિવસની ટપાલમા અમેરિકાથી લક્ષ્મીપ્રસાદનો થોડા વખતમા હીંદમાં પાછા ફરવા મતલબનો પત્ર મળ્યો નિર્મળાએ હવે જવા રજા માગી બ્રહ્મબાલાએ બહુ ઉપકાર માન્યો અને પાછા આવવા આગ્રહ કર્યો સ્ત્રી પાઠશાળાને અંગે હવે આવવું થશેજ એમ કહેતી તે વિદાય થઇ

# પ્રકરણ ૧૯ મું.

## વીરપૂજા.

"હનુમત બંકા,
તોડી ગઢ લંકા;
જય ! જય ! હનુમાન,
વીર બંકા–"

આજે અસાડ માસની શુક્લ પક્ષની પંચમી હતી રાત્રિના આઠેક વાગ્યા છતાં ચંદ્રનો કંઇ પ્રકાશ માલમ પડતો નહતો; કારણ આકાશ વાદળાથી ઘમઘોર છવાઇ રહ્યુ હતુ. વખતો વખત વીજળીના ચમકારા થઇ આભમાં લાંબા લીસોટા થઈ તુર્ત મ્હોટો ગગનભેદી ગડગડાટ સંભળાતો

આવે સમયે એક મુસાફર દક્ષિણગુજરાતના એક નદી નજીકના મ્હોટા વાઘામા થઇ ચાલ્યો આવે છે. થોડીકવારમાં વરસાદના છાંટા પડવા માંડયા મુસાફર પાસેની ફેનની કથા ભીંજાવા લાગી આ વર્ષમા આજે વરસાદ સૌથી પહેલવહેલો શરૂ થયો હતો, અને તે જોતજોતામાં વધી પડયો મુસાફર પાસેની છત્રી ઉઘડી શકી નહી અને અંધાગમા તેનુ કારણ ખરોખર સમજાઇ શકયુ નહી અંધારાને લીધે રસ્તો પૂરો જોઇ શકાતો ન હતો, એટલે આ મુસાફર વીજળી થાય તેટલા વખતના પ્રકાશમાં થોડે દૂર રસ્તો જોઈ આગળ વધતો શરીરે તે મજબૂત હતો, અને કપડા સારી રીતયે પહેરેલા હતા, ઉપર કામળ ઓઢી લીધી હતી, પરંતુ વરસાદ જોતજોતામા પૂર જોસમા જામી જવાથી બધા કપડા પલળવા લાગ્યા, તેને મનથી આ કાંઇ મુસીબત લાગતી નહતી–તેના મનની નિડરતા નિસીમ જણાતી હતી તેનું મન અંદરની ઉપાધીમા વિશેષ રોકાયુ હતુ. તેને નજીકના હજુ ત્રણેક માઇલ છેટે રેલવેના સ્ટેશને જવાનુ હતુ અને સવારે નવ વાગતે ગાડીમાં બેસવાનું હતું. થોડીવારે તેને માલમ પડયું કે–વિચાર તરંગમા તે રસ્તો ભૂલ્યો છે ! તે એકદમ થોભ્યો. આમતેમ રસ્તો જોવા લાગ્યો. પરંતુ ઘોર અંધકારનો અમલ પુરો જામેલો હતો વીજળી પણ સહજ કમી થઇ હતી. ને વર-

સાદ ધોધબંધ પડવા લાગ્યો હતો "પરમાત્મા સર્વત્ર છે ને અહીં પણ છે" એ વિચારે તે રસ્તો હાથ આવશે એમ ધારી ચાલતો હતો. પણ તુર્તજ તેને લાગ્યુ કે, નવા આવતા વરસાદથી વાઘામાં ચાલી આવેલા પ્રવાહના ઢીંચણપૂર પાણીમા તે આ વખતે ચાલતો હતો અને પળેપળ પાણી વધતુ લાગતુ હતુ સખ્ત વરસાદને લીધે, કદાચ્ આ કોતરમા બીજા નજીકના વાઘાનુ પાણી તણાઇ આવી પુર આવે એ વિચારે એક મ્હોટી ફાટ ઉપરથી તે કોતરની ઉપર ચઢવાનો તેણે વિચાર કર્યો થોડાક ડગલા એ કોતર ઉપર ચઢયો એટલામાં વિજળીના પ્રકાશમા એક પાડા જેવડુ મ્હોટુ જાનવર પકડી લઇ જતુ એક વિકાળ હિંસક પ્રાણી તેણે જોયુ ! બીજી વખતની વિજળીના પ્રકાશે તેણે પૂરી રીત્યે જોયું કે વાઘ ? ઓ પ્રભુ ? હવે ? પરમાત્મા ઉપર અગાધ શ્રદ્ધા અને તે સાથે હૃદયની નિડરતા એની તમે શુ કીમત આકી શકો તેમ છો ? જરાક ધીરે પગલે, પણ મક્કમ ત્વરાથી તેણે છેટે છેટે કોતર ઉપરજ જવુ શરૂ રાખ્યુ. એટલામા કોતર ઉપરના ભાગમાં પ્રકાશ જણાયો, અને તેમાં એક માણુસની આકૃતિ જેવુ પણ જણાયુ ! ત્રણ ચાર મિનિટ એને આ ભયંકર મુસાફરી કરવી પડી હશે પણ તે ત્રણ ચાર મિનિટમાંજ જીંદગીમાં મ્હોટા ભાગ જેટલી શ્રદ્ધા સાથેની પ્રાર્થના તેણે આજે કરી ! ઉપર આવતાજ મનુષ્યની આકૃતિ જાણે ગુમ થઇ ! કદાચ તે તેની ભ્રમણા હશે એમ તેણે ધાર્યું. પરંતુ ઉપર આવ્યા પછી કંઇ ટાઢથી કંઇ ભયથી તેના ગાત્ર કાંપવા લાગ્યા છતાં તેણે પેલા વાઘથી થોડે દૂર જવાય તો ઠીક એમ ધારી ઉતાવળે ચાલવા માડયુ ચાલતા ચાલતા કોતરના ઉંડાણુ તરફ સીંહાવલોકન કરતા તેણે જોયુ કે બે ઉંચી નાળીયેરી એક ઉપર બીજી મુકીએ તેવા ઉંડાણવાળું વાઘુ તેણે પસાર કર્યું હતુ

ચારસે ડગલાંના જેટલુ તે ચાલ્યો હશે એટલામાં આ પ્રકરણને મથાળે ટાંકેલા પદનો અવાજ તેને કાને આવ્યો ! આથી તેને બહુ ધૈર્ય આવ્યુ. અને હૃદયના ઉંડાણુમાથી કરેલ સ્તુતિ પરમાત્મા તુર્ત સ્વીકારે છે એની એક વખત વિશેષ પ્રતિતિ મળી અવાજ તરફ તે આકર્ષાયો. વિજળીના પ્રકાશમાં તેણે હજુ થોડેક છેટે એક જીર્ણ દેવાલય જોયું આ વખતે વરસાદ બંધ પડવા આવ્યો હતો. દેવાલયની નજીક આવ્યો એટલે એણે જોયું

કે તેને ફરતો એક વિશાળ પણ જીર્ણ થઇ ગયેલો કોટ છે અ-
દર દાખલ થતાજ એક વૃદ્ધ સાધુએ કહ્યુ —

"આવો, રામ, અત્યારે કયાથી ?"

"મહારાજ! હુ એક ભૂલો પડેલો મુસાફર છુ-"

"અરે રામ, રામ, સસારમાં તેમજ જગલમા ભૂલા પડેલા મુસાફરોનોજ આ આશ્રમ છે. તમે પ્રથમ કપડા ઉતારી નીચોવો, આ ભઠ્ઠી પાસે બેસો, જરા તાપો આ મકાનમા નળીયાં હમણા જ નવેસગ્થી ગોઠવેલા છે એટલે વરસાદનુ એક ટીપું અહીં નહીં પડે. બેસો, નિરાતે બેસો. કેમ કાપો છો? ટાઢથી, નહી? ભુખ્યા હશો નહીં વારૂ? આ કથાને ઉઝરડો કયા ભરાયો?" માથે હાથ મૂકતો આ વયોવૃદ્ધ સાધુ અત્યત મમતાથી પૂછવા લાગ્યો

"અરે મહારાજ! ભયાનક અરણ્યમા એક ભૂલા પડેલા મુસાફર પ્રત્યે, સત્ય યુગનું સ્મરણ કરાવતુ આપનુ સ્વાગત જોઇ ઘણુ દુખ ભૂલી જવાય છે—'

"અરે, રામ, રામ, બેસો, બેસો આ તમારાં કપડા નીચો-વાને આ વાસ ઉપર સૂકવો. વરસાદ થોડીવાર પણ મુશળધાર વરસ્યો છે વરસ સુધરશે! સમજયા!

'અશાડ સુદિ પચમી,
જો ઝબુકે બીજ,
ઘગણાં ગાઠા વેચી પણ,
રાખો બળદને બીજ-"

અનાજના ભાવ સવાગ્માથી ઘટવા માડશે એમ કહી મહારાજે ભઠ્ઠીમા થોડાક લાકડાના કકડા મુકી દેવતા મળગાવ્યો મદિરના જેટલા વર્ષો જાણે મહારાજને થયા હોય તેમ સુચવતી લાબી રૂપેરી દાઢી ને ભમર જોઇ, તેમ આટલી ઉમરે સાચવેલા યુવાવસ્થાનાં ચિન્હો જોઇ મુસાફરને મહારાજ ઉપર બહુ ભક્તિ-ભાવ ઉત્પન્ન થયો, ને તે બોલ્યો—

"મહારાજશ્રી! આપ અહી એકલા છો? સેવામા શીષ્ય પણ નથી? ને આ ભયકર જગલ-"

મહારાજ—અરે રામ, રામ, ભાઇ! વિશ્વંભર સર્વત્ર નથી? અહીં કુંજબિહારી શ્રીકૃષ્ણચદ્ર પ્રભોની મૂર્તિ છે એટલે ગોકુળ અહીજ છે. વળી શ્રીરામચદ્ર દેવકી જે! રામ નામ ભવતારણ મત્ર છે તેના નામ સ્મરણથી જંગલમા રામરાજ્ય થઇ જાય છે. વળી શ્રી બજરગ બલી જેવો પ્રથમ

શ્રણીનો વીર યોદ્ધો અહી દ્વારપાલ રૂપે બિરાજે છે ! હાલમા તો યોદ્ધાઓએ બહુ થયા એટલે તમે એમના સ્મારકો કરવા લોકો મડી પડયા છે. રખેને એમના નામ ભૂલાઈ જવાય ? પણ આ ધર્મ યોદ્ધાએ નીતિના પક્ષમા રહી હજારો વર્ષપર કરેલા પરાક્રમોના તેજની છાપ પ્રજાના હૃદયમા એવી સજજડ પડેલી છે કે જયા સુધી સૂર્ય ચદ્ર તપ્યા કરશે, જયાં સુધી પતિતને પાવન કરનારી ભગવતી ભાગીરથી ગગા વહ્યા કરશે—જયાં સુધી ભગવાન્[1] મહેશ્વર દેવરૂપે પૂજાયા કરશે, જયા સુધી જગતમાં વેદ પ્રવર્તશે ત્યા સુધી વિના પ્રયાસે, પ્રાત કાળમા લોકો પોતાના જીવનને ઉચ્ચતર બનાવવા તેનુ સ્મરણ કરવાના વાહ હનુમન ! વાહ સ્વામિભક્ત ! વાહ બજરગ ! ધન્ય ધન્ય અજનો પુત્ર ! અરે, આવ મ્હારા એકતારા—"

"હનુમત બકા તોડી ગઢ લકા,
જય જય હનુમાન વીર બકા—"

એક બાળક જેટલા આનદપૂર્વક મહારાજે એકતારો હાથમા લેઇ ગાવા માડયુ એ વખતે એની મુખાકૃતિ ઉપર અનુપમ આનદ છવાઇ રહ્યો હનુમાનની મૂર્તિ આગળ જઇ ધ્યાન ધરીને ફરી ફરીને એને નિહાળી તે પછી તેણે વિના પ્રયોજન પણ હાસ્ય કર્યું પછી પાછો આવી મુસાફરને પૂછવા લાગ્યો— "કહો, હવે તમારે શુ જોઇએ ?"

"મહારાજ, મે આપને કહ્યુ કે આપના સ્વાગતે કઇ બાકી રાખ્યુ નથી આપની ભક્તિ અને આપનુ આનદી જીવન જોઈ હુ પાવન થયો "

"અરે, રામ, ગમ, તમે બહુ ભાવિક લાગો છો વારૂ લો આ હનુમાનજી આગળ ધરાવેલ થાળની પ્રસાદિ છે તેમાથી યથેચ્છ લઇ ક્ષુધા શાતિ કરી પછી બેસો "

મુસાફરને લાગ્યુ કે—મહારાજ પાસે કોઇ નથી જીર્ણ દેવાલયમા, અધારામા, નિર્જન જગલમા, કાળી રાત્રીએ, મિષ્ટાન્ન સમેતનો થાલ મહારાજ જાદુથી લાવ્યા હશે કે ? પણ મહારાજે કહ્યુ—"આશ્ચર્ય પામવાનુ કઇ કારણ નથી આજે કેટલુંક બ્રાહ્મણ

---

[1] યાવદ્ ભાગીરથી ગગા, યાવદ્દેવો મહેશ્વર
યાવદ્વેદા પ્રવર્તન્તે તાવત્ત્વં વિજયોભવ
એ સુપ્રસિદ્ધ શ્લોકનુ અનુસરણ

ભક્તમંડળ ઉજાણીએ આવ્યુ હતુ તેમણે કરેલ થાળની આ પ્રસાદિ છે "

" મહારાજ, આપને કેટલા વર્ષ થયા હશે ? " મુસાફરે જમતાં જમતા પૂછયુ

" અરે, રામ રામ, જીદગીની લબાઇ એ કઇ વાસ્તવીક લબાઇ નથી એમા લોકો ઉપર કરેલ ઉપકારને ભગવત્ ભજન એજ ખરી જીદગીની લબાઇ સમજવાની છે —

એક ઘડીમે અધ ઘડી,
આધી મેસે આધ,
તુલસી સમરન રામકો,
કટે કોટિ અપરાધ

આમ ગણીએ તો વર્ષો તો બહુ થયાં ગયા વર્ષમા સો વર્ષ પૂરાં થયા અને આ એકસો એકમુ ચાલે છે "

મહારાજ ઉપગ મુજબ વાત કરી રહ્યા હતા એટલામાં એક બીજા મુસાફરે આવી નમન કર્યું —

" જે, જે ! ગુરુદેવ ! હુ ટે ડીવસે આવ્યો હટો ટે વાણીયો–"

આવો, આવો, ભક્તરાજ, " મહારાજે કહ્યુ " તમે તો ખરા હરીજન છો આવો રામ, આવો બેસો. શ્રી કૃષ્ણ પ્રભોને તમે પ્રિય છો એટલે અમારા માથાના મુકુટ છો બેસો, આ આમન ઉપર બેસો, કઈ બાજુ જાઓ છો ? "

" મહાડાજ ! જાટડાએ નીકળયા છીએ શ્રી ગોકુળનાઠજી મહાડાજને પાછી મઠુડા વડડાવન, હડડુવાર જવાનુ છે, હવે ટો સવારની ગાડીએ જશુ. રાટ પડી એટલે અહીં આવ્યા. આપનાં ડડસન થયા—"

" મથુરા ગોકુળની ભૂમિ જોવા જનાર યાત્રાળુના દર્શન અમને થયા ભલે તમને વરસાદ કયા નડયો ? તમે પલળેલા જણાતા નથી ! "

" મહડાજ ! આપના પડટાપથી માફો છે, ટે સાઠે લીઢા છે, બૈડા છે ને છોકડીઓ બે છે. ને બલડનો હાકનાર છોકડો નોકર છે. ને રસોઇ કડનાર બડાંમણી છે—

" ઓહો ! એમ છે ? " મહારાજે કહ્યુ " ત્યારે તો એમને અદરની આ ઓરડીમા લાવીને બેસારો. ગાડીવાલાને સામી

ઓસરીમાંથી બળદને માટે ઘાસ લઇ નાખવા કહો જાઓ, હરીજન! સૌથી પ્રથમ બળદને ઘાસ નાખવાનું કાર્ય કરો. પછી તમારે જમવા માટે સીધુ—

શેઠ—નહી, નહી, ગુડુડેવ! કશુ નહીં જોઇએ. બહુ સારેજ છે અમારે ટો ઉટારોજ જોઇટો હટો ઢન્ય છે મહારાજ, આપ ટો સટજુગની વાનગી છો.

શેઠ પચાસેક વર્ષનો જણાતો હતો પ્રથમ એક વખત અહી આવી ગયેલો હોવાથી અને મહારાજના સ્વાગતનો પરિચિત હોવાથી વરસાદ પડવાને લીધે અહીં ઉતરવાનુ સૂજયુ હતુ, નહીં તો નજીકના સ્ટેશને જઇનેજ વિસામો કરવાનો હતો તેણે પ્રથમ બળદ બ્રાહ્મણો અને નોકરને રહેવાની ગોઠવણ કરી બે બાળાઓ એક અઢી ને બીજી ત્રણ ચાર વર્ષની જણાતી હતી તે ગાડીમા ઉંઘી ગઇ હતી તેમને જગાડી ઓરડીમા બિછાનુ કરી આપ્યુ. એટલે તે ત્યાં ઉંઘી ગઈ

શેઠ બાંધી દડીનો ઠીંગણો માણસ હતો, નર્મદા કિનારે જીવડામાથી કોતરેલા પત્થર માલમ પડે છે, તે મુજબ તેના મો ઉપર શીળિના સખ્યાબધ ચાઠા પડેલા હતા જીદગીભર ગરમાગરમ ખાણાના સેવનથી અને જમ્યા પછી દાતને બરોબર ધોવાની ટેવ ન હોવાથી તેમજ દરરોજનો સુમારે પાશેર સોપારીનો ભૂકો પેટમા જતો હોવાથી તેના મ્હોમા જીભ, બત્રીશ દાતથી નિષ્કલક નિર્ભય અને સ્વતત્રપણ ફરી શકતી હતી ખરી પરતુ તેથી શેઠ બહુ અસ્પષ્ટ બોલતા થયા હતા કવચિત તો, શબને વીજળીક બળથી બોલાવવાના અખતગની પ્રોફેસર બોઝ જેવા નવી શોધ કરવાના છે, તેની પેઠે, તે બોલી જતા હતા કુદરતે અનુપમ ચાતુર્યથી, દાતની બત્રીસે સસ્થાઓને મક્કમપણે યુનાઇટેડ સ્ટેટસની પેઠે, પૃથ્વી સમા મ્હોમા બેસારેલી હતી, તેમને ગરમ મસાલાની ફોજની મદદથી ખસેડવામા જીભથી થયેલા પાપના પરિણામનુ પ્રાયશ્ચિત કરતી હતી

થોડીકવારે, અલકારોના ભારથી લચી પડતા શેઠાણીને માફામાથી શેઠે મદદ કરી ઉતાર્યા અરણ્યની નિર્જનતાને કે, ભયાનકતાને બતાવવાને કે કોણ જાણે શા કારણથી શેઠાણીના અંગને એટલા બધા અલકારોથી શણગારી નાખવાની જરૂર પડી હતી તે ભવિષ્યની પેઠે સમજાઇ શકતુ નહતું પરતુ મોઘ-

વારીના સમયમાં ચોરોને પળેપળ આમંત્રણ આપનારા આ દાગીના એથીજ શેઠાણીના શરીર ઉપર આ સ્થળે રહેવા પામ્યા હતા કે અકસ્માતથી ચોરો મળ્યા ન હતા! બહુજ ધીમે ધીમે પગ મૂકતાં, નાકની અણી પણ ન જણાય તેમ સંપૂર્ણ મલાજા સાથે શેઠાણી શેઠે કરી આપેલા બિછાના ઉપર ઓરડીમાં જઇને બેઠાં. અને "સુઇ જાઓ, ઠાકયા પાકયા" એમ કહી, ઓરડીનુ બારણુ આઘુ કરી, શેઠ મહારાજ પાસે ભટ્ટી આગળ આવી પથારી કરી બેઠો.

"ભકતગજ!" મહારાજે ચલાવ્યું "તમે પ્રથમ આવ્યા ત્યારે તો શેઠાણી લગભગ તમારી વયનાં હતા તે—"

"અડે મહારાજ!' શેઠ વચમાજ પ્રત્યુત્તર આપવા માડયો. "છંછાડ વડઠા છે એ સટય છે પચાસ વડછે ઘડભગ ઠયો! એ ઐડા ગુજડી ગયા અને આખી નાટમા છમુડડ મઠન કડાવ્યુ અને ડછ હજાર ડુપીયાનો એ છમુડડ મઠનમાથી આ છ ખલો ડછેક ડીવછ ઉપર ડખનમાંથી છોઢી કહાડયો છે

"એટલો બધો અણગમો હતો તો બીજી વખત લગ્ન નહતું કરવું શેઠ!" મુસાફરથી રહેવાયું નહીં, તેથી વાઘ ચર્મના આસન ઉપરથી બેઠો થઇ બોલ્યો.

"અડે, પન ષુ કડુ હુ ટે?! મડી ગયાં ટે ઐડાને કષુ છોકડુ ઠયુ નહટુ પછી આપના પડટાપડી પાંચ પૈછા મીલક-ટને ષુ કડવી? જાનો છો ને? નાટમાઠી ચાડ છુભેચ્છેકો કેડે પડયા, અને કન્યા માટે બધી ડુનીઆ ડોલી કાઢી, ને ન મલી એટલે છેક ડખનમાં હૈડડાબાડ છે, હૈડડાબાડ, ટેની પાછે ગામડુ છે ત્યા અમાડી નાટના ચાડ ઘડ છે ટયા લગન ઠયા ઘેડ આવટાજ છેઠાણીએટો કહ્યુ કે-અમાડે તો હડડુવાડની જાટડાની બાઢા છે, ટેઠી ડડછન કડીનેજ ઘડમા પેછાય, એટલે એકડમ જાટડાએ નીકળવુ પડયુ છે. ષુ કડીએ?"

"વાહ, ધન્ય છે શેઠાણીની પણ ભક્તિને" મહારાજે કહ્યુ "વારૂ, ત્યારે આ બે છોકરાં કોણ છે?"

"એટો એમના કાકાની છોકડીઓ છે, ટે સાઠે સાઠે મોક-લી છે, ભને છે, ને પાછા એમની સાઠે ડેશમા જશે."

મુસાફર ઉભો થઈ ગયો! બહુજ આતુરતાથી અને ગંભી-રતાની નજરથી તે શેઠના સામે તાકીને જોઇ રહ્યો. તેના મ્હોં

ઉપર પ્રસ્વેદના બુદ નીકળી આવ્યા તેણે ઓસરીમાંથી બહાર જઈ, ગ્રીષ્મઋતુના જુલમી તાપથી તપેલી વસુધરા, તુર્તજ અમી-વૃષ્ટિથી શાંત થયેલી તેમાંથી નીકળતો ચોમાસાની શરૂઆતનો સુગધી પરિમલ પવન સાથે મીશ્ર થઇ આવ્યો તે વડે શ્વેત બુંદ સુકવી નાખ્યા આમ તેમ થોડાક આટા માર્યા. મહારાજની રૂપેરી લાબી ડાઢી અને પવિત્ર ભવ્ય મુખાકૃતિ તરફ જોતાજ પાછો સ્વસ્થ થયો અને ભઠ્ઠિ આગળ આવી વાઘચર્મ ઉપર પાછો બેઠો

આ વખતે ભઠ્ઠી આગળની પથારી ઉપર શેઠ આડો થયેલો હતો. દીવસ ભરના પરિશ્રમને લીધે જોત જોતામા તેના નસકોરા બોલવા લાગ્યા મુસાફર અને મહારાજ વાતો કરવા બેઠા

" મહારાજ, રેલ્વેસ્ટેશન તરફ જવાના રસ્તા ઉપરજ આપનો આ આશ્રમ છે, એટલે વખતો વખત આવતા જતા મુસાફરો કટાળો આપતા હોવા જોઇએ. આટલી ઉમરે, આપ એ બધાનુ આવી ઉત્તમ રીત્યે સ્વાગત કરવાનો પરિશ્રમ લો છો, તો એવાજ આતિથ્યને ટેવાયલા ભવિષ્યના મુસાફરોનુ સ્વાગત એજ રીત્યે થાય તે માટે કોઈ સારા આચરણવાળા એક બે શિષ્યની જરૂર આપ જોતા નથી? ફરીથી પૂછવા માટે ક્ષમા કરશો

"અરે રામ, તમારો પ્રશ્ન યથાર્થ છે પણ સસારમા અમારી આજ્ઞાનુ પાલન કરી, અમલ સાધુ ધર્મપૂર્વક ચાલે તેવા શિષ્યો આ જમાનામા મળતા નથી-ઘડવા, બનાવવા પડે છે, સાધુ લોકોનો ધર્મ અસીધારા વૃત્ત જેવો છે, અને આ પાપ પ્રધાન કલિયુગમા તે વધારે જીતેદ્રિયપણુ, વધારે આત્મભોગ, વિશેષ મનોબળને તપોબળ માગે છે, તે જાણતા હશો "

"ક્ષમા કરશો, મહારાજ, નજીકના ગામોમાથી આટો માગી લાવી બે ટીક્કર બનાવી ખાવા, ને આપની આજ્ઞાનુસાર દેવની પુજા કરવી અને કોઇ અતિથીનો સત્કાર કરવો એમા એટલા બધા બુદ્ધિબળની જરૂર શિષ્યોને પણ પડે ખરી કે? આપે આજકાલ સાધુ ધમની થઈ પડેલી મર્યાદિત હદ લબાવી એ જોઇ મ્હને કઇક સતોષ થાય છે પરતુ હાલના સાધુઓ તો માત્ર નામનાજ છે પ્રજાના ખર્ચે મોજ ઉડાવનારા! અનેક કરના બોજા તળે ચગદાયલી ભાર્તવર્ષની ગરીબ પ્રજા ઉપર એક પ્રકારના ઓર બોજારૂપ છે

"સત્ય છે, રામ સત્ય છે. શા માટે તમે બોલતા અચકાઓ છો! વળી મેવાડ તરફ તમે જોયુ કે સાંભળ્યુ હશે. ત્યા તો હજાર હજાર સાધુઓના ટોળા ફરે છે! સાથે હાથીઓ, તણુઓ રસોઇઆ (જે પણ "સાધુજ") વગેરે સરજામ સાથે ફરે છે. તદન નિરક્ષર મડળ અને તીડના ટોળાંની પેઠે જયા પડાવ નાંખે ત્યા મદિરનો મહત સાધારણ સ્થીતિનો હોય તો તેનો ઠોકાર સાફ કરે છે! એવા લાખો સાધુઓને તેમના ઉપદેશ કરવાના વાસ્તવિક ધર્મનુ શિક્ષણ આપી તેમની શક્તિઓને દેશોદ્ધારના કાર્યપ્રવાહમા વાળવા માટે બૂમો પાડનાર ભાર્તવર્ષના સાચા શુભેચ્છકો છે!"

"અહોહો! મહારાજ! આ સાધુવેષે આપને માતૃભુમિ ઉપર આટલો પ્રેમ છે તેથી મ્હને અત્યત આલ્હાદ ઉપજે છે—" એમ કહેતા તે મુસાફરે મહારાજના ચરણમા સાષ્ટાંગ પ્રણામ કર્યા

મહારાજ–"અરે રામ! સાધુઓ કયાથી આવ્યા કે માતૃભૂમિના સ્વાભાવિક પ્રેમનો અભાવ થવા પામે? આ પવિત્ર વસુધરાએ આકાશની વૃષ્ટિની મદદથી વનસ્પતિ સરજાવી, તેનો રપ કસ લઇ પવિત્ર ગૌમાતાએ આપણા માતપિતાના શરીરોને પોષ્યા અને એથી આપણ ઉત્પન્ન થયા પછી એ સ્વાભાવિક પ્રેમ કયાં જાય વારૂ? એ ભૂમિના શહેરીઓને કેળવવા સસારી દેશભકતો કરતા સાધુ સન્યાસીઓ ઉપર, તેઓ ફક્ત સમજે તો, વિશેષ બોજો રહેલો છે સ્વામી રામકૃષ્ણ પરમહસ–સ્વામી વિવેકાનદ સ્વામી રામતીર્થ આ બધા ભારતરત્નો કોણ હતા? સ્વામી સત્યદેવ કોણ છે? લોકોમા ધર્મોન્નતિની લાગણી સતેજ રાખી તેમને ધર્મથી ભ્રષ્ટ ન થાય અને તેમનામાં અધર્મ પ્રવર્તી રહ્યો હોય તો તે દૂર કરે તો સમજાવવાની વિશેષ ફરજ તો તેઓ ઉપર છે સસારી દેશભકતો પ્રજાને ઉપદેશ આપવા જતા સામા પ્રવાહે તરવા જેવો પરિશ્રમ વેઠવો પડે છે પરતુ ભગવાવસ્ત્રધા-રીના સદુપદેશથી પ્રજાના કાન સત્વર આકર્ષાય છે પરોપકાર એ મોક્ષનો એક પ્રકારનો ઉત્તમ માર્ગ છે. ફરજનુ ભાન થયા પછી બહુ સુલભ છે અને મોક્ષથી વિશેષ સાધુઓને શુ જોઇએ છે?"

મુસાફર, સંપૂર્ણ કેળવણી પામેલો હીંદને જીગરથી ચાહનારો અને હીંદના ઉદય માટે સ્વાત્માર્પણ કરવા જેટલી લાગણી ધરાવનારો સાહસીક વિદ્વાન યુવક હતો. તેના મનમા સામાન્ય રીત્યે, પ્રાકૃત સાધુ લોકોની માફક રામ્ રામ્ કરી વાત કરનાર મહારાજ માત્ર વિવેક નીતિમા રહી સાદુ જીવન ગાળનાર એક પવિત્ર સાધુ છે એટલોજ ખ્યાલ હતો. પોતે તેના કરતા કંઇક વિશેષ જાણે છે એવુ અભિમાન મનમા હતુ તે નષ્ટ થઇ ગયુ ! અને મહારાજની વિશેષ કસોટી કરવાનો સાહસીક ખ્યાલ એણે કર્યો.

" મહારાજ, આપના ઉદ્ગારો મ્હને આપના પ્રત્યે વિશેષ ભક્તિભાવ ઉત્પન્ન કરે છે એથી આકર્ષાઇ વિશેષ પૂછુ તો ક્ષમા કરશો કે–સાધુ ધર્મનુ આવુ ઉચ્ચપ્રતિનુ જ્ઞાન ધરાવતા છતા, સો વર્ષ જેટલો કાળક્ષેપ આ પર્ણકુટિમાજ આપે કર્યો? જગતને આપના ચરણની પ્રત્યક્ષ સેવામાથી, આપના વચનામૃતના અનુપમ પાનથી બેનસીબજ રાખ્યુ ?–'

" શાબાશ, બચ્ચા ! શાબાશ ! ઠીક પ્રશ્ન ઉઠાવ્યો. સોવર્ષમા મ્હને આજેજ આવો સાહસીક પ્રશ્ન કરનાર મળ્યો ! હુ તેથી બહુ પ્રસન્ન થયો છુ ! એમ કહેતા તે ઉભો થઇ ગયો ! મુસાફરનો હાથ ઝાલી તેને પણ ઉઠાડયો. તેને માથે હાથ મૂકયો અને તેનો હાથ ઝાલી દેવાલયના પાછળના ભાગ અને કોટની વચ્ચે પત્થરની જુની લાદીઓ જડેલી હતી ત્યા તેને લઇ ગયો. જતાં જતાં તેને પૂછ્યુ કે ડગ્નુ નહિ હો ! તમારૂ નામ કહો. એટલે તે પ્રમાણે સંબોધિને હુ તમને બોલાવુ–"

" મહારાજ ! મ્હારૂ નામ નરહરી–"

મહારાજે એક ધોળા આરસની જણાતી લાબી લાદી ઉપર બે ત્રણ વખત પગ પછાડયો ! એટલે જમીનમા ઘંટડીઓ વાગવાનો અવાજ કાને આવ્યો ! જમીનમા દેખાતા ભોંયરાનુ બારણુ ઉઘડયુ ! અને તુર્તજ એક મજબુત બાધાનો હૃષ્ટપુષ્ટ શરીરવાળો સાધુ જાણે જમીનમાથી નીકળી આવ્યો હોય તેમ ઉપર આવ્યો ! !

નરહરિ વિદ્વાન છતા બહુશ્રુત છતાં, અને સંસારમા કંઈક અનુભવિ હોવાનું કેટલેક અંશે વાજબી ગુમાન રાખતો છતાં આ દેખાવથી ચકિત થઈ ગયો ! અનેક પુસ્તકોમાં આવા અલૌકિક દેખાવો વાંચેલા તે પ્રત્યક્ષ અનુભવવાનો પ્રસંગ તેનુ પૂણ્ય

ઘસડી લાવ્યુ એમ તેને ભાન થયુ નીચે પત્થરના પગથીઆ ઉતરતા આ વૃદ્ધ મહાત્માએ તેનો હાથ પકડયો ! અને નિર્ભય રીતે તેને નીચે ઉતરવા કહ્યુ ત્યા તેણે શુ જોયુ ? ! સ્વપ્નાવસ્થાનુ ભાન કરાવતા આ અદ્‌ભૂત દશ્યમા પ્રથમ તો એક પદર ફુટ લાંબો અને બારેક ફુટ પહોળો ઓરડો જોયો, જેમા સપૂર્ણ વીજળીના મ્હોટા દીવા જેટલો પ્રકાશ માલમ પડયો પણ ત્યા પ્રત્યક્ષ દીપક જોવામા ન આવ્યો !

"નરહરિ !" મહારાજે કહ્યુ "જુઓ આ ઓરડામા વસનાગ અભ્યાસકો છે ને તેમના બે ભાગ છે એટલે કે બે વર્ગ છે પ્રથમ વર્ગમા સમાધિ અને યોગનો અર્થ શો તેનુ અધ્યયન ચાલે છે અને બીજામા યોગાભ્યાસમા પ્રવૃત થનારમા શા શા ગુણોની જરૂર છે તે તેમને કહેવામા આવે છે. તે વિષયોને લગતા પુસ્તકોનો આ સંગ્રહ છે હવે બીજા ઓરડામા ચાલો અહીં પણ બે વર્ગ છે એકમા સમાધિના જૂદા જૂદાં અગોનો સ્ફોટ કરવામા આવે છે અને તેની સિદ્ધિ પ્રાપ્ત થયે મનુષ્યની શક્તિ કયા સુધી ખીલે છે તેનુ અધ્યાયન કરવામા આવે છ અને બીજામાં-એટલે કે ચોથામા સમગ્ર તત્વજ્ઞાનનુ ગ્હસ્ય તેનો હેતુ જે કેવળ મોક્ષ છે તેનુ ભાન કરાવાય છે"

નરહરિએ કહ્યુ "આહા હા ! મહારાજશ્રી ! પરમાત્માનુ વર્ણન કરતા **योगोभिर्ध्यानगम्यं** વગેરે શ્લોકો તો હુ દરરોજ બોલવા શીખ્યો છુ પરતુ યોગના અધ્યયનનુ વાસ્તવિક સ્વરૂપ મ્હારા ચક્ષુ આજેજ જોવા ભાગ્યશાળી થયા ! મ્હને શકા એજ થાય છે કે હુ નિદ્રામા આ અદ્‌ભૂત સ્વપ્ન તો નથી અનુભવતો ? અથવા મૃત્યુ લોકમાં હુ મરણ પામ્યો હોઉ—ઘડી પૂર્વે પેલા વાઘે પકડીને મારા પ્રાણ ને દેહને જુદા પાડયા હોય ને તે પછી હુ અહિં આવ્યો હોઉં તેમ તો નથી ?

"નથી, તેમ નથી. વત્સ ! વાઘથી તુ થરથર ધ્રુજતા કોતર ઉપર ચડતો હતો તે વખતે તો હુ કોતરના શીખરે ઉભો હતો ! ! તે પછી તુ દેવાલયમા આવ્યો પેલો હરદ્વારની યાત્રાએ જવા તત્પર થયેલો વણીક ભક્તરાજ ભટ્ટી આગળ બેઠો છે અને આપણે આ ભોંયરામાં પેઠા છીએ"

"વારૂ, સમજ્યો ! કૃપાનિધે ! પણ પ–અ–ણ"

"બોલ, સુખેથી બોલ જે શંકા હોય, જે વિચાર આવે તેનું સમાધાન કરવા વત્સ! નરહરિ તને છૂટ છે!"

"મહારાજ આપની આટલી બધી સાત્વિક પ્રકૃતિ જોવા છતાં મ્હને આપના ક્રોધાગ્નિની ભીતિ છે એવો મ્હારો પ્રશ્ન મ્હને મુર્ખાઈ ભરેલો લાગે છે.

"વાસ્તવિક રીત્યે તેથી કદાચ ઉલટુંજ હશે, માટે સુખેથી બોલ!"

"મહારાજશ્રી! સત્પુરૂષોની શક્તિઓ પરોપકારને માટે છે, એવું શાસ્ત્રનું કથન સાંભળ્યું છે કૃપાળુ પ્રભો! જે સમયમાં ભારતવર્ષના કરોડો સંતાનો અનેક પ્રકારના દુઃખોમાં સબડી જીવતા મોત સમું જીવન ગાળી રહ્યા છે તેવામાં આપણી શક્તિઓનો સદુપયોગ તેમના સાંસારિક ઉદ્ધારને અર્થે કરવો કે પછી યોગાભ્યાસમાં પ્રવૃત થઇ કૈવલ્ય મોક્ષ પદવી પ્રાપ્ત કરી સ્વાર્થી બની બેસી રહેવું તે વિચારમાં મ્હારૂં મન દોલાયમાન થઇ રહ્યું છે. મ્હારા મનક્ષેત્રમાં, વૃત્તિઓને આપસ આપસમાં આ વિષય ઉપર સંગ્રામ ચાલી રહ્યા છે હીંદ સંતાનોનું દુઃખ તેમાં વિશેષે કરીને હીંદુઓનું સાંસારિક દુઃખ એટલું વધી પડેલું જોઉં છું કે, કદાચ કૈવલ્ય મોક્ષ મળવવા ભાગ્યશાળી થાઉં તો પણ અમારામાં પૂર્વના વર્ણાશ્રમ ધર્મનો લોપ થઇ જવાથી અનેક કુટુંબોની પાયમાલી થતી જોઉં છું તે અટકાવવાના પ્રયત્ન તરફ સ્વાત્માર્પણ કરવાનો પ્રયાસ મને વધારે મીઠો જણાય છે! ઘડીભર મોક્ષને થોભાવીને પણ એક લાંબી જીંદગીભરના એ તરફના પ્રયત્નોનો મ્હારો હિસ્સો આપ્યા વગર જીવન નિર્માલ્ય લાગે છે! મ્હોટા મ્હોટાં યુધ્ધો જે પૃથ્વીને ડોલાવી રહ્યા હોય છે તે અચાનક રીતે બંધ પડે છે, બુઅરો સાથેની લડાઇ જાદુઇ રીતે એકદમ બંધ પડી ગઇ યુરપના મહાન વિગ્રહનો પણ અંત આવ્યો અને અનેક દેશોમાં શાંતિ પ્રસરવાનો પાયો મંડાયો પણ અમારા હીંદુઓના કુંડાળા મ્હોટા કરી, અમારા ઘોળ દુર કરી અમને અસલનો વર્ણાશ્રમ ધર્મ આપનાર કોઇ—'

"વત્સ! તું ભૂલે છે" મહારાજે કહ્યું 'લાર્ડ કર્ઝન નામના મોટા ગવર્નરે, પતિતને પાવન કરનારી ભગવતી ભાગીરથીના જલસીકરથી પવિત્રતા સાચવી રહેલી બંગાળની ભૂમિના ભાગલા પાડવાનું સાહસ કરી, બંગ લોકમાં નવ ચૈતન્ય રેડયું

તે તુ માની શકીશ? એમનો હેતુ તે ચૈતન્ય લાવવાનો તો ન હતોજ, પરતુ આડકતરી રીતે, કુદરતે તેનુ વાસ્તવીક પરિણામ એ આણ્યુ! વર્ણાશ્રમને નષ્ટ કરવાની એવીજ કઇ ઉહાપોહ હાલ સાભળુ છુ, એ ઉપરથી ધર્માભિમાની હીદુઓએ નાહક ડરી જવાનુ નથી મનુષ્યના જીવનમા જેમ સુખ અને વિપત્તિના પ્રસગો આવે જાય છે તેમ અમુક પ્રજાનુ જીવન પણ સીધે સીધુ સુખ શાતિમા ચાલતુ નથી-એમ ચાલવુ જરૂરનું નથી એમ ચાલે તો મુશીબત અને વિપત્તિ જે મનુષ્યમા તેમ પ્રજામા નવુ ચૈતન્ય લાવે છે તે વગરનુ તે જીવન શુષ્ક અને નિર્માલ્ય લાગે એવા પ્રસગો આવે ત્યારે વધારે ધૈર્ય, વિશેષ ધર્માભિમાનની લાગણીથી આગેવાનોએ ચેતી જઇ પુર્વનો ચતુર્વર્ણાશ્રમ ધર્મ મનુની આજ્ઞા મુજબ દેશકાલ સ્થિતિને અનુસરીને પુનરપિ સ્થાપીત કરવા કટિબદ્ધ થવા જરૂર છે. એક આગબોટને ભરદરિયે ટોરપીડો વાગે તે વખતે લાઇફ્ બોટ, અથવા બીજી સ્ટીમર માટે બુમ પાડી તેને બદલી જુની આગબોટનુ આવી પડેલી સ્થિતિને અનુસરી રૂપાન્તર કરવામાં ન આવે તો પરિણામ શુ આવશે? સસાર સમુદ્રમા હીદુઓને "બ્રધરહુડ ડીનર" નામના પ્રસગથી એક ટોરપીડો વાગી છે! વર્ણાન્તર લગ્ન કરનારાઓની સખ્યા જુજ હશે, પરતુ મનુષ્યોના વિચાર-તરગો કન્યાની અછતને લીધ, વિક્રયની મોટી રકમોની માગણીને પહોચી વળવાંની મુસીબતને લીધ એ બાજુ ઘસડાવા લાગ્યા છે એ અગ્સામા એવા લગ્નો કાયદો થાય, એટલે કે હીદુ ધર્મશાસ્ત્ર જે લગ્નોને ગેરકાયદે ગણતા હોય તેમને ન્યાય મદિરો "કાયદેસરના લગ્ન" ની છાપ આપવા માડે તો પરાપૂર્વથી ચાલતા વર્ણાશ્રમ ધર્મને બીજી મ્હોટી જબરી ટોરપીડો વાગે-કદાચ તોપ વાગે! જો કે જે વર્ણાશ્રમ ધર્મે મુસલમાન બાદશાહોના વખતમા અડગ ધૈર્ય, અપૂર્વ શૌર્ય ને સ્વાત્મ ભોગની લાગણી બતાવી છે અને વર્ણાશ્રમના કોટમાં કાકરી સરખી ખસેડવા દીધી નથી તે ગમે તેવી તોપ સાથે ટક્કર ઝીલશે અને કસોટીમા ઉતરશે, તથાપિ હીંદુ ધર્માભિમાનીઓએ વખતસર ચેતી જઇ સમયને અનુસરી વર્ણાશ્રમ ધર્મને ઢેડવાડે મોકલવાની વાત વિસ્તારને પામે તે પૂર્વે પૂર્વનો વર્ણાશ્રમ ધર્મ ઠેકાણે લાવવા પ્રયત્ન કરવા જરૂર છે"

નરહરિ—વચમા બોલુ તો ક્ષમા કરશો પણ ટોરપીડો વાગે ત્યારે તો સ્ટીમરને તાત્કાલિક બદલી શકાય છે પરતુ મનુ જેવા મહાત્માઓ પૃથ્વી ઉપર મોજુદ નથી તેવા જમાનામાં કરોડો મનુષ્યોનો વર્ણાશ્રમ ધર્મ બદલવાનુ ભયકર સાહસ શી રીત્યે શરૂ કરવુ ?

મહારાજ—નિર્ભય રહેવુ, ધૈર્ય અને હીમત રાખવી, ખત રાખવી, સુકર્મ આગળ કશુજ અશકય હોઇ શકતુજ નથી, બ્રાહ્મણ, ક્ષત્રીઓ અને વૈશ્યોની પૂર્વવત્ એકેક હતી તેવી જ્ઞાતિ બને તેવા દરેક જ્ઞાતિના હજારથી બેહજાર મનુષ્યો ઉભા થાય અને તેઓ પોતાની આગલી જ્ઞાતિબાધે જેમા આપસ આપસમા કન્યાવ્યવહાર શરૂ થાય તે શું અશકય છે? વર્ણાશ્રમ ધર્મને પુનરપિ સ્થાપિત કરવા જેનો જેનો ઉચ્ચ આશય છે એને પૂર્ણતા આપવાને લાખો કરોડો મનુષ્યો સામે ભેટવા આવે એ ધારવુ બહુ પડતુ છે કે? કદાચ ધારો કે તેટલા મનુષ્યો પણ દેશના દુર્ભાગ્યે ન મળે, તો લોકમત કેળવવો દેશ અજ્ઞાન તિમિરથી ઘેરાયલો હોય એ સમયે ઉદય બતાવનાર હોકાયત્ર ઉપર પણ કાટ ચડી જાય છે, માટે ગભરાવુ નહિ છૂટે હાથે દેશમા કળવણી ફેલાવવી કેવી કેળવણી? સામાજીક કેળવણી હાલ અપાય છે તેવા શુષ્ક ગોખણપટ્ટી વાળી કેળવણી નહિ દેશમા થઇ ગયેલા વીર પુરૂષો, ધર્મોપદેશકો, પરોપકારી નરરત્નો સ્વદેશાભિમાની નરવીરોના જીવન ચરીત્રોવાળી કેળવણી એવી કેળવણી વડે સજ્જ થયેલા ભારત સતાનોને પછી ઉપદેશ આપવો નહિ પડે ચાલ વત્સ! હવે નજીકના ઓરડામા, જયા એવા વીર પુરૂષોના જીવન ચરિત્રો એકઠા થતા તુ જોશે!”

નરહરિ, જાદુ કરાયલા મનુષ્યની પેઠે, મહારાજની પછવાડે લોહચુબક પાછળ સોય આકર્ષાય તેમ, નજીકના બીજા ઓરડામા ચાલ્યો

“જો! જીદગીભરના એકાતે અહી આ પુસ્તકાલયની યોજના કરાવી છે આ બે વિદ્વાનો જૂદી જૂદી શાખાના વીર પુરૂષોના ચરિત્રો અહીં એકઠા કરે છે! એમા, સ્વામીભક્ત વીર યોદ્ધા હનુમાનથી માડીને, ઠઠ હાલના જમાનાના દાદાભાઇ અને તીલકના સમા તપસ્વીઓના, કર્ણ સમા જમસેદજી તાતા, બ્રહસ્પતિ સમા ગોખલેના બાળકોને આનદ સાથે ગરમ લાખમા

મ્હોર છાપ પડે તેમ, કુમળા મગજમા અસર ઉત્પન્ન કરનાર ચારિત્રોનું એકી કીરણ થશે અને તેનુ નામ વીરપુજા રહેશે-"

નરહરિ—દેવ ! યોગાભ્યાસમાં પ્રવૃત થનાર અભ્યાસકોના દર્શન કરવાને મ્હારા જેવા ક્ષુલ્લક પ્રાણિને અધિકાર નથી ?

મહારાજ—છે ! છે ! વત્સ ! ચાલ ગભરાયા વગર મ્હારી પાછળ પાછળ આવ !

મહારાજની પાછળ પાછળ નરહરી ચાલ્યો થોડીવાર અધકારમાજ ચાલવુ પડયુ પણ તુર્તજ દીપક વગરનુ પરતુ અત્યુત્તમ ઓજસ તેના જોવામા આવ્યુ એ ઓરડામાં ઉચ્ચ કોટીના યોગ જ્ઞાનના અભ્યાસકો હતા તે સૌ આ સમયે પોતપોતાના કાર્યમા પ્રવૃત્ત હતા મ્હોટે ભાગે તેમા લેખકો હતા

મહારાજ—જો ! વત્સ ! આ વર્ગમા આગળ પડતા વિદ્વનો છે ! આ એક પુસ્તક લખાય છે તેમા મનુષ્યની હયાતિનુ રહસ્ય-મન ઉપર અકુશ રાખવા માટેના પૃથક્ પૃથક્ ઉપાયો-પ્રયત્નપૂર્વક મનુષ્ય તે કેવી રીતે પ્રાપ્ત કરી શકે છે તે-સ્વાશ્રયી બની અતુલ આત્મશ્રદ્ધા ઉપર અવલંબન કરનારા, ધૈર્યથી આત્મબલ કેળવી, આગળ કેવી રીત્યે વધી શકે છે તે શ્વાસદ્વારા શકિત, બળ કેવી રીત્યે પ્રાપ્ત કરી શકાય છે, અને જૂદી જૂદી રક્તવાહિની નળીઓમા તે કેવી રીત્યે પ્હોચાડાય છે અર્થાત્ પ્રાણાયામના જૂદા જૂદા પ્રકારો, શક્તિનુ એકીકરણ કેવી રીત્યે કરી શકાય છે તે, શક્તિનો યત્કિંચિત્ પ્રવાહ અનિશ્ચિત સ્થળથી જતો રોકવાની ક્રિયાઓ, વગેરે વગેરે મનુષ્ય જીવનને ઉચ્ચત્તર બનાવવાની અતીવ ઉપયોગી બાબતો લખાશે

હવે આગળનો વર્ગ તેથી પણ ઉચ્ચ તુ જોઇશ. અહીં હઠયોગ અને જ્ઞાનયોગના પૃથક્ પૃથક્ વર્ગો છે આમા મ્હારા શિષ્યો છતાં પૂર્વજન્મોથી ઉપાર્જન કરેલા જ્ઞાનવડે મ્હારા ગુરૂ થવા લાયક મહત્ વિદ્વાનો છે. આ મ્હારા જેવીજ રૂપેરી લાબી દાઢીવાળો વૃદ્ધ ભક્તજન ! હાલ તે સમાધિમા છે એની મુખાકૃતિમા બ્રહ્માંડને હસ્તામલવત્ જેનાર-સતત્ અખડ અસ્ખલિત બ્રહ્મજલમાં સ્નાન કરી રહેલ હોવાથી શ્રીશંકરના હાસ્ય સમુ જેમ દહાસ્ય !

આગળ ચાલતા એક ન્હાની ઓરડીમા એક આસન ઉપર બેઠેલો એક વિચારગ્રસ્ત યુવક જોવામાં આવ્યો.

નરહરિ—કૃપાનિધે ! અહિ શુ છે ?

મ્હારાજ—અહીં તો કઇજ નથી આ યુવક આ આશ્રમને એક અભ્યાસક છે અને તમામ અભ્યાસકો કરતા મ્હારો પક્ષપાત તેના ઉપર વિશેષ છે એનાથી એક અપરાધ થઇ ગયો છે

નરહરી—ગુરૂદેવ ! આપની છાયામા અપરાધને સ્થાન શી રીત્યે હોઇ શકે ?

મહારાજ—મ્હારી ભાષામા "અપરાધ" કહુ છુ તમે તે વર્તનને જૂદીજ સજ્ઞાથી ઓળખાવો છો એ મ્હારા શિષ્યનો પુત્ર છે. આ આશ્રમમાં આવતા પૂર્વે એનાથી એક સુશિક્ષિત કુમારિકાની સાથે લગ્નગાઠથી જોડાવાનુ વચન આપાઇ ગયુ છે ! એ જાણવામા આવતાજ મ્હે એને આગ્રહપૂર્વક સસારમા રહી, સપૂર્ણ પચ્ય થઇ તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયેજ યોગાભ્યાસમા પ્રવેશ કરવા આજ્ઞા કરી પરતુ એનાથી મ્હારો લગભગ પિતૃસ્નેહ છોડાતો નથી ! અને એ કુમારિકાનુ નામ સ્મરણ પણ તેનાથી છુટતું નથી આ રીત્યે તે ઉભયભ્રષ્ટ થવા જાય છે

નરહરી—તો પછી એમણે શુ કરવુ ઉચિત છે પ્રભો ?

મહારાજ—બે રસ્તાના ત્રિભેટ ઉપર તે ઉભો છે અને મનુષ્યોને રસ્તો પસદ કરવાનો એવી રીત્યે સમય આવે તે વખતે ધૈર્યથી, કુનેહથી, આત્મબળથી, મન ઉપર કાબુ રાખીને એક રસ્તો લઇ લેવો જોઇએ એનું મન બે રસ્તા વચ્ચે દોલાયમાન થઇ રહ્યું છે પરતુ મને લાગે છે કે અહિં આ આશ્રમમા તો એનો સ્થૂલ કોથળો–દેહ માત્રજ છે એટલે એના પ્રાણનુ જયા આકર્ષણ થઈ રહ્યુ છે ત્યા દેહને પણ એને લઇ જવો જોઇતો હતો —

નરહરી—પણ આપનો એ નિર્ણય શી રીત્યે બધાયો હશે?

મહારાજ—એના વર્તનથીજ ! એક અધારી રાત્રિએ, જગલની ભયાનકતાને ન ગણકારતા, વાઘના ભયથી સહજજ ઓછી આશ્રમની મર્યાદાની ભીતિને પણ ઘડીભર બાજુએ મૂકી, અહીંથી દૂર આવેલા એક આશ્રમમાના શિવાલયમા એના વિયોગથી વ્યથિત થતી એ કુમારિકા ઉગ્ર તપ કરી રહી છે ત્યા એ પ્હોચી ગયો ! પ્હોચ્યો પણ પાછો ત્યા રહ્યો નહી ! ત્યા પ્હોચતાજ મ્હારી આજ્ઞાના આકર્ષણથી પાછો તુર્તજ અહી આવ્યો !

નરહરી—તો પછી હવે એ અપરાધ માટે સાશન શુ થવાનુ ?

મહારાજ—એ હવે હું મ્હારા હાથેજ કરાવવા ઇચ્છુ છું મ્હારી આજ્ઞા છે કે એને એની ઇચ્છાનુસાર એ આશ્રમમાં મ્હારી આજ્ઞાથી લઈ જા ! અને એનાં એ કુમારિકા સાથે લગ્ન થવા દે ! ઉઠ વત્સ ! બેઠો થા ! જા ! આ યુવક સાથે ! સંસારમાં સંપૂર્ણ પરચ થયા પછીજ વેદાભ્યાસના અધિકારી થવાય છે.

એ યુવક ઉભો થતાજ નરહરીએ એને પોતાના એક વખતના સહાધ્યાયી મનહર તરિકે ઓળખ્યો. અને પ્રસન્ન મુખે તેણે તેને સાથે લીધો

એટલામા ભોયરામાથી એક મ્હોટા બાકામાથી આકાશ દેખાવા માડયુ તે ઉપરથી નરહરિએ પૂછયુ

“ મહારાજ આ શુ હશે ? ”

મહારાજ-હનુમાન આગળ અહીંથી જવાનુ યંત્ર છે જેને તમે પ્રાકૃત લોકો “ લીફ્ટ ” કહો છો અહીંથીજ હાલ તમારા માટે હનુમાન આગળ થાળ લાવ્યો હતો વરસાદ આવવાનો હોય ત્યારે ભૂગર્ભમા સહજ ગરમી લાગવાથી કીડીઓ ઉપર આવે છે તેમ આ ભક્તમંડળે આજે ઉપર ઉજાણી કરી હતી ”

ઉપર મુજબ વાત થાય છે એટલામા અવાજ સભળાયો કે “ઓ બડામણી ! ઓ બડામણી ! હાય ! હાય ! ગજબ થયો !”

લીફ્ટમા નરહરિને બેસારી મહારાજ અને એ બે હનુમાનના મંદિર આગળ, જમીનમાથી પ્રકટ થતા હોય તેમ થઇ ઉભા રહ્યા !

મહારાજ અને નરહરિએ, ઉપર આવી પ્હોચતા, શેઠને બાઘાની પેઠે મુઝાતો ફરતો, ને બુમો પાડતો જોયો ! રસોઇ કરનાર બ્રાહ્મણી ડોશી, વૃદ્ધાવસ્થા છતા, જે ઉમરે, દીકરા અને વહુઓ તેની સેવા કરે તે ઉમરે, પરાધિન થઇ પડેલી સ્થિતિને લીધે, દીવસ ભરના પડેલા પરિશ્રમથી સામેની ઓસરીમાં મીઠી ઉંઘના હગામી મોક્ષ સુખમા એવી અચ્છી રીતે પડી ગઈ હતી કે પાસેના બળદોના ઘાસમા આગ લાગે તોજ ઉઠે ! બળદ હાંકનાર છોકરો, ત્રણ ત્રણ ચાર ચાર વર્ષે આવતા કમનસીબ દુષ્કાળોમાંથી એક દુષ્કાળમા, ભવિષ્યમાં “ સસારમાં સ્વર્ગ સુખ અને પાછળથી મોક્ષ ” અપાવનાર સતતિ માટે હવાતીયાં કરનારાઓની પેઠે અભખરો રાખનાર શેઠે, જૂજ કીમતે વેચાતો લઇ લીધો હતો ! ગુલામગીરિ તો સરકારે ક્યારની પણ બંધ કરી દીધી છે તે સુપ્રસિદ્ધ વાત છે, પરંતુ જ્યારે જ્યારે મેઘ

રાજાની સવારી, વાદળાના નરમ ગભારામા આળસમા પડી રહે છે અને હીંદની ધરતી ઉપર ભૂખે કકળતાં, લાખો સ્ત્રી પુરૂષો અને બચ્ચાંઓનો ત્રાસજનક દેખાવ, આપણી આ એક વખતની સુવર્ણ ભૂમિ ઉપર જૂલમ જૂલમ વર્તાવી રહે છે, ત્યારે એ ગુલામગીરિ અહીં મૂર્તિમાન અવતાર ધારણ કરે છે! બધ કરવામા આવી છે ત્યારથી તે ગઇ તો નથીજ! પરતુ જીગરથી વહાલા બચ્ચાઓનો વિક્રય કરનાર માબાપોના હ્રદયમાં એ ગુલામગીરિના હાટ બેઠેલા હોય છે ત્યાથી તેવા દુષ્કાળને પ્રસગે મેળાની પેઠે તે ભર બજારે આવી ખડા થાય છે ને બબ્બે ત્રણ ત્રણ રૂપિએ, કુતગ કરતા ઓછા મૂલ્યે તે વેચવામા આવે છે

દાગીનાથી ભરેલા, દસ દીવસ ઉપર પરણેલા હરદ્વાર જવા નીકળેલા, શેઠાણી ગુમ થયા છે, તેવા ચોઘડીયામા એ ગરીબ અને કમનસીબ છોકરાની કર્મકથાથી હાલ તમને કટાળો આપવા જરૂર નથી પણ દુખો નહીં ટેવાયલો તે બિચારો રસોઇયણ બ્રાહ્મણી કરતા એવી વધારે મીઠી નિદ્રામા હતો કે તે બળદના પગમાના ઘાસ ઉપર જઈ પડયો હતો, અને બળદ તેની નીચે પડેલુ ઘાસ દાતવતે તાણી તાણીને, તે છોકરાને બચાવીને તરણા ખાતો હતો, તે ઘાસ સળગી ઉઠે તો પણ છોકરો એકદમ ઉઠે તેમ ન હતુ-એવી મીઠી ઉઘમા તે હતો

બળદના પગમાથી, મેનકાએ ઉચકેલી બાલક શકુન્તલાની પેઠે બે હાથમા એ છોકરાને ઉચકી લેતા મહારાજે પૃછયુ—"શુ છે ભક્તરાજ?!"

"અરે મહાડાજ! આપ કયા જયા હટા! ગુડ્ડેવ! ઓડડીનુ બાડણુ ઉઘડતા પન પુકુ સાભડયુ નટી, અને શેઠાણી અ ડર નઠી!" કહી શેઠ રડી પડયો!

"કેટલીકવાર થઇ?!" આશ્ચર્ય સાથે નરહરિએ પ્રશ્ન કર્યો ' અમને દેવાલય પાછળ જતા અડધો કલાક પણ નથી થયો એટલામાં એ કયા ગયા હશે? શેઠ તમે શુ કરતા હતા?"

"હુ ટો ઉઘી ગયો હટો! નાની છોકડી રડી એટલે જોયુ ટો—" કહી પાછો શેઠ રડી પડયો.

મહારાજ—ગભરાશો નહિ, ભક્તરાજ! આ દેવાલય ટેકરી ઉપર છે અને તે સુપ્રસિદ્ધ વાત છે કે ઘણા વર્ષોથી, દેવના ઓજસની ચોરોમા એક પ્રકારની સ્વાભાવિક ભીતિને લીધે આ

બાજુનો ચોર અહી પ્રવેશ કરી શકતો નથી. તેમ છતા ટેકરીની ત્રણે બાજુએ હાલ ઘુ ઘુ કરતુ પૂર ચડેલુ છે જેમા બે મથો-ડાંથી વધારે પાણી હશે તેમા નાના મછવાનું પણ સામી બાજુએ જવા ગજું નથી માત્ર ઉગમણી દિશાએ જયાથી તમે માફામા બેસી આવેલા તે જગોએ એક ગાડાવાટ છે પણ તે પણ એવી ગીચ ઝાડીમા છે કે હાલ ત્યા વાઘ, વરૂ, ગીછ ફરતાં હશેજ ! એટલે દાગીનાની લાલચે ઉંઘતા શેઠાણીને ઉચકીને પણ એક બે માણસ ન્હાસી જઇ શકે તેમ નથી છતા તે બાજુએ હુ બદોબસ્ત કરૂ છું." પણ તમે ધૈર્ય રાખી શકશો ? એમ કહી મહારાજે એક મ્હોટો નાલીયેર જેવડો શખ ફૂકયો અને "સમગ્ર ટેકરી ઉપર નજર નાખી તપાસ કરો ! !" એવી બુમ મારતા બે શીષ્યો, જે ઘણે ભાગે આ બધુ સાભળતાજ હશે તે વેગથી દોડયા !

દેવાલયની ટેકરીએ સુમારે ત્રણેક એકર જગો રોકી હતી તેમાં અડધા ભાગમા મહારાજ તરફથી દેવાલયની સસ્થાના ચાલુ નિભાવ માટે વાવેતર કરવામા આવતુ હતુ અને બે વીઘા જેટલી જગોમા એક ન્હાનો સરખો સુદર બગીચો કરેલો હતો ઘોડાના નાળ ઉપર એક હથોડો મારી તેના આગળના ખુલ્લા ભાગને ટુકો કરવામાં આવે તેના આકારે વાઘુ તેની ત્રણે બાજુએ આવી રહેલુ હતુ એટલે વિમાનમા બેસી એક હજાર ફુટ ઉંચેથી જોનારને ભગવતીગગાથી પરીવૃત થયેલા મહાદેવના શીવાલય જેવુ આ ટેકરીનુ રમ્ય સ્થાન લાગતુ હતુ ધ્યાન સમયે યોગીઓને સ્થુલ દેહના કોથળામા એકજ સભળાતા ધ્વનીની પેઠે, તેટલી જગામા વાઘાના પૂરના ઘુ ઘુ ઘુ ઘુના અવાજ સિવાજ કશુ કાને પડતુ ન હતુ થોડીવારે વાદળા ખસી જવાથી આથમતુ લાલ ચદ્ર બીંબ પશ્ચિમ તરફની ક્ષિતિજમાર્થા ગબડી પડવાથી અધકાર થઈ રહ્યો હતો બે શિષ્યો પૂર્વ તરફ દોડયા પછી મહારાજે શેઠને વાઘાના પશ્ચિમ ભાગ તરફ જવા કહ્યુ અને પોતે અને નરહરિ ઉત્તર દક્ષિણ તરફ ગયા રસોઈ કરનાર તથા બળદ હાકનાર છોકરો હજુ પૂરા સાવધ થયેલા નહતા તેમને ત્યાંજ રહેવા દીધા

થરૂ થરૂ કપતો શેઠ પશ્ચિમ તરફ વીશેક ડગલા નહિં ગયો હોય એટલામાં જે બે શિષ્યો પૂર્વ તરફના રસ્તા ઉપર જવા નીકળ્યા હતા તે તરફ ઘીચ ઝાડીના મધ્ય ભાગે, એક

ઘણુ ઉંચુ, કદાચ્ ચૌદમી સદીમા રોપાયલું, "શાલ્મલી" વૃક્ષ હતુ તેની શીખા ઉપરથી ચદ્રના ઉપગ્રહસમુ—ન્હાનુ ચદ્ર બીંબ હોય તેવુ પ્રકાશનુ કીરણુ જોવામા આવ્યુ ! ! અને શાલ્મલી વૃક્ષની વૃદ્ધાવસ્થાને માન આપી તેને શકર ભગવાને દીવ્ય ચક્ષુ જાણે આપ્યા હોય તેમ, તે કીરણુ ટેકરી ઉપર આમ તેમ બધી બાજુ પ્રસરવા લાગ્યુ અને ટેકરીને ચદ્રિકા સમાન પ્રકાશથી જાણે સ્નાન કરાવતું હોય અથવા ચદ્રનાં કિરણોની બનાવેલી વીક્ષ્મ કેશમાર્જની તેના મસ્તીકે ફેરવતુ હોય તેમ દેખાવા લાગ્યુ શેઠ આશ્ચર્યચકિત તો થયો પણ તુ કઇક ધૈર્ય આવવાથી ઠેઠ વાઘાના પૂગ સૂધી જઇ પહોંચ્યો ! શુ કરે ? જરૂરીયાત નવી શોધની જનની છે એમ વિલાયતી લોકો વાતો કરે છે તે મુજબ તેના હૃદયમા કયાય ન જોવામા આવતા ધૈર્યને લાવીને સ્થાન આપવુ પડયુ ! પ્રરબ્ધની ગહન ગતી છે કોતરની કિનારી ઉપર આવતા તેણે શુ જોયુ ? ? કોતરની નીચે ઉતરેલી શેઠાણી, પાણી પાસે જઇ પાછી ફરતા, એક ન્હાના પગદડી રસ્તા ઉપરથી પ્રયત્નપૂર્વક ઉપર ચડતી જોઇ ! બેઉના આશ્ચર્યનો પાર રહ્યો નહી શેઠ પૂછવા જાય તેટલામા શેઠાણીએજ મૃદુ અવાજથી ધીમે ખુલાસો કરવા માડયો —

"મને ઉઘમા ચાલવાની ટેવ છે તે વખતે ભાન રહેતુ નથી માટે તમે અજાયબ થશો નહિ સાજે આ ટેકરી ઉપર આવતા પહેલા માફામા આપણે વાત થઇ હતી કે હરદ્વારનો રસ્તો આ તરફ આવ્યો ઉઘમા મને એજ સ્વપ્ન આવ્થુ ! આ વાઘા સુધી આવતા ઠોકર વાગવાથી હુ થોડેક ગબડી પડી પણુ ખરી પણુ તેથી મ્હારી ઉઘ ઉડી ગઇ ! તે પછી પાછો દેવાલય તરફ આવવાનો રસ્તો ન જડયો એટલામા આ કાઇક પ્રકાશ જણાયો તેથી સાવધ થઇ સારૂ થયુ કે તમને મ્હારી તપાસ કરવાનુ વહેલું સુજ્યુ નહીં તો હુ આખી રાત શુ કરત ? !—

"અડે ટમાડુ ભલું ઠાય ? ! ! અમને સઉને ટમે ટો ડોડાવી મેલ્યા ! હજુ માડી કપાડી ગઇ નઠી ! ટમેટો ખડે ખડો ગજબ કડયો ! એ ડગ્ડની ડવા કડવી જોઇમે " એમ કહી તેનો હાથ ઝાલી તેને ઉપર લાવ્યો મહારાજને કાને તેમની વાતોનો ધ્વની પહોંચ્યો ! અને એવા પ્રસગે એકની એક "સીગનલ" આપવા રૂપ શખ તેમણે બેઉને પાછા ફરતા જોઇ ફૂક્યો !

એ ઉપરથી નરહરિ, અને બે શિષ્યો જૂદી જૂદી બાજુએથી આવી પહોચ્યા થોડીકવારે શાલ્મલી તરૂવરનો પ્રકાશ ફરતો બંધ થયો, મહારાજ પાસે આવી પહોચતાં શેઠે બનેલી વાતનો ભાગ્યા તૂટ્યા શબ્દોમા ખુલાસો કર્યો

મહારાજ–ધન્ય છે શેઠાણીની ભક્તિને ! નિદ્રામા પણ તેમને યાત્રાના પવિત્ર સ્થળોનુ ચિંતવન છે એ પુણ્યશાળીજ કહેવાય. મહારાજ એમ વાત કરે છે એટલામા બે શિષ્યોમાના મ્હોટાએ કહ્યુ કે —

"પ્રભો ! શેઠને આજ્ઞા થવા જરૂર છે કે-રાત્રિના બાકીના સમયમા આવો પ્રસંગ ન બને ! જે બાજુએ અમે ગયા હતા, ત્યા ગીચ ઝાડીમા બે ઘોડેસ્વારો હથીયાર સહીત છુપાઇ રહ્યા હતા બેટ એટલે કયા જાય ! અમે તેમની પાસે જઇ શકીએ તેટલામાતો તેમણે વેગથી ઘોડા દોડાવી મૂકયા ! જો કે અહીં ચોરનો ભય નથી તો પણ હાલ મોઘવારીનો સમય છે એટલે સાવધ રહેવા જરૂર છે—

મહારાજ–અરેરે ! તમે એ બે સવારોને આપણા આશ્રયમા લાવી શકયા હોત તો વધારે સારૂ થાત ! આવે સમયે તે કયા જશે ? જીંદગીની અનેક જરૂરીયાતોની શોધમા, સિંહક પ્રાણીયોની જન્મભૂમિમા આવવા સુધી વાત આવે ત્યારે મનુષ્યોની તંગીનુ પ્રમાણ સહજમા મળી આવે છે ! આ આશ્રમ સૌને માટે છે અહીં આવી શકયા હોત તો તેમની વૃત્તિમા ફેરફાર અવશ્ય થાત ભલે હવે તમે સૌ સૌની જગોએ પાછા જઇ સુઇ જાઓ ! હુ ને નરહરિ ભઠી પાસે બેસીએ છીએ

શેઠ ! ભક્તરાજ ! લો, આ બ્રાહ્મી નામની વનસ્પતિમાથી એક ઔષધીની ગોળી છે તે શેઠાણીને આપો તેથી તે નિર્ભય ઉંઘશે, અને તેમની ચિત્તવૃત્તિ પણ સુધરશે"

શેઠ બારણા આગળ આડો થયો, શેઠાણી અંદર ગોઠવાયા, એટલે પાછા મહારાજ અને નરહરિ ભઠી આગળ બેઠા. બેસતાંજ મહારાજથી બોલાઇ જવાયુ કે —

संसारतवनिःसार,
फ़ल्गोनश्चीयसा ।
अन्तरा दुस्तरा न स्यु—
र्यदिरे मदिरेक्षिणा ॥

નરહરિ—આપનુ વચન, એટલે અમારે તે યથાર્થજ કહે-
વાનુ મહારાજ ! પરતુ હવે વાસ્તવીક ધાર્મિક શિક્ષણવાળી દેવી
ઓના જન્મથી ભાર્તમાતા અલકૃત થવા માડી છે, કૃપાનિધે !
દેવી ધર્મલક્ષ્મીનો વિજય હો ! તેમના સ્ત્રી શિક્ષણ માટેના પ્રય-
ત્નો એ જે ત્રણ સ્ત્રી રત્નો નિર્મળાદેવી, ભદ્રબાલા, સરયુદેવી,
એ રીત્યે ઉત્પન્ન કર્યા છે એવા અધિક ઉત્પન્ન થતા આપણો
સાસારિક ઉદય આપણને સામેથી ભેટવા આવશે !

મહારાજ—તે ત્હારા નેત્રોએ તેમને જોયા છે ?

નરહરિ—નિર્મળાદેવી તો મ્હારાં માતા તુલ્ય ધર્મ લક્ષ્મીના
પુત્ર વધુ છે એમનુ સ્ત્રી શિક્ષણ માટેનુ અશ્રુત પૂર્વ સામર્થ્ય
મ્હને વખતો વખત ચકિત કરે છે એમના દર્શન તો વખતો
વખત મ્હને થાય છે ભદ્રબાલા તો એક અરણ્યવાસી તપસ્વિની
છે નિર્મળાદેવીની વાર્તાઓ દ્વારાજ એમની વૃત્તિઓ જાણવાનુ
બન્યુ છે પ્રથમ તો પૂજન યજનમાજ એમનો સમય જતો
હવે નિર્મળાદેવીના સહવાસથી સ્ત્રીઓની ઉન્નતિના પ્રશ્નો ઉપર
તે ધ્યાન આપે છે સરયુદેવી પણ સ્ત્રી ઉન્નતિ માટે અપૂર્વ
પ્રયત્નશીલ બ્રહ્મચારિણી છે કહેવાય છે કે જગત તેમના પ્રયત્નો
ઓછા જાણે તે રીત્યે તે કામ કર્યે જાય છે એ વિષય ઉપર
પ્રસગ આવ્યે આપ સમક્ષ હુ વધારે વિવેચન કરી શકીશ હાલ
તો હુ વિભક્ત અતકરણે આ વાત કરી ગયો છુ

મહારાજ—એમ કેમ ?

નરહરિ—કઈ નહીં, કૃપાનિધે ! આ શેઠની સ્થિતિ જોતા
મ્હારા મનમા કૈક ખ્યાલ થઇ આવ્યા એકાગ્રતા માટે મનને
ન ટેવાવ્યુ હોય ત્યા સુધી અમને એમ થાયજ આજના ભોય-
રાના દશ્યે મનની વૃત્તિઓ ઉપર અકુશ રાખવાનો એક ઉત્તમ
પાઠ બતાવ્યો પ્રભો !

મહારાજ—ત્હારો કઈ પૂર્વ જન્મનો સબધ તેથીજ તને
અમારા ખાનગી જીવનના હૃદયમા પ્રવેશ કરાવ્યો ! લક્ષાધિપતિ
ગૃહસ્થો જેમ ઝવેરાતને પ્રયત્ન પૂર્વક પેટી પટારામા સગ્રહ કરે
છે તેમ અમો સાધુ લોકોનો, અમારા જીવનના ઉચ્ચ આશયો,
અમારા યોગાભ્યાસના કર્મો, અમારૂ ધ્યેય, હૃદય પેટીમા સાચવી
રાખવાનો અમારો ધર્મ છે વળી કોઇ બીજે પ્રસગે તને વિશેષ
કહીશુ આ ભક્તની શાંતિની ખાતર આપણે અહીંજ રાત્રિ ગાળ-
વાનુ હમણાજ મ્હારાથી કહેવાઇ જવાયું છે

નરહરિ—ભને ! કૃપાનિધ ! તો બીજે પ્રસંગે અહીજ આપની વાર્તા પ્રસાદીનો લાભ લઈશુ.

મહારાજ—અવશ્ય, ત્હારી શંકાઓ તમામ બોલ !

નરહરિ—મહારાજ, આપણા બાળકોના હાથમાં વીરપૂજા જેવાં ઉત્તમ પુસ્તકો મૂકી, બચપણમાથીજ તેમના સંસ્કારો ધર્મ તરફ દોરવાની આપ વાત કરતા હતા એ હુ સર્વાંશે કબુલ કરૂ છુ પરંતુ હીંદનો ઉન્નતિ માર્ગ એકલા બાળકોને ઉચ્ચ શિક્ષણ આપવામા સમાઇ ગયો છે ! હીંદનુ દારિદ્રય, જયા કરોડો મનુષ્યોને એક વખત પૂરૂ અન્ન મળતુ નથી થોડાક વર્ષ ઉપર હલકી ધાતુનાં વસ્ત્રો બનાવવાનો પ્રથા પડયો હત ને તે જેટલા મોઘા થાત તેટલી હાલની કાપડની મોઘવારીને લીધે ગરીબ પણ કુલીન સ્ત્રીઓ વસ્ત્રના અભાવે બહાર મ્હોડુ બતાવી શકતી નથી ! હીંદનો લગડો ઉદ્યોગ ! મૂળ તો હીંદીઓમાં સાહસ નથી. ઉત્તેજન નથી. પર્યટન કરવા વિલાયત જાપાન જેવા સ્થળોએ દ્રવ્ય વગર જઇ શકાતુ નથી ને જાય તો પણ ઉદ્યમોની સંસ્થાઓ ખોલવા પૂરતી થાપણ જોઇએ તે પછી હીદુઓની સાસારિક અધમતા ! એક બાજુએ વર્ણાશ્રમ ધર્મને ઠેકાણે લઇ લઇ જવાની વાત થાય છે તો બીજી બાજુએ હઠ્ઠપકડુ અંધશ્રદ્ધાવાળાઓ હાલની આપણી અધમ સ્થિતિનુ વાસ્તવિક સ્વરૂપ જોઇ શકતા નથી ને એક તસુ પણ ખસવા માગતા નથી દેશકાળ સ્થીતિને અનુસરીને તમારા જીવનોમા ઘટતા ફેરફારો કરજો ! એ મતલબની મહાત્મા મનુની આજ્ઞા પણ તેમણે કોરે મૂકવા માડી છે. તે પછી રહ્યા અમારા રાજકીય પ્રશ્નો ! તેમા અમારામા ઐક્ય નથી—"

મહારાજ—બસ ! બસ ! વત્સ ! એક રાત્રિભગ્ની ચર્ચા માટે ત્હે બહુ કહી નાખ્યુ, સ્વાસ્થ્યને માટે ચાર પાચ કલાકની સ્વસ્થ નિદ્રા પણ જોઇએ. ત્હારાથી આવતા કાલ અહીં રહી શકાશે ?

નરહરિ—ના, કૃપાનિધે ! મ્હારે બહુ ત્વરાથી જવા જરૂર છે તો પણ પ્રભાતમા મ્હારો નિશ્ચય હુ જણાવીશ

મહારાજ—તો ભલે, સાંભળ ! ત્હે બહુ વાતો કરી દીધી છે ! પ્રથમ તો હીંદના દારિદ્રયની વાત કરે છે તે વાસ્તવીક છે, અમો સાધુ લોકોને તમો સંસારી મનુષ્યોનો સમાગમ ઓછો એટલુ અમે ઓછું જાણીએ એ પ્રથમ તો લક્ષમા રાખ ! બીજી

બાજુએ અમે સસારથી તટસ્થ હોવાથી તમારા વર્તનોનુ નિરીક્ષણ તમો પોતે કરો તે કરતા વધારે નિષ્પક્ષપાતપણે કરી શકીએ એ પણ સાથે લક્ષમા રાખ !

તુ દારિદ્રયની વાત કરે છે ! પુરૂષાર્થ આગળ દારિદ્રય ટકે છે તે તુ માની શકે છે ? હીંદના ભૂગર્ભમા સ્થળે સ્થળે કરોડો રૂપિઆનુ દ્રવ્ય નથી ? ભૂતકાળમા જયા જયાં રસાયણીક પ્રયોગોથી પૃથ્વીના પડમા કુદરતી રીત્યે ઉચાણો-( erruptions ) થયેલા હોય છે તે તે સ્થળોએ કઇકને કઇક દ્રવ્ય-એટલે કાચી ધાતુ હોવી જોઇએ એવુ એ વિષયને લગતા શાસ્ત્રવેત્તાઓ પોકાર કરી કરીને કહેતા નથી ? હીંદ શુભેચ્છક લૉર્ડ રેએ તે માટે મુબઇ ઇલાકાના કાન ઉઘાડયા નથી ? જયા જયા એવા દ્રવ્યો હોય, ત્યાની જમીનની ખીલવણી કેટલા ગરીબોનુ પોષણ કરી શકે ? કેટલા લક્ષધિપતીઓને-કરોડો નહીં પણ અજબ પતી બનાવી શકે ? રાજકીય સુખોમાથી મળવાના સુખો, આ કુદરતની કૃપાથી મળી શકે તે સુખો કરતા કમ છે ?

આ મ્હારા જેવા એક સાધુના વિચાર માત્ર નથી હો ! એવા સાધનોની ખીલવણી માટે પારસી કર્મયોગી સર જમસેદજી નસરવાનજી તાતાને હીદમા જન્મ આપી મ્હારા પ્રભુએ આપણા ઉપર કેવો ઉપકાર કર્યો છે ? એના હૃદયની વિશાળતાનો ખ્યાલ તને આવી શકે છે ? જે ભૂમિમા એવા મહાપુરૂષો જન્મે છે, જેમના જીવનનો હેતુ પોતાની પદદલિત જાતિને ઉચે લાલવાનો હોય છે તેજ ભૂમિના સતાનો ! તમે નિરૂદ્યમી રહો, તો કોનો વાંક છે ? સજોગો ને સહાય પ્રયત્ન વિના સામા આવશે કે ? પડો ! આથડો ! મુસીબતો વેઠો ! જે દેશોના મનુષ્યોને ઉન્નતિને શીખરે જોતા હોવ તેઓ તે સ્થિતિ શી રીતે પ્રાપ્ત કરી શકયા છે તે તપાસો ! તમારા માટે સીધાસટ રસ્તો બનાવી કુદરત પોતાનો પુરૂષાર્થના પરિણામે પ્રાપ્તિને સિદ્ધિ આપવાનો અટલ નિયમ બદલશે ?

નરહરી—કૃપાનિધે ! પ્રભો ? હુ આપને એટલો બધો નિર્માલ્ય મનુષ્ય લાગુ છુ કે-એટલી બધી વરાળ મ્હારામા પણ ભરવાની આપને અગત્ય લાગે છે ? હુ કહુ છુ કે-અમારા ઉદ્યોગના સાધનો ઉપર-અમારા ઉદ્યોગ માટેના ઉત્સાહ ઉપર

એવા મ્હોટા દબાણો મૂકાયલા અમને લાગે છે કે અમારો પુરૂષાર્થ અમને એક બાજુએ તાણી જાય છે, અને અમારા ઉપરના દબાણોથી અમે તસુભર આગળ જઇ શકતા નથી. દાખલો તેથી આપને સમજાવીશ. ધારો કે મુંબઇ ઇલાકાના મહેસુલમાંથી અમુક લાખ રૂપિઆ, દુકાળના વખતમા કુવા ખોદાવાના કામ માટે, દેશમા નવા ધન્ધા માટે ઉભા થતા કારખાનાને ઉત્તેજન આપવા માટે કંઇક નવું યંત્ર શોધનારને ઇનામ માટે, સંગ્રહસ્થાનો માટે, ખેતીવાડી માટેની પ્રયોગશાળા માટે, હુન્નરનાં પ્રદર્શનો માટે, અને એવા કામોમા ખર્ચવાની દરખાસ્ત મૂકવામાં આવે તો તે–"

મહારાજ—પણ હું સાંભળુ છુ ને કે હવે તો ઇલાકાના ખર્ચમા તમારો અવાજ વધારે મજબુત બનાવવાની યોજના ઘડાય છે–"

નરહરિ—હા બરોબર છે, તે ખરૂ છે પરંતુ ખર્ચ કરવાના સૂત્રોની મૂળ દોરી દિલ્હીમા રહેશે તો–"

મહારાજ—તે પણ આવશે! ક્રમે ક્રમે આવશે! ત્રીશ કરોડ મનુષ્યોની ભાગ્યરેખા અંકાવનારે કુનેહથી ને ધૈર્યથી કામ લેવાનુ છે

નરહરી—પણ પ્રભો! સંખ્યાબંધ મનુષ્યો કારોબારની નૌકાનુ સુકાન બદલવા પ્રયત્નશીલ રહ્યા છતા તે હતાશ કેમ બનવા પામતા હશે?

મહારાજ—"સંખ્યાબંધ" શબ્દ વાપરવામા ત્હારી ભૂલ ચાલી જાય છે. સંખ્યાબંધ મનુષ્યોની સામાન્ય ઇચ્છામાં તો એટલો બધો ઈશ્વરી અંશ રહેલો છે કે તે સર્વથા અજીત છે. માત્ર તે ઇચ્છા લાખો-કરોડો મનુષ્યોના હીતની હોવી જોઇએ-ભક્તિપૂર્વકની-ઉગ્ર હોવી જોઇએ અને પાપ રહિત હોવી જોઇએ. લાખો મનુષ્યોએ જે જનહીતની સામાન્ય ઈચ્છામાં પોતાનું આત્મબળ રેડેલું હોય તેના સામર્થ્યનો તને ખ્યાલ નથી જણાતો. તેનો ગેબી અવાજ ગુંગળાવાતો નથી તે તો પ્રભુના ધામ સુધી પ્હોચી શકે છે પૂર્વે ભક્ત પ્રલ્હાદને મ્હારા પ્રભુએ તાર્યા હતા તેમ, જે જે પ્રજાઓમા પૂર્વે સામાન્ય વિચારનુ સંગઠન થયેલું છે ત્યા એવુ થયેલું તું જોઇશ

નરહરી—પ...ણ ..પ ણ ..ત્યારે..

મહારાજ—ત્હારી શંકા હું સમજું છું તું એમ પૂછવા ધારતો હોય કે-ત્યારે હીંદમા કેમ તેમ નથી બનવા પામતુ ?-એ પ્રશ્નમાજ ત્હારો જવાબ સમાયલો છે આકાશમાં પૃથ્વી જેમ અમુક નક્ષત્રમાંથી પસાર થતાં અમુક પ્રકારના પવનનો અનુભવ કરે છે તેમ પ્રજાને પણ અમુક નિર્માણ કરાયલી સ્થિતિએ પ્હોંચતા પહેલાં, મત મતાંતરો અને તેના પરિણામોનો અનુભવ કરવાનો હોય છે. એવા સમયે એવોજ એક પ્રકારનો પવન વાતો અનુભવાય છે કે-સૌને પોતપોતાના, ગમે તેવા, મતનો આગ્રહ આવી જાય છે. વરસાદ વરસે ત્યારે ભલે પાસે છત્રી હોય તેથી ઓછા ભીંજાઇએ 'ઓવરકોટ'થી દેહ કદાચ ભીંજાયા વગરનો પણ રહે, પણ શરદીની અસર તો થાય. તાપ, ટાઢની ઋતુમાં પણ તેમજ, આ હિસાબે, પ્રજામાં મત મતાંતરનો પવન ચાલતો હોય તે ઋતુમા, સ્થુલ પરિણામોની ઋતુનો સમય તો દૂરજ હોય. એ પવન સૌને ઓછા વધતા પ્રમાણમાં લાગેજ લાગે દેહધારી સંસારીઓ એમાથી નજ બચે. રક્ષણ કરે, તથાપિ તેની અસર તો ભોગવવીજ પડે. એવા સમયમાં મનુષ્યના ક્ષુલ્લક ટુંક જીવન દરમ્યાન, આજુબાજુના તમામ સંજોગો લક્ષમાં લઇનેજ પરિણામની આશાઓ બાંધવી જોઇએ પ્રજાના અમુક નેતાએ ગફલત ખાધી હોય, તે ગફલતમા ધારો કે સમગ્ર પ્રજા પણ માત્ર તેની પ્રત્યેના માનની ખાતર શામેલ થવાનો સંજોગ ભળે, તો તો કદાચ પરિણામ ક્ષિતિજમા દેખાય, જો કે તે કાચુ અને હંગામી હોય. જેમ સંપૂર્ણ ત્યાગ વૃત્તિ અનુભવ્યેજ સંસારથી મુકત થઈ શકાય છે, તેમ અમુક પ્રજાને સદીઓ ભરની શિથિલતાને લીધે એક મ્હોટું દરદ-ગુમડું, થયુ હોય તેને 'પોટીસ' રૂપ તાપ જરૂર પુરતો ન મળે અને કાચુ ફુટે કે કાપવામાં આવે તો પુનરપિ તેજ મત મતાંતરોનો ભય ઉત્પન્ન થવા પામે. એટલે પ્રજાનો મ્હોટો ભાગ અમુક મતનો થતાં સુધી આગળ 'ધપવા'નો ઉપદેશ આપનાર નેતાઓ ઉદય માર્ગમા ભીંત ભૂલે છે. દહીં સ્થુલરૂપે હોય છે તેનુ માખણ થતા પૂર્વે છાશરૂપ મન્થન થાય છેજ-થવું જોઇએ એમાં પાણીનું મિશ્રણ થાય, વાંસ પણ ભળે, મતમતાંતરોની પેઠે અનેક દિશામાં તે ખેંચાય, તેવે વખતે માખણનો ઉતાવળીયો મ્હારો શ્રીકૃષ્ણ પ્રભુ છાશને દહીં સુદ્ધા પી જતો, તેવું ન થવું જોઇએ !

એથી તો માખણ સંતોષપૂર્વક ન આવવા દેવાથી યશોદા મૈયા નાખુશજ થતા હોવા જોઇએ

નરહરી—તો પછી પ્રભુ આવી સ્થિતિ કેમ ચાલુ રાખે છે?

મહારાજ—આ બધી તમારી ઉહાપોહ, પ્રભુને તો જાણે કોરે મૂકિનેજ થતી જોવામા આવે છે પ્રભુથી વ્યતિરિક્ત, તાત્કાલીક ફળના લાલચુ બનેલા, કૈક અંશે કીર્તિના અભખરાવાલા, જીવનના ટુંકાપણાનો ખ્યાલ ભૂલી ગયેલા, કર્તવ્ય પરાયણતાને મર્યાદિત બનાવી રહેલા, ઉતાવળીયા સંસારીયાંનીજ આ ધમાલ છે! ધર્મજીજ્ઞાસુઓ પરોપકાર વૃત્તિ સંપન્ન છતાં, તેમને માટે તો તટસ્થ રહી જોવાપણુંજ રહે છે, બીજો રસ્તો નથી

નરહરી—શું ત્યારે એ અમારી ધમાલમા આપના જેવા પરોપકાર વૃત્તિ સંપન્ન સાધુ પુરૂષોની સહાનુભૂતિ નથી?

મહારાજ—નથી કેમ? છે તેત્રીશ કરોડ મનુષ્યોના કલ્યાણના મંત્ર જાપમા સાધુઓ અલગ રહે તે તેમનુ સાધુપણુ કેમ કહેવાય? પણ તેનુ વાસ્તવીક સ્વરૂપ જૂદુ છે, અમારા પરોપકારની કક્ષા લાંબી છે હીંદને જેમ તું હાલ સ્વદેશ માની બેઠો છુ તેમ સમગ્ર બ્રહ્માંડ એ અમારો દેશ તેમાના મનુષ્યોજ નહીં પરંતુ પ્રાણિ માત્ર એ અમારા ભાડુ એ સર્વનુ ભલુ ઇચ્છવામા હીંદનુ ભલુ આવીજ જાય સર્વ જનોને સુખી ઇચ્છતા આપણે સુખી થઇએજ થઇએ મોડા થઇએ પણ ચિરકાળસુખી થયા વગર ન રહીએ એક સદ્ વિચાર માત્રના સ્થુલ રૂપ હોય છે, અને સુક્ષ્મ વાતાવરણમા એના આન્દોલનો થાય છે દેહમા હોઈએ છીએ ત્યા લગી દેશને પોતાનુ ઘર માની તેના પ્રયત્નોમા ભળવા સ્વાભાવિક વૃત્તિ થાય છે-પ્રભુની રચના એમ લાગે છે, પરંતુ દેહ છોડયા પછી એ માન્યતાની મર્યાદા અસાધારણ રીત્યે લંબાય છે એક દેશાભિમાની પ્રજાનો નેતા દેહ છોડે તે પછી તેના આત્માને બહુ આગ્રહપૂર્વક જીવલોકમાંથી બોલાવવાના પ્રયોગો થતા, તે જીવ પાછો પોતાને સ્થાને જવા અત્યાગ્રહ કરતો જોવામાં આવે છે! આ ત્હે નથી સાંભળ્યું? ચિર સ્મરણીય પ્રો. ગોખલેના આત્માને પુનામાં કેટલાક ધર્મ જીજ્ઞાસુઓએ બોલાવવાનો અખતરો કર્યો સાંભળવામા છે. ને તેમણે પાછા જવા ઉતાવળ કરેલી તે ત્હારા જાણવામાં હશે. એનું કારણ એમ છે કે મૃત્યુ પછી ઉચ્ચકોટિના આત્માને

વિચારનુ કર્તવ્યનુ ક્ષેત્ર એટલુ વિશાળ થતું હોવુ જોઇએ કે, દેહ ધારણ કરતી વખતની સ્થિતિનુ કર્તવ્ય તેની આગળ અણુ માત્ર લાગે છે અમે યોગાભ્યાસીઓ સદેહે એ માન્યતામા વિચરીયે છીએ, અથવા વિચરવાના અભ્યાસકો કહેવાઇએ એ પ્રદેશમા દેશ નથી–દેહ તો અહીજ ફેકી દીધો એટલે જાતિ નથી–દેહનેજ અંગે રહેલા ભૂખ તૃષા લાગણી વિકાર પણ કયાંથી હોય? **સમય** પણ એ પ્રદેશમાં બરફની પેઠે ગળી જાય છે **અવાજ** સુદ્ધા ત્યા બીન જરૂરનો ભાસે છે–પદાર્થોના નામો પણ વાયુરૂપ બની જાણે જતા રહે છે વિચારને પણ વિચારવાની જરૂર નથી રહેતી–ત્યા તો મરણ નથી તેમ જીવન પણ જાણે નથી. આત્માની તે સ્વતત્ર સ્થિતિ, હતી, છે, ને રહેશેજ એમા મૃત્યુલોકનુ ' હુ પણુ " ગળી ગયેલુ હોય છે એ પ્રદેશમા અલૌકિક ચિરસ્થાયિ મનથી અગમ્ય અસ્ખલિત આનદ વહ્યા કરે છે, એ બ્રહ્મજલમા સ્નાન કરી રહેલા આત્માની વાસ્તવ સ્થિતિનુ બ્યાન કરવા જીવ્હા અને ભાષા અસમર્થ છે નિદ્રામાથી ઉઠેલો દેહી, સ્વપ્ન તરફ ખ્યલ કરે તેમ, મૃત્યુ પછી આ વિશાળ પ્રદેશને નિહાળતો આત્મા કર્તવ્ય માટે મ્હોટુ ક્ષેત્ર જુવે છે

નરહરી—ત્યારે અમારે બધાએ એવા યોગી થઈ જવુ ?

મહારાજ—બધા ન થઇ શકે કહેવાનો હેતુ ખરોખર સમજ સર્વ જનોને સુખી ઇચ્છતા આપણુ સુખી રહીએજ રહીએ એ મહામત્ર મનમા ઠસાવીને કામ લેવુ જોઇએ ત્હારાજ મનમા રમી રહેલ કાર્યક્ષેત્રના દાખલાથી તુ વધારે સમજી શકીશ સ્વદેશીનો પ્રચાર વધ્યો છે ને હજુ વધ્યેજ જાય છે, જીવનભરના સેકડો વ્યક્તિઓના હવે વિરૂદ્ધના પ્રયત્નો થવા પામે તો પણ તે નહીં ખસે. સ્વદેશમા બનેલુ કાપડ માત્ર નહીં પણ દરેક વસ્તુ હીંદમા બનેલી વાપરવાની આદત, કરોડો મનુષ્યોના અતઃકરણમા ઘર કરી રહી છે મતલબ કે વિદેશી વસ્તુઓ ઉપર ત્યાગ વૃત્તિ થયે જાય છે એવે સમયે વિદેશી વસ્ત્રોની હોળી કરતી વખતે પચમહાલનાં જગલોમા ઘાસ કાપતી, ત્યાના સકટના નિરિક્ષણાર્થે ગયેલા મુસાફરને જોઇ, ઘાસવડે પોતાના અગ ઢાકનારી હીદી બાળાઓને વિસારી ન મૂકવી જોઇએ જે જે કારણોને લઇને, જેને હીદિ કહેવાનો અધિકાર છે એવા અનેક મનુષ્યોના અતકરણમાં આઘાત થવા પામે તેવે પ્રસંગે

કુનેહથી દીર્ઘદષ્ટિથી કામ લેવાવુ જોઇએ કુદરત દ્વારા, પ્રભુ અનેક સ્થળે આપસ આપસમાં કલહ પ્રસગો ઉપસ્થિત કરાવી આપણા કાન ઉઘાડે અને ત્યારેજ મુકરર કરાયલા કાર્યક્રમોમા આગળ વધતાં થોભીયે તે પહેલા પ્રભુની ભાષા વાચવા ટેવાવુ જોઇએ.

નરહરી—ત્યારે અમારા કાર્યક્રમમા આપ યોગી લોકની દષ્ટિથી કેવા ફેરફાર કરવા જોઇએ ?

મહારાજ—લોકમત સપૂર્ણ કેળવાય ત્યારે અમુક પગલુ ભરાય તે પહેલાં પ્રજામત કેળવવા પાછળ સતત પ્રયત્નો ચાલુ રહેવા જોઇએ લો મા તિલકે સરદાર ગૃહમા પોતાના દેહાંત પહેલા વીશ દીવસ અગાઉ એજ સુત્ર કહ્યુ હતુ કે—" જન સમુહ પાછળ આવે છે એમ સમજુ ત્યારેજ હું તો એક ડગલું આગળ ભરૂ " મહાત્મા રાનાડેનુ એજ વચન છે કે—ઓછામા ઓછી વિરૂદ્ધતા હોય ત્યાથીજ અમુક સુધારો શરૂ થઈ શકે નેતાનું નેતાપણુ શ્રેષ્ટ તો ત્યારેજ મનાય કે જે લોકોના સુખને અર્થે અમુક ધ્યેય નિર્માણ કરેલુ હોય, તેમને ઓછામાં ઓછી કનડગતથી તે પાર પડે. મોડુ થાય તો કાળને કઇ ઉમર નથી ભવિષ્યની પ્રજા આપણા પ્રયત્નોનુ પરિણામ ભોગવે અને તેમ કરતા હાલના કેટલાક અનિષ્ટો અટકાવાય તો સતુષ્ટ રહેવુ જોઇએ પ્રજામત કેળવાતા સુધી સપુર્ણ નીતિ શિક્ષણ પ્રજાને મળે તેવા પ્રબધો થવા જોઇએ અને એ નીતિ શિક્ષણમા સ્ત્રી શિક્ષણ પુરૂષોને આપવાના શિક્ષણ જેટલુજ ઉપયોગી નહીં પરતુ વધારે ઉપયોગી ગણાવું જોઇએ હીદમા સોમાથી એક સ્ત્રી હાલ ભણેલી હશે તે સ્ત્રી કેળવણી ઉપરથી આ ચર્ચા શરૂ કરી છે અને તેમાં ધર્મલક્ષ્મી નિર્મળા—ભદ્રબાળા—અને સરયુ—એટલાં સ્ત્રી રત્નો ગણાવ્યા, પણ તેવાની સખ્યા ત્યાજ અટકે છે.

નરહરી—પ્રભો ! આ જગલમાં ભોયરામા બેઠે બેઠે આપ જગતનું પણ નીરિક્ષણ શી રીત્યે કરતા હશો ?

મહારાજ—અમે લોકો અમારો આ વેષ સહજ બદલીને તમારા શહેરોમા તમારી જાહેર લાઇબ્રેરીઓમાં કવચિત ભાષણોમા હાજર હોઇએ છીએ. જન સ્વભાવનો પરિચય જગત ઉપર પરોપકાર કરવામા ઉપયોગી થઈ પડે છે. નિમળા-ભદ્રબાળા અને સરયુના નામ તકે ગણાવ્યા પરતુ એ ત્રણેના સ્વભાવમા—કાર્યક્રમની દિશાઓની ભિન્નતા સુધા, સ્ત્રી કેળવણી

દેશમાં કેટલા વેગે વધે છે: એ જોવા માટે, અમે પ્રસગે જાણવા પામીએ છીએ એ ત્રણમાથી નિર્મળા મહેન્દ્રપ્રસાદના પુત્ર રત્ન લક્ષ્મીપ્રસાદને પરણી છે એ પણ અમે અહી રહ્યા છતા જાણીએ છીએ મનહર અને ભદ્રબાલાના લગ્નની યોજના ત્હારી સમક્ષ થઈ સરયુદેવી અદ્‌ભુત પરાક્રમવાળી છે અને બ્રહ્મચારિણી રહે-વાની ઇચ્છા રાખી પરોપકારમા જીવન ગાળી રહી છે એ અમે જાણીએ છીએ એના જેવી સુશિક્ષિત સ્ત્રી તને કદાચ પ્રાપ્ત થાય.

નરહરી—સરયુદેવીની કીંકરીનો કીંકર થવાનુ મ્હારા જેવા અનાથના પ્રારબ્ધમાં કયાથી હોય ?

મહારાજ—અને જો તે હોય તો હુ કહુ છુ કે સસારમા પ્રવેશ થઈ તે પછી આવા સરખા આશ્રમનુ સેવન કરવાથી ત્હારા અનેક જન્મના અનિષ્ટો શમી જશે ને જગત ઉપર અનેક ઉપકારો તુ કરીશ એ મ્હારો આશિર્વાદ છે. હવે બહુ મોડુ થયુ છે હુ ધારૂ છુ કે–વિશ્રાન્તિ લઇએ પણ મ્હારે ત્હારા જેવા સુશિક્ષિત યુવકના સદ્‌વર્તનથી સંતુષ્ટ થયાના ચિન્હ તરિકે કઇક આપવુ જોઇએ.

મહારાજે કઈક સજ્ઞા કરી એટલે તેમના જેટલી ઉમ્મગ-વાળા એક વૃદ્ધ તપસ્વી જે ભોયરામાં સમાધિમા જોવામા આ-વ્યા હતા તે ઉપર આવ્યા.

મહારાજ—લે ! આ મ્હારા એક સ્નેહી યોગી બધુને ભેટ ! પૂર્વાશ્રમમા તે ત્હારા પિતાના કાકા હતા જેમની પાસેથી તુ અહીં આવવા પામ્યો છે હવે તુ પોતાને 'અનાથ' તરિકે ન ઓળખાવે એવી મ્હારી આજ્ઞા છે

હુ તો સ્તબ્ધ થયો ! મ્હારા પિતાના કાકાને સહર્ષ ભે-ટયો ! તેમની યોગ ક્રિયાઓને લીધે જર્જરીભૂત થયેલ નસોને શ્રમ પડશે, એમ લાગ્યુ ત્યારેજ હુ વિખુટો પડયો ! એમણે મ્હારા શીરે હાથ ફેરવ્યો, પુનરપિ ફેરવતા તે બોલ્યા

'જગતમા તને સગાની જરૂર પડવાના પ્રસગો આવે ત્યારે મ્હને ખબર મળ્યે હુ અવશ્ય તુ હઇશ ત્યા આવીશ' એમ કહી જાણે પાછા ભોયરામાં અદષ્ય થઇ ગયા

મહારાજ—વારૂ હવે, નરહરિ, આ ચર્ચાએ સહજ ગરમ પણ પવિત્ર બનાવેલ મ્હારા મસ્તિકની એવી સ્થિતિમા, આપણે માતૃભૂમિને વદન કરી વિશ્રાન્તિ લઇએ લાવ, પેલો મારો એકતારો !

" વંદેમાતરમ ....... .. "

મહાત્માએ ઉભા થઈ, હનુમાન આગળ જઇ, હાથમા એક-તારો લેઇ ઉપરના પદની પ્રથમ લીટી રાગ સાથે ગાવા માંડી કે તુર્તજ, ભોંયમાથી પ્રકટ થાય તેમ શિષ્યગણ આવી હારમા ઉભો રહ્યો અને બધાએ દિવસના શુભ કાર્યની સમાપ્તિ સુચક, અને લઘુ નિદ્રાને આવ્હાહન કરનારૂ ગીત સાથે ઉભા રહી ગાવા માડયુ .—

" વ દેમાતરમ્ સુજલામ, સુફલામ્,
મલયજ શીતલામ્ .... શસ્ય શામલામ્ માતરમ્,
શુભ્ર જ્યોત્સ્ના, પુલકિત યામિનીમ્,
ફુલ કુસુમિત, દ્રુમદલ શોભિનીમ્,
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ, બલદામ, માતરમ્
ત્રિંષત્ કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે
ષષ્ટિ કોટિ ભૂજૈ ધૃતસર કરાલે,
કેવલે માતુ અબલે.........
બહુ બલ ધારિણીમ્... ..નમામિ તારિણીમ્
રિપુદલવારિણીમ . ... ..માતરમ્ "

મહારાજ—બસ ! હવે વળી બાકીનું બીજે પ્રસગે. હવે તમે સ્વસ્થ નિદ્રા લો ! જેથી સ્વાસ્થ્ય જળવાઇ સુકર્મો માટે પ્રાત કાળમા પુનરપિ પ્રયત્નવાન બનો !

શેઠ આ બધુ ઉભો ઉભો જોઇજ રહ્યો હતો તેનાથી બો-લ્યા વગર રહેવાયુ નહીં કે-ગેહાણીના જેવી અજબ નિડકા નહીં પણ સ્વસ્ઠ નિડરા "

---

## પ્રકરણ ૨૦ મું.

### " પાંડુશેરીની મ્હારીયણ. "

પ્રાત કાળ થયો ! પ્રભુનાં ગીતો ગાતાં હોય તેમ પક્ષીઓ-ના મધુર કુજનથી અને મહારાજે વ્હેલા ઉઠી ગાવા માંડેલાં પ્ર-ભાતનાં ભજનોના મધુર અવાજથી આશ્રમની ભૂમિની આસ-પાસનું વાતાવરણ ગંભીર પવિત્રતા ધારણ કરી રહ્યું હતું પરિશ્રમને લીધે રાત્રિ ભર મીઠી ઉંઘ પૂર્ણ રીત્યે લીધેલી હોવા-

થી મુસાફરોમાંથી રસોઇ કરનાર બ્રાહ્મણી ડોશી સાથી વ્હેલી ઉઠી બળદ હાંકનાર છોકરાને ઉઠાડી સ્વસ્થ કર્યો અને જુનો પૂરાનો રથ કહો કે મ્યાનો કહો તે ભીંજાયલો હોવાથી તેને સાફસુફ કરાવી અંદર બિછાનું નાખ્યું ઓરડીમાંથી છોકરાંને ઉંચકી અંદર સુવાડી દીધાં. એટલામાં શેઠ ઉઠયો!

"અરે બડામણી! શેહાની ટો જન લઇ આવટા ઉંઘમાં ને ઉંઘમાં ચાલટા ઠયા હટા ટેમ રાટડે પન વાઘા ટરફ ચાલી નીકળ્યાં હટા—'

"હેં! હેં! ગજબ થયો! પછી શી રીત્યે પાછાં આવ્યાં!" ડોશી બોલી

"એ ટો મહાડાજની અજબ કીડપાઠીજ ટો! બે ચાર માણસો ડોડાવી મેલ્યા વાઘામાં પુડ ન આવ્યું હટ ટો ટો પટો મોડો લાગટ! વાડુ હવે ટમ ચાલવાની ટૈયાડી કડો

શેઠાણી ઉઠીને સજ થઈ બેઠા હતા તે આવીને માફામાં બેઠા એટલે સેકડો ઉંદગાના ચું ચું થતા અવાજ પેઠે કરતો માફો ચાલવા માંડ્યો! ડોસી પાછળ પાછળ ચાલવા માંડી.

આ વખતે નરહરિ, વ્હેલો ઉઠી, મહારાજની આજ્ઞા લઇ તેના વડિલ કાકાને પણ અનેક પ્રણામ કરી આવી, સાથેના લોટામાં ગરમ કરેલું દુધ તૈયાર રાખી, માફો ઉપડવાની વાટ જોતો બેઠો એકાદ માઇલ સુધી મનહર તેની સાથેજ આવવાનો હતો—પછી તેને પગ રસ્તે જવાનું હતું. રસ્તા જૂદા પડયા ત્યાં મનહરે નરહરીનો ઉપકાર માન્યો તેના આવાગમનેજ એને સંસારમાં દિશા સુઝાડી હતી નરહરીએ પોતાનો ચિંતાભાર એને જણાવ્યો ન હતો પુનરપિ અનેક મળવાના પ્રસંગો પ્રાપ્ત થશે એવી ઉભય ઇચ્છા કરતા છૂટા પડયા.

રાત્રિનું પૂર ઉતરી જવાથી માફો પશ્ચિમ બાજુએ વાઘામાં સહી સલામત ઉતરી આગળ ચાલ્યો હતો નરહરી માફાને પ્હોચી વળતાજ તેણે શેઠને કહ્યું કે "હુ સ્વયં સેવક છું એ મ્હે આપને વાત નથી કરી રસ્તે જતા પણ કોઈ મુસાફરને મદદ કરવાનો અમારો ધર્મ છે મ્હારી સાથે આ ગરમ દુધ છે. મહારાજની પ્રસાદિ છે આ બચ્ચાને આપની ઇચ્છા હોય તો તે હુ આપુ."

"અડે ટમાડુ ભલુ ઠાય! મહાડાજની પડસાડી છેટો બે છોકડીઓને આપવા ડો આપવા ડો"

શેઠાણીએ માફામા ખેંઠે ખેંઠે આ ઉપરથી શેઠને એવી એક કપડામા પગ ગખા ' ગુપ્ત લાત માગી કે તથી શેઠ પડતા પડતા રહી ગયા પણ વધારે વીધિની વાટ ન જોતા નરહરિએ બઉ બચ્ચાને એક પછી એક ઉપાડી લીધા, અને છોકરા પણ લોહચુંબક તરફ સોય આકર્ષાય તેમ તેના હાથ લાંબા થતાંજ તેની પાસે આવ્યા ! માફા ચાલવા માડયો બ્રાહ્મણી અને નોકર પાછળ હતા તમની સાથ રહી નરહરિએ બઉ છોકરાને દુધ પાયુ 'મ્હોટી છોડી 'એ જગલ જવા ઇચ્છા બતાવી એટલે નજીકના કુવામાથી પાણી કહાડી લાવવા બ્રાહ્મણી અને નોકરને નરહરિએ મોકલ્યા. એટલે નરહરિએ હૃદય ખુલ્લુ કરવા માડયુ.

" કુજવિહારીભાઇ ! હવે બોલો આ કપડા તમને કોણે પહેરાવ્યા ? "

" મોટાભાઇ ! આ કપલા-પેલાવા છે દાગીના પેટીમા મૂક્યા છે-માલતા નથી હા-હવે બાપાજી પાસે ચાલો."

' ચુપ ' હવે અહી બોલવાનુ નથી હો ! "

ડોશીમા પાણી લઇને આવી અને પાછા છોકરાને માફામા બેસાર્યા અને ડોશી સાથ નરહરિએ વાતો ચલાવી —

" અહો ડોશીમા ! તમે તો રાતે ઉંઘી ગયા હતા, શેઠાણીને કંઈ સ્વપ્ન આવવાથી આ બાજુ ચાલી નીકળેલ તેથી અમે બધા-"

" ભાઈ ! " ડોશી બોલી " દુ ખી માણસને એવી મ્હારા જેવીજ ઉંઘ હજો ! ઉંઘમા દુ ખ અડધુ ભૂલી જવાય છે "

નરહરિ—માજી ! શેઠને રસોઈ કરી આપી, નિરાતે ઇશ્વર સ્મરણ કરવાનુ તેમા તમને કોઇ દુ ખી હશો એમ જાણે ખરૂ ?

ડોશી—અરેરે ભાઇ ! મ્હારા જેવું જગતમા બીજુ કોણ વધારે દુ ખી હશે ? બહુ દુ:ખ વેઠીને એક દીકરાને બી. એ. ની પરિક્ષામા પાસ થતા સુધી ભણાવ્યો અને પછી—

નરહરિ—અરેરે ! તે મરી ગયો ?

ડોશી—મરી ગયો હત તો કંઈ જુદોજ રસ્તો નીકળત પ્રારબ્ધમા ન હતો એમ માની દિલાસો મેળવત—"

" ત્યારે શુ થયુ ? "

" અરે ! જે થયુ છે તે મ્હારૂ મન જાણે છે." કહી ડોશીએ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો.

"કહેવાય એવું ન હોય તો કંઈ હરકત નથી, અને કહી શકો તેમ હોય તો તેનો કંઇક રસ્તો નીકળશે"

"રસ્તો શું નીકળે તેમ છે? સાભળો, એ છોકરો મેટ્રીકની પરિક્ષામા પાસ થયો ત્યા સુધી એની બુદ્ધિ ઠીક હતી પછીથી એક પડોશીના ઉદ્ધત છોકરાની તેને સોબત લાગી તેની સાથે તે એક એવી ટોળીમાં ભળ્યો કે હુ ઘરમા ઠાકોરજીની સેવા રાખુ છુ અને છોકરો બ્હારથી કલબમા જઇને આવે કે બુટ પ્હેરેલા હોય ને ચોકડી ઉપર ચઢે! મ્હને તેથી કમકમી છૂટે! એટલે કહેશે કે ડોશી તું ગાંડી થઈ છે એની ઉદ્ધતાઇ બ્હાર ન પડે અને એને અમારા કુટુંબની આબરૂના પ્રમાણમા કોઇ સારા ઘરની કન્યા મળે તે માટે હુ ગુપચુપ એનુ વર્તન સહન કરતી એવામા એક પ્રતિષ્ઠિત અને શ્રીમત કુટુંબમાથી તેને માટે કન્યાનુ માગુ આવ્યુ મ્હે તે સ્વીકાર્યું અને ચાલ્લો કરવાનો દિવસ મુકરર કર્યો! પણ ભાઇ, ગરીબનુ નસીબ ગરીબ હોય છે જે દીવસે ચાલ્લો કરવાનું મુહુર્ત ઠરાવ્યુ હતુ તેને આગલે દીવસે ભાઇ કોઇ જુગારીઓની ટોળીમા બેઠેલા કન્યાના બાપના જોવામા આવ્યા! અને ચાલ્લાની વાત પડતી મુકવામાં આવી.

એ પછી છોકરાનો મિજાજ હાથથી ગયો અને થોડા દીવસે એ પુના નાશિક તરફ ચાલ્યો ગયો ત્યાથી આ કાગળ છે તે જુઓ" એમ કહી ડોશીએ કમખામાથી એક કાગળ કહાડી નરહરિના હાથમા મુકયો નરહરિએ તેમા નીચે મુજબ લખેલું જોયુ —

"માતુશ્રી જોગ લી૰ "હિંદુસ્થાનમા અવલોકન માટે 'નીકળેલો તમારો પુત્ર ઉદ્ધતલાલ બી એ

"જેને બારાખડી પણ પૂરી આવડતી નથી એવા માતાને ' મ્હારા જેવાએ શું લખવું તેનો મને પ્રશ્ન થાય છે. પણ ' કદાચ્ મ્હારી કારણસરની ગેરહાજરીને લીધે તમે મને મરી " ગયો સમજી તમારા જરી પુરાના સ્વભાવ પ્રમાણે આપઘાત ' કરવા તત્પર ન થાઓ તેથીજ આ કાગળ લખવો પડે છે.

"આજ કાલ કરતા મ્હારી ઉમર તેવીસ વર્ષની થઇ છે. "અંબાશકર શાસ્ત્રીને ત્યાથી વેવીશાળ ભાગી પડયુ તે એક "રીત્યે નિરાત થઈ છે નહીં તો એક અણઘડ સાથે જોડાવુ

"પડત ! એમ સમજજો ! હુ હવે તમને મ્હારા વેવીશાળની
"ઉપાધિમાથી મુક્ત કરૂ છુ હવે તો બધી હીંદુ જાતિના મહા
"સાગરમાથી કન્યા રત્ન શોધી લેવાનો વધાવી લેવા જેવો
"જમાનો આવે છે માટે ગભરાશો નહીં કન્યાઓ શોધવાનુ
"ક્ષેત્ર વધ્યુ તેથી ગમે તે જાતિમાથી સુઘડ, સુશિક્ષિત કન્યા
"મેળવી શકીશ ગમે તે જાતિ, એટલે ચારે વર્ણમાથી ગમે તે
"જાતિની કન્યા લેવાની હવે છૂટ થાય છે કદાચ ઢેડ જાતિની
"હોય, પણ લાયક વર માટે લાયક કન્યા મળી આવે તો
"જાતિનો વિકાસ થતા-વર્ણાશ્રમ ધર્મ નષ્ટ થતાં-હવે તેની કન્યા
"એક બ્રાહ્મણ પરણે તો તે લગ્ન કાયદેસરના ગણાશે શો હર્ષ?
"શો ઉત્કર્ષ ? દેશોદય હવે કયા દુર છે ? રાજકીય હકો આપ-
"નારા પણ હવે કેટલા હર્ષઘેલા થશે ? સ્વરાજ્ય અને હાલની
"આપણી અધમ સ્થિતિ વચ્ચે માત્ર આટલોજ અતરાય હતો
"તે દુર થતા, હીંદની દુખી સ્થિતિ એકદમ ફરી જવાની ! એ
"વિચાર તરગમાથી હુ ઘણો હર્ષઘેલો બની જાઉં છુ, બસ,
"હવે આ કાગલ પુરો કરૂ છુ. માતુશ્રી, હવે હુ આ નવી
"રચાતી દુનીયાના નિયમાનુસાર મ્હારા લગ્નની તજવીજમા છું
"એક ઉત્તમ કન્યાની પસદગી પણ થઇ છે. લગ્ન અહીંજ-હું
"જયા છુ ત્યાજ થશે તમારે કોઇને આવવાની જરૂર હું જેતો
"નથી અહી એક આપણુ સગુ કુટુબ છે તે મદદ કરશે તો
"સ્વીકારીશ નહીં તો કોઇની જરૂર નથી આવા આત્મભોગ
"વગર સસાર સુધારો થતો નથી એમ રેવરન્ડ બટનવર્થે કહેલું
"તે બરાબર નીવડયુ ! તમે મને જવાબ લખવાની ઉપાધિમા
"પડશો નહિ માત્ર પહ્લાના દાગીના આપણે કરાવી રાખ્યા છે
"તે નાસિકના પોસ્ટ માસ્તરની મારફતે મને દસેક દીવસમા
"મળે તેમ કરજો, નહિ તો મારે તે લેવા ખાસ માણુસ મોકલવુ
"પડશે હાલ તો હુ એ બાજુ આવવા ધારતો નથી દા પોતે."

કાગળ વાચી નરહરિને ડોશીની સ્થિતિ ઉપર બહુ દયા આવી તેણે પૂછ્યુ—

"ત્યારે તમે પહ્લાના દાગીના તમારા છોકરાને મોકલાવશો કે નહિ ?'

ડોશી—તમે એમ કરવાની સલાહ આપો છો ? એને તો મ્હે દળણા દળીને પણ કેળવણી આપી છે તે રળી ખાશે, પણ

મ્હારી વૃદ્ધાવસ્થા શી રીત્યે જશે ? એટલે દાગીના એક શેઠની પેઢીમા અનામત મૂકયા છે અને હુ આ બિચારા ભોળા ગાંડા જેવા શેઠને રસોઇ કરી આપી ગૂજરાન કરૂ છુ

ઉપર મુજબ તેમની વાત ચાલતી હતી તેવામા આગળ ચાલતો માફો, રાતના વરસાદથી ભીજાયલો હોવાથી તેનુ એક પૈડુ ભાગી ગયુ ! અહીંથી સ્ટેશન હવે અડધા માઇલ રહ્યુ હતુ અને આ અકસ્માત એક ગામડાના પાદરે આવેલા પટેલના ઘર નજીક થયો હતો નરહરિએ એકદમ, પ્રલ્હાદને તારવા દોડેલા ભગવાનની પેઠે દોટ કહાડી બે છોકરાને ઉચકી લીધા. શેઠાણી જાળવીને નીચે ઉતરી પડયા. માફો પટેલને ઘેર મૂકયો સર-સામાન બળદ હાકનાર છોકરાને અને બ્રાહ્મણીને ઉચકવો પડયો માત્ર સોપારીના ભૂકાનો ખરીતો શેઠે લીધો. અને શીશીકની ન્હાની પેટી શેઠાણીએ સાથે લઇ લીધી બે છોકરાંને બેઉ ખભા ઉપર બેસારી, ગુરૂ દત્તાત્રય સમો લાગતો નરહરિ ઉતાવળો સ્ટેશન ભણી ચાલ્યો. અને તેની પાછળ શેઠ શેઠાણી બ્રાહ્મણી, બળદ હાકનાર છોકરા સૌ આશરે પા કલાક ગાડીના વખત પહેલા આવી પહોચ્યા અહીં જકશન સ્ટેશન હોવાથી લગભગ આખો દીવસ અને વિશેષ કરીને ગાડીના વખતે એક પ્રકારના મેળા જેવુ રહેતુ શેઠ અને શેઠાણી ટીકીટ ખરીદવાના કામમા ગુથાયલા હતા તેવામા નરહરિની દોડાદોડ જુદાજ પ્રકારની જેવામા આવી તેણે તાર આફીસમા જઇ બે જગોએ તાર કરાવ્યા સ્ટેશન ઉપર ફરતા એક પારસી ગૃહસ્થને મળ્યો ને તેની સાથે બે ત્રણ મીનીટ વાત કરી એક ઓળખીતા પાસે ટીકીટ મગાવી લીધી અને ગાડી આવી પહોચી એટલે એક ખાનુ ખાલી જેવુ જોયુ તેમા શેઠ શેઠાણી બ્રાહ્મણી બે છોકરા અને ગાડી હાકનાર છોકરાને બેસારી પોતે બેસી ગયો એવામા એક પારસી સ્ત્રીપુરૂષ તેમા આવી બેઠા તેમની પાસે બીજા વર્ગ-ની ટીકીટ હતી છતા ત્રીજા વર્ગમા આવીને બેસવાનુ કારણ શેઠે પૂછયુ તેના જવાબમા પારસી ગૃહસ્થે ખુલાસો કર્યો કે બીજા વર્ગમા બે સોલજરો દારૂ પીને બેઠેલા હોવાથી તેને અહીં આવ-વાની જરૂર પડી છે ડોરી સકોચાઇને બાઇ પાસે જઇ બેઠી એટલામાં બે ગૃહસ્થો "સાહેબ બે માણસની જોગવાઇ કરશો ?" કહી અદર દાખલ થયા એ રીતે અગીયાર માણસ બેઠા પછી

ગાડી ઉપડવાને એકાદ મીનિટ બાકી હશે તેવામા એક સફેદ સાડીમાં સજ થયેલી, રંગે કસોટીના પત્થર જેવી પણ ચળકતી ચામડીની, માથાના વાળમા છેલ્લામા છેલ્લી ઢબના ગુચ્છા પાડી તેમાં "મલયાગરિ" હેરઓઇલના ટોઇલેટની ભભક પ્રસારતી એક સોળ સત્તર વર્ષની સ્ત્રી હાથમા એક ચામડાની બેંગ સાથે આ ખાનામા દાખલ થવા આવી, તેને કહેવામા આવ્યુ કે હવે અહી બીલકુલ જગો નથી એટલે એ કહે કે "હુ દૂરથી આવુ છુ અને જગા નહીં હોય તો ઉભી રહીશ" એટલે પેસેન્જરોની મુશીબતો તરફ નિર્દોષ હાસ્યથી જોતા પારસી ગૃહસ્થે બારણુ ઉઘાડી, બ્રાહ્મણી ડોશી પાસે થોડીક જગો કરી અપાવી

"તમે દૂરથી એટલે કયાથી આવો છો?" પારસી ગૃહસ્થે પૂછ્યુ

"શેઠ, પાડુશેરીથી" એ બાઇએ કહ્યુ.

"નેટીવ ક્રીસ્ટીયન જેવી લાગેચ," પારસી બાનુએ પારસી ગૃહસ્થના કાનમાં કહ્યું

"નહિરે, કોઇ બીજીજ જાત છે" પારસીએ તેનો પ્રત્યુત્તર આપ્યો

ડોશી—સાકડીશેરી તો સાભળી છે પણ પાડુશેરી તો આજ સાભળીએ છીએ.

પારસી—પાડુશેરી નહીં હોય, પણ પોન્ડીચેરી જે ફ્રેન્ચ લોકોનુ છે—"

"હા તેજ તેજ!" એ બાઇ બોલી ઉઠી

"ત્યારે તમે ગુજરાતી ભાષા શી રીત્યે બોલી શકો છો?" પારસી બાનુએ પૂછ્યુ

"મૂળ તો હમે સુરત પાછે રાદેર તરફના" એ બાઇ બોલી

પારસી—ને જાતે કોણ છો?

બાઇ—જાતે? જાતે? જાતે વળી હિંદુ બીજુ કોણ?

પારસી—હીદુ તો ખરા પણ હિદુમા કઈ ન્યાતના?

બાઇ—નાતો હજુ કયા સુધી રહે છે? (રહેશે?) નાત બાત હવે જવા દો!

પારસી બાઇ—તો પણ કહેતા તમને કાંઇ હરકત છે?

બાઈ—ના હરકત તો કાંઇ નથી પણ હવે બધી નાતો એક થઇ ગઇ છે એટલે શુ છે? અમે મુળ તો "પ્હારીયા" છમજાયા કે ની?

પારસી—મ્હારીઆ એટલે ઢેડજ તો ?

ભાઇ—હા, હા, પણ તેમા શુ છે ?

બ્રાહ્મણી—અરે ત્હારૂ સત્યાનાશ જાયરે, મોઇ બોલતી કેમ નથી ? આઘી બેસ, અભડાવી માર્યો ?

પારસી જોડુ ખડખડ હસી પડયુ

તે બાઇ પેસેન્જર બોલી—ત્હારા જેવી ડોછીઓએજ હીદુ- છતાનનુ છત્યાનાશ વાલ્યુ છે

ડોશી—અને તુ બધી દુનીયામા દુ ખનો અગ્ની હોલવવા કયાથી જન્મી છુ ? રાડ ? આ બધુ ભાતુ અભડાવ્યુ ? આ શેઠ-આ છોકરા-શેઠાણીને હવે અપવાસ પડશે.

પારસી—ડોસીમા ! તમે શાતિ રાખો !

ડોશી—હા, ભાઇ, ખરી વાત છે મ્હારે ને એને કયા જન્મારાનો પ્રસ ગ પડેલો છે ? ગાડીની સોબત ! આવતા જતાનો મેળો ! એટલે એ વાતજ હુ કોરે મૂકીશ વારૂ ભાઇ તમારૂ નામ શું ?

પારસી—સાવકસા–

ડોશી—શ્રાવક છો ? તે શ્વેતાબર કે દીગબર ? ! ને આ બાઇનુ શુ નામ ? ? તમારામા નારગી અને એવા એવા નામ હોય છે તે ખરી વાત ?

પારસી—ડોશીમા, અમે તો પારસી છીએ, પારસી

ડોશી—ઠી-ઇ-ક, તેમાજ આ બાઇએ જનોઇની પેઠે સાડી રાખી દીધી છે મ્હને વ્હેમ તો પડયો હતો પણ ભાઇ તમે પારસીની ટોપી પહેરી નથી ને હીંદુ જેવા દેખાઓ છો એટલે મ્હારાથી એમ પૂછાયુ તમને ખોટુ તો નથી લાગ્યુ ને ?

પારસી—ના, રે ના, કઇજ નહી

ડોશી—તમે ધધા શું કરો છો ?

સાવકસા—ડોશીમા, હુ નોકરી કરૂ છુ અને આ શીરીનબાઇ માગ ધનીયાની છે તે ખાનગી દવાખાનુ ચલાવે છે અમારામા તમારી પેઠે બૈરા સુસ્ત બેસી રહેવાનો ધધા કરતા નથી પણ પુરૂષને પોતાથી બનતી મદદ કરે છે

શીરીન—" તમને ડોસીમાના બોલવાથી સહજ ખોટુ લાગ્યુ હસે નહીં વારૂ ? "

"ખોટુ છાનુ ? અમને કેળવાયલા સુધારકોને ખોટુ લાગે તો હીંદુ છતાનનુ ભલુ થતા વાર લાગે-"

"ત્યારે તમે કેળવણી પણ લીધેલી લાગે છે-" શીરીને પૂછ્યુ.

"કેમ નહી ? લગભગ મેટરીક સુધી ભની છુ ! પછી-"

"પછી કેમ આગળ ન વધ્યા' શીરીને પૂછ્યુ.

"પછી-પછી-પછીતો જાનોછોને? "પ્રોપોઝરો" નો શાફડો ફાતી નીકળ્યો !! પછી શુ કરે ?-'

"પછી લગનમા જોરાવુ પર્યું હશે !" શીરીને કહ્યુ.

"ના, હજુ હવે"

"આ બાજુ કયા જાઓ છો ?" શીરીને પૂછ્યુ

મ્હારા ધની એક બાહોશ ગ્રેજ્યુએટ છે. સુધારક છે. તેમની મા—

"એટલે તમારા સાસુજી, એમજ કહોને-" શીરીને વચમાં કહ્યુ

"હા, હા છમજો તો તેમજ થયુ પન તે જરી પુરાના વિચારના અછલી હટપકડુ પ્રથમની બામની જાતિનાં એટલે કદાચજ છમજી શકે વારૂ, તે કાઠિયાવાડમા રહે છે. અમારે નોકરી મેળવવી, અગર બીજો ધધા શરૂ કરતાં પહેલા કઇક થાપન જોઇએ તે છારૂ હું તેમની પાછે જાઉ છુ"

"તેમની પાસે થાપણ હશે-'

"થાપણુ બાપણુતો છાની ? બધો હીદુછતાન દેછ ગરીબ ત્યા આ લોકો પાછે થાપણ છાની હોય ?! તોપણ મારા ધનીએ કેટલાક દાગીના કરાવેલા છે તે-"

"તે લેવા જતાં હશો બરોબર છે હુ સમજી, તમારા સુધારાના હેતુઓ તરફ અમારી દીલસોજી છે, પણ સુધારો આગળ વધારવાની તમારી ધમાલમા તમારે સાસુને કફોડી સ્થિતિમા ન મૂકવી જોઇએ તે તરફ ધ્યાન રાખજો હુ તો આતો સહજ વાત કરૂ છુ હો, ખોટુ ન માનશો વારૂ, પણ જુના વિચારની સાસુ તે દાગીના તમને આપસે કેમ ? માફ કરજો, હો, મ્હને સહજ શંકા થઈ તેથી પુછુ છું"

એટલું કહેતામાનો તે બાઇએ પોતાની પાસેની બેગ ઉઘાડી તેમાંથી એક કાગળ કહાડી શીરીનબાઈના હાથમા મૂકયો

આ વખતે ગાડી ઉપડવા માટે સીસોટી થઇ એટલે ડોશી બાતું નીચે નાખી દેવા ચડી હતી તે નીચેથી ઉપર ચડી ગઇ.

નરહરિ ગાડીમા ચાલતા પ્રકરણનુ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતો હતો ડોશીને તેણે પોતાની સામે શેઠાણી પાસે બે છોકરા બેઠેલા હતા તેમના નજીક જગો કરી આપી, અને તેને ત્યા બેસવા કહ્યુ અને "હવેના મકામે બધાના કપડા મ્હારે ધોઇ નાખવા પડશે" એમ બબડતી ડોશી નીચે બેઠી

શીરીનબાઇને આપેલો કાગળ તેણીએ વાચી તે કાગળ આપનાર બાઈના સામે સહજ જોઇ, માત્ર દૃષ્ટિથીજ તેની સમતિ માગી, પોતાના ધણીના હાથમા મુકયો શાવકશા બે છોકરા સામે જોઇ રહ્યા હતા તેમણે તે કાગળ ઉપર ઉપરથી જોઇ લીધા, પછી નરહરિના હાથમા મૂકયો ખહુ સુશોભિત કવરમા તે કાગળ હતો આ કાગળોની મોઘવારીનો જમાનો જોતા આ દગ્નો નોટ-પેપર પણ ચિત્તાકર્ષક જણાયો નરહરિ તે વાચવા લાગ્યો-

"માતુશ્રીજોગ—લી તમારો પુત્ર ઉદ્ધતલાલ બી. એ

"સજોગોને લીધે મ્હારે આ તમને બીજો પત્ર લખવો પડે "છે જેની નોધ સ્વીકારશો હીંદુઓમા કન્યા શોધવા માટેના "કુડાળા હદ ઉપરાત સકુચિત બની રહ્યા હતા તેમને પાસીફીક "મહાસાગર જેવડા મ્હોટા કરવા માટે મી પટેલને કોટી કોટી "ધન્યવાદ હોજો! હુ તો શું પણ "પોસ્ટેરીટી" એટલે ભવિ "ષ્યની પ્રજા પણ વર્ણાન્તર લગ્નની સરળતાને લીધ તેમને ધન્ય "વાદ આપવાની! અસ્તુ! તમારા જેવાની સાથે મ્હારે તે બાબત 'માથાફોડ કરવાની નથી માત્ર જે સુધરેલા વિચારના છે જેઓ સમજે છે હીદુ કોમના એકપણામા હીદની વાસ્તવીક ઉન્નતિ "સમાયલી છે તેમની સાથેજ અમારી આ વિષય ઉપર વાતચીત 'ચર્ચા શોભે છે, ડોશી શાસ્ત્રને વળગી રહેલા, જરી પુરાના વિ "ચારના હઠ પકડુ મનુષ્યોના સમુહને કેળવવાનો હવે વખત "રહ્યો નથી, માટે એકલા ખરા સુધારકોએજ આગળ કુચ કર વાની છે અસ્તુ!

"તમને આ કાગળ લખવાનો હેતુ જુદોજ છે। પરતુ "મ્હારા હૃદયમા સુધારાનો પવન સૌથી અગ્રસ્થાને હોવાથી અના યાસે મ્હારા દરેક પત્રોમાં એ બામતનો ઇસારો થઈજ જાય છે, "એટલે હુ એમાં નિરૂપાય છુ એમ કહુ તો ચાલે! અસ્તુ!"

પ્રથમ જે ગૃહસ્થ આપણે ત્યા મ્હારા માટે ચાલ્લાનું ક-

હેવા આવેલા તેમની તરફના દરેક પ્રયાસોને હવે તિલાંજલિ આપશો ! નથી મ્હારે એ અશિક્ષિત અણઘડ અજ્ઞાન ખોથડ લો-કોનાં તેવાંજ સંતાનો જોડે મ્હારા સુભાગ્યને સાધવુ ! હીદનો ઉદય પ્રવાહ જુદીજ દીશામા વહન કરી રહ્યો છે ! એટલે મ્હે તે તરફ માગ વિચારોને વાળ્યા છે ને સંસારમા તે માગે પ્ર-યાણ પણ કરી ચુકેલો છુ ! અને મીસ કનીષ્ટીકા નામની એક સુશિક્ષિત કુમારિકા સાથે લગ્ન માટે નકી કર્યું છે. અહીં એક સારી નોકરી માટેના પ્રયાસમાં છુ ને સુભાગ્યે અને મ્હારા કેટ-લાક સુધારક મુરબ્બીઓની કૃપાથી તે મેળવવા હુ ફતેહમંદ કદાચ "થઇશ. પરંતુ તે ફતેહ અને આ સ્થીતિની વચમા સુમારે રૂ "૫૦૦ ની પાચસેની આવશ્યકતા લાગે છે તેટલુ ખર્ચ થતાં હુ "સારી નોકરી મેળવી શકીશ એમ મ્હારા એક સન્મિત્રનુ કથન "છે મ્હારૂ ભાગ્ય આ રીત્યે સુધારતા, તમે ગમે તેવા વિચા-"રના હશો તથાપિ તમારા તરફ પણ હું કટકો તુકડો ફેકતો "રહીશ. જો કે સમાન વિચારના મનુષ્યો પ્રત્યેજ અમારા મંડળનાં "હૃદયો આકર્ષાય છે તો પણ હુ તેમ કરીશ."

"આ સાથે ભવિષ્યની મીસીસ ઉદ્ધતલાલને મોકલુ છુ "તેમને આપણે કરાવેલા દાગીના તમામ સોપવા તમારા જાણ-"વામા હશેજ કે આપણી કુલ મીલકતનુ સ્વામિત્વ કાયદેસર "રીત્યે મહારૂ છે. મીસીસ ઉદ્ધતલાલને ઉંચે સ્વરે પણ બોલવાનુ "નથી એ ખાસ કરીને તમારે યાદ રાખવુ જો કે એ અંત્યજ "જાતિમાંથી આવે છે તથાપિ એનુ અંત:કરણ એક ઉચ્ચ બ્રાહ્મણ "કુમારિકા કરતા પણ શુદ્ધ છે જાતિ હવે જોવાની નથી, અંત "કરણજ જોવાનુ છે જમાનાનો જુસ્સો હવે એ દીશા તરફ "ચાલ્યો છે અને હું તેમા અપવાદ રૂપ હોઉ તો મ્હારી કેળ-"વણીજ લાજે !"

"મીસીસ ઉદ્ધતલાલને તુર્ત વિદાય કરવાં એમાં વિલંબ "ન થવો જોઇએ કદાચ મહારા આ ધાર્મિક પગલાથી તમારા "વિચારો બદલાઇ સુધર્યા હોય તો પણ હાલ તમારે તેમની "સાથે આવવા જરૂર નથી એજ" લી.

હવે તો માત્ર તમારો

વિશ્વાસુ

ઉદ્ધતલાલ બી એ

નરહરિએ કાગળ વાચી દીર્ઘ નિ શ્વાસ નાંખ્યો ! તેણે મી. સાવકસાને કહ્યુ કે " ઉદ્ધતલાલ તે બીજો કોઇ નહીં પણ આ ડોશીનો દીકરો છે, એ વાત મ્હે સ્ટેશન ઉપર આવતા ડોશી પાસેના એના કાગળ ઉપરથી જાણી છે " શીરીન તે સાભળી બહુ ચકિત થઇ ગઇ !

" ત્યારે તો આ ડોશી અને આ મીસ કનીષ્ટીકા-અરે, હવેતો ભવિષ્યના મીસીસ ઉદ્ધતલાલ તે, સાસુ વહુ થયા ! ! !" શીરીન બોલી ઉઠી

" થયું હવે, તે વાત એટલેથીજ રહેવા દેવી પડશે-કારણ કે આપણે ઉતરવાના સ્ટેશનની ડીસ્ટન્ટ સીગ્નલ આવે છે. તમે જે કામે આ થર્ડ કલાસમા બેઠા છે તે હવે આટોપી લો "

નરહરિએ પોતાના સામાનનુ પોટકુ છોડી તેમાંથી બે ન્હાના ફોટોગ્રાફ કહાડી તેના ઉપર ગઇ રાતના વરસાદના છાટા મારજીન ઉપર પડેલા તે કહાડી નાખી રેલવે ટીકીટ જેટલીજ સાચવણીથી તે પોતાના બ્હારના ગજવામા મૂકયા શેઠાણીએ જાણ્યુ કે હવે આવતા સ્ટેશને બેસવાની જગોની સરળતા થાય છે તેથી ઘુઘટામા મગ્ન થવા માડી મી સાવકસાને બુટ ઉપર પડતી પાટલુનની કીનારી સહજ હાથરૂમાલથી ઠીકઠાક કરવા જેટલીજ તૈયારી કરવાની હતી, અને મીસીસ સાવકસાને માથા ઉપરથી સાડી, વાસ્તવીક રીત્યે ત્યાની ત્યા હોવા છતા, તે ખસી જવાની સ્ત્રીઓની કુદરતી ભ્રમણાને આધીન થઇ તે સમારવા જેટલુ અને જાડી જનોઇની પેઠે સાડીનો બેત્રણ વાર "સગ્ય" ફેરવવા જેટલીજ તૈયારી કરવાની હતી-કારણકે બીજો કશો સામાન પાસે હતો નહીં એટલામા સ્નેહીઓનો સયોગ કરાવવાથી થતા પૂણ્યને લીધે વેગ પ્રાપ્ત કરનાર અને પ્રસગે પ્રસગે સ્નેહીઓને છૂટા પાડવાને લીધે થતા પાપને લીધે શ્યામરગ અને તેવાજ કોયલાનો આહાર પ્રાપ્ત કરનાર અગનીરથે ગાડીને નરહરિએ જયા ઉતરવા ધાર્યું હતુ તે સ્ટેશનના કપાઉન્ડમાં લાવીને ઉભી કરી ! ગાડી જેવી ઉભી કે રેલવેના ડબાના નબરો ધ્યાનપૂર્વક વાચતા, એક હારમા ઉભેલા ત્રણ રેલવે પોલીસ સિપાઇની ટુકડીએ મી સાવકસાને સલામ કરી હુકમની વાટ જોતા ઉભા. નરહરી સૌથી પ્રથમ ઉતરી પડયો તે પછી મી. સાવકસાએ શીરીનબાઇને ઉતરવામા મદદ કરી ઉતાર્યાં પછી પોતે ઉતર્યો.

એક યુરોપીયન ઓફીસરે આવી મી સાવકસા સાથે કંઈક વાત કરી નરહરિને જોડેજ ઉભો હતો તેણે તુર્તજ પોતાના ગજવામા તૈયાર રાખેલા બે ફોટોગ્રાફ રજુ કર્યા તે ફોટોગ્રાફો જોઇ, શેઠાણી જોડે બેઠેલા બે બાળકોના ચ્હેરા સરખાવતા તે ઓફીસરે શેઠને શેઠાણીને અને બે બાળકોને એકદમ નીચે ઉતારી પાડવા હુકમ આપ્યો અને હાજર રહેલા સિપાઇઓએ તે તુર્તજ અમલમાં મૂકયો ડબામા બેઠેલા પેસેન્જરોની અજાયબીનો પાર રહ્યો નહીં ડોશી પણ ઉતરવા જતી હતી, પણ તુર્તજ સાવકસાએ "તેની કઇ જરૂર નથી" એમ કહી તેને બેસારેલી રાખી ગાડીનુ બારણુ બધ કર્યું સૌથી વધારે શેઠ અજાયેબ થયો ને બોલ્યો કે-'હુ સમજટો નઠી કે આ શા માટે ઠાય છે?!' એમ કહેતા સિપાઇઓના હુકમને તાબે થવુ પડયુ! સાવકસાએ તેને કહ્યુ કે-"શેઠ, તમારે નાહક ગભરાવાનુ કારણ નથી હાલતો આ વૉરંટના આધારે તમને બેઉને પકડવાનો અમને હુકમ મળેલો છે. અને આ બે છોકરા જે કોઇ રીત્યે આ શેઠાણીના સંબંધી જણાતા નથી તેમને નરહરિને સોપવા આ સાહેબ હુકમ કરે છે"

"અને બડામણી?!" શેઠ બોલ્યો

"તે ભલે એને ગમે ત્યા જાય. તેને આ કામના ગુન્હા ઇતકૃત્ય જોડે કઇ સબધ હાલ જણાતો નથી" એમ કહી સાવકસાએ શેઠનો સામાન સિપાઇઓ પાસે ઉથકાવ્યો

"ટમે તો કહેટા હટા ને કે આ છોકડા તમારા કાકાની ડીકડીઓ છે!" શેઠે શેઠાણીને કહ્યુ તેના જવાબમા શેઠાણીએ શેઠના કાનમા કઇક ધીમેથી કહ્યુ એટલે શેઠ ચુપ રહ્યો અગ્રેજ ઓફીસરે આ બધા દેખાવની નોધ પોતાની ડાયરીમા આબેહુબ લીધી. દયાળુ અતઃકરણની ડોશી ગાડીમા બેઠે બેઠે શેઠની આ દશા જોઈ આક્રંદ કરવા લાગી નરહરિએ તેના મનનું થોડા શબ્દોમા સમાધાન કર્યું સિપાઇઓએ શેઠ શેઠાણીને તેમના સામાન સાથે હવાલામા લઇ સ્ટેશનના 'શેડ' તરફ જવા માડયુ અને 'પોન્ડશેરીની પ્હારીયણ' મીસ કનીષ્ટીકા અથવા મીસીસ ઉદ્ધતલાલ અને એની સાસુ બનેલી બડામણીની નહીં જોયેલી નહીં સાંભળેલી અજાયબી વચ્ચે ગાડી ઉપડી. ડોશીએ તો એમજ માની લીધુ કે આ કઇકે સ્વપ્નજ ચાલે છે!

## પ્રકરણ ૨૧ મું.

### "પાગલ મવાલી" ઉપર ફારગતી પત્ર.

શેઠ ગોપાળદાસ અને તેમના નવા શેઠાણીને રેલવે સ્ટેશન ઉપર, છોકરા પકડી જવાના આરોપ બદલ, પકડવામા આવ્યાં, તે વખતે મી સાવકસાના ઉપરી અંગ્રેજ અમલદારે, છબીઓ ઉપરથી મ્હો તપાસી અને બીજી કેટલીક તજવીજ કરી, બેઉ બાળકો નરહરીને સોપ્યા

આ કામનો તપાસ ચાલ્યો તે વખતે ન્યાયાધિકારી આગળ લોકોની ઠઠ્ઠ ભેગી થતી. નરહરીની આગળ દુખી બાવાજીએ પોતાની સ્થિતિ વર્ણવતા કહ્યુ હતુ કે-"ગોપાળદાસ શેઠને ચેલીયાનો વેલીયો વળગાડયો હોય તો તે બનવા જોગ છે" એજ સાચુ ઠર્યું ! કારણ કે-પોલીસ તપાસમાથીજ નીકળી આવ્યું કે દાગીનાથી શણગાગયલા શેઠાણી બીજુ કોઇજ નહીં પરતુ વેલાજી ચેલાજી નામનો ચૌદ પદર વર્ષનો છોકરો, જેને ભોળા ધનાઢયોને લગ્નની લાલચમા નાખી ફસાવવાની તાલીમ મળેલી હતી તેજ હતો ! આ હકીકત શેઠને કાને પડી તે ચોઘડીયામા તેના શરીરમાથી કાળજું જાણે ઉડી ગયુ ! સટ્ટામાં કૈકના પૈસા ગુમ થતા જોઇએ છીએ-જીવલેણ રોગ કૈકના સગા સબધીઓને છૂટા પાડે છે, પરતુ અમારી મૂળની-જ્ઞાતિઓની અધમ દશા સુધારવા અમારામા જાગૃતિ લાવવા જાણે બ્રહ્માએ આ નવીન શાસન પદ્ધતિ હાલમા દાખલ કરી હોય તેમ, આથી શેઠને દ્રવ્ય ગયુ અને માણસ ગયુ, સારા નસીબે આબરૂ શિલીકમા થોડીજ હતી એટલે તે જવાની ધાસ્તી નહતી

શેઠાણી-હવેતો વેલાજી ચેલાજીને સારી રીત્યે મૂછો આવે, અને ઓળખાઇ શકે તેટલી લાબી મુદતની સજા થઇ તપાસ કર્યા વગર, આધળીયા કરીને પરણનાર શેઠ માત્ર ઠગાયો હતો છોકરાને ઉપાડી જવામા તે તદ્દન અજ્ઞાત હતો, અને શુદ્ધબુદ્ધિથી "શેઠાણી"ને હરદ્વાર લઇ જતો હતો એમ પૂરવાર થતાં તે છૂટયો તો ખરો, પરતુ દ્રવ્ય ખરચીને ભાગ્યેજ કોઇ પરણનાર કોર્ટમાથી આવી રીત્યે ઠાલે હાથે ઘેર ગયો હશે એ દ્રવ્યથી, સખ્યાબધ પ્રેક્ષકો મૂછોમા હસી રહ્યા હતા ! અને દાગીના પાછા મળ્યા ખરા, પરતુ એ દાગીના-ધૂળના સતાનો, આજે તેને

મનથી ધૂળ ખરેખરજ લાગ્યા ઉપરી અંગ્રેજ અધિકારીના હાથ નીચે રહી સાવકસા સાંગોપાગ તેજ ફરજને અંગે મુકદમો તપાસી રહ્યો હતો તે નરહરીને આ રમુજી બનાવ બાબત કાગળ લખતો હતો તે એક ન્યુસપેપરના રિપોર્ટરે તેના હાથમાથી લઇ "તમે લખશો તેથી વધારે રમુજી બ્યાન અમારા પેપરમા આવશે" કહી ફાડી નાખ્યો

ડોશી–'બડામણી'ને ઉતારવામા આવી નહતી તે બ્હેબાકળી થઈ ગઈ ખરી પરંતુ એટલામા ટ્રેન ઉપડી તેની સાથે નોકર-છોકરો હતો તેને નજીકના બીજા સ્ટેશને, આ સ્થિતિ જોઇ એક અનાથાશ્રમનો વ્યવસ્થાપક લઇ ગયો

કનિષ્ટિકા–ટ્રેનમાની વાતચીત ઉપરથી સમજી ગઇ હતી કે ડોશી–બડામણી તેની સંસુ, એગર કહો કે નક્કી થઇ ગયેલી "ભવીષ્યની સાસુ" છે ડોશીને તપકીર સુંઘવાની બહુ આદત હતી, શેઠના ઘરમા ખાવાપીવાના સુખ ઉપરાત નિરૂદ્યમી હોવાથી તેને આ વ્યસન લાગ્યું હતુ તેથી તે સહજ ઓછુ સાંભળતી કનિષ્ટિકાને ખ્યાલ થયો કે–કાઠિયાવાડના ગામડામા રખડી તેના ઘરની તપાસ કરવાની પીડા મટી એમ સમજી તે એક ડીટેક્ટીવના જેટલી ઉત્સુકતાથી તેની પાછળ પાછળ ચાલી ડોશી આ વાત કયાથી સમજે? પણ ટ્રેનો બદલવી પડે, અને જે ખાનામા તે બેસે ત્યાજ આ પાપ આવીને લાગુ થાય! છેવટે તેને ઉતરવાનુ સ્ટેશન, ટરમીનસથી આગલુંજ હતુ ત્યા તે ઉતરી, એટલે કનિષ્ટિકા,ની પાસે ટરમીનસ–છેલ્લા સ્ટેશનની ટીકીટ હતી છતા તેપણ ત્યા ઉતરી પેસેન્જરોનો સમૂહ ગામ ભણી ચાલ્યો, પણ જે બાચામા ડોશી પોતાના વતનના ઘર તરફ જવા લાગી ત્યા પણ આ કનિષ્ટિકા! "મરેરે! આ રાડ કયા જતી હશે?" એમ તે મનમા બબડી ડોશીના ઘરને તાળું વાસેલુ હતું ને કુંચી પડોશી પાસે રહેતી ત્યાથી તે લાવી તેણીએ તાળુ ઉઘાડ્યુ. એટલે પડોશીની ચબાવલી ન્હાની દસ બાર વર્ષની છોકરી રિવાજ મુજબ પાણીને લોટો લઇને આવી. અને "આ કોણ?" કહી બેઠી ડોશીએ તે છોકરીની પાસે ગરમ પાણી ન્હાવાને માટે મંગાવ્યુ અને હવે તો અધીરી થઇ કનિષ્ટિકાને ડોળા કહાડીને તેણીએ તેની પાછળ પાછળ આવવાનું કારણ પૂછ્યું.

"તમારા દીકરા ઉદ્ધતલાલ સાથે મ્હારે પરણવાનું નક્કી કરેલું છે, સમજ્યાં? અને હું તમારી પાછળથી દાગીના લેવા આવી છું, લો આ કાગળ!"

"રાંડ, ધુતારી ઢેડી! શું તું મ્હારા દીકરા સાથે લગ્ન કરવા માગે છે? એમ કહેતાં ડોસીએ કાગળ ન લેતાં પાસે પડેલી એક લાકડી ત્રણવાર કનિષ્ઠિકાના વાંસામાં લગાવી દીધી!

પેલી ચબાવલી છોકરીએ ઉઠીને બૂમ પાડી ને દસવીસ માણસ ભેગું કરી નાખ્યું! ત્યાં તો જોતજોતામાં શોરબકોર થઇ રહ્યો! લોકોનું ટોળું ડોશીના ઘર આગળ ભેગું થઇ ગયું કનિષ્ટકા હજુ તો ઉમરા ઉપરજ બેસી રહી હતી, અને ડોશી અંદર જઈ માથું કુટતી હતી કનિષ્ઠિકાએ અનુમાન કર્યું કે એમ ક્યાં લગી એને જવાબ આપ્યા વગર ચાલશે? ભેગા થયેલા લોકોમાંથી વૃદ્ધ જણાતા હતા તેમને ઉદ્ધતનો કાગળ તેણીએ વાંચવા આપ્યો, એટલે ડોશીના મનથી ફજેતી થવામાં હવે કંઇજ બાકી ન રહી આ વખતે તેને આગલું પાછલું તમામ દુખ યાદ આવ્યું "આના કરતાં તો એને બીલકુલ અંગ્રેજી ન ભણાવ્યું હત તો સારૂ" એમ બબડતી ડોશીએ કનિષ્ઠિકાને ઉમરા ઉપર રહેવા દઇ અંદરથી બારણાં બંધ કરી દીધાં! એટલે કનિષ્ઠિકા ખમી પડી પણ નીચેજ બેઠેલી ગઈ ઘરમાંથી કુવામાંથી પાણી તાણવાનું દોરડું લઈ છાપરાની અંદરના વળા સાથે બાંધી ફાંસો ખાવા નક્કી કર્યું પરંતુ ડોશીની લાંબા વખતની ગેરહાજરીને લીધે છાપરા ઉપરનું માળખું જીર્ણ થઇ ગયું હતું તેના ઉપરની નાળો બાખાવીખી થઇ ગઇ હતી, અને છાપરામાં વાંદરા બીલાડા અને નોળીયાએ બાકોરાં પાડી મૂક્યાં હતાં અંદર કંઈ મીલકત નહીં તેથી અગર છાપરા ઉપરથી પડી જવાની ધાસ્તીને લીધે ચોર લોકો પેઠા લાગતા ન હતા તો પણ ડોશીએ એક ઠીક દેખાતા વળા સાથે દોરડું બાંધ્યું અને છેવટથી પ્રાર્થના કરતી બોલી કે–"હે પ્રભુ! ઢેડ અને બ્રાહ્મણોમાં લગ્નો કરાવવા જેટલો અધર્મ થઇ રહ્યો છે, ત્યાં સુધી કોટિ બ્રહ્માંડના નાયક! તમારે આ પૃથ્વી ઉપર અવતાર ધારણ કરવાનો સમય નથી થયો? અંબેમાત કી જે!" એમ કહી ગળામાં દોરડું નાંખી, એક અનાજ ભરવાની ઉંચી કોઠી ઉપર ચઢી પડતું મેલ્યું!! પણ જે વળા સાથે દોરડું બાંધ્યું હતું તે બોદાયલો હતો! અને પાંચ શેર વજન તેના ઉપર મૂકતાંજ તે ભાગી જાય તેવો હતો.

એટલે તુર્તજ ડોશી—તેના ઉપર વળાના કકડા અને દોરડા સાથે નીચે પડી! ધબાકો થયો! બહાર ઉમેરામાથી બે વૃદ્ધ ગૃહસ્થો તુર્તજ બોલ્યા ગામડામા, અશિક્ષિત વ્હેમી સ્ત્રીઓમા આવા દાખલા બનતા જોયેલા હોવાથી તેમણે કયાસ કર્યો કે—"ડોશીએ ગળા ફાંસો ખાધો!" છાપરા ઉપર ચઢવા અને તેમ કરી અંદર કૂદી પડવા એક બે જણ તૈયાર થયા, પરંતુ ઉપર ચઢતાજ સમજાયુ કે છાપરા ઉપર માણસનો ભાર રહી શકે તેમ નથી ટોળામા એક સુથાર હતો તે ઘેર જઇ અંદરની સાકળ ઉઘાડવા ઓજારો લઇ આવ્યો ટોળુ ડોશીના બચાવ માટે અધીરૂ બની રહ્યું હતુ પરંતુ ગામડા ગામમા શુ યુક્તિ કરી શકાય? આખરે એક સાહસીક યુવકે જીવના જોખમે છાપરા ઉપર ચઢી અંદર પડતુ મેલ્યુ સુતારે પણ તે વખતે અંદરના સાકળ—બહાર દેખાતા તેના ખીલા વાળીને ઉઘાડી અને ટોળુ ઘરમા દાખલ થયુ. ડોશી તદ્દન સુરક્ષિત બેઠી બેઠી રોતી હતી! તેના ઉપર સડેલા વળાના કકડા અને દોરડુ પડયા હતા તુર્તજ આ વાત ગામના ફોજદાર સુધી પ્હોચી, અને આપઘાતની કોશીશ કરવાના ગુન્હા બદલ ડોશીને પકડીને પોલીસમા લઈ જવામા આવી

મુશીબતોમાંથી અનેક સગવડો જન્મે છે, કનિષ્ટિકા એવુંજ સમજી ગઇ કે—આ બધુ તેના પોતાને લીધેજ બન્યુ છે એ વાત જાહેરમા આવતા તે પણ આ ગુન્હામા કદાચ સંડોવાશે એમ તેને લાગ્યુ લાગલગી તે ઉઠી ને સ્ટેશન ઉપર ચાલી આવ ખતે ટરમીનસ—(છેવટના) સ્ટેશનથી ગાડી પાછી ફરતી હતી ઉત્પન્ન થયેલી ભીતિએ તેને ગાડીમા બેસી જવા એક પોટર' કરતા વધારે મદદ મદદ કરી બેઠા પછી વાસામા વાગેલો માર સંભાળતી હૃદય હલકું કરવા માંડયુ તેને પ્હોચાડવા આવનાર કોઇ નહતુ, એ જોતાં પેસેન્જરોને જરા નવાઇ લાગી ખરી, પણ કઇ દૂર જવુ પડતું હશે એ વિચારે તેમણે પોતાના મનનુ સમાધાન કરી દીધું. ગાડી ઉપડયા પછી, "ટ્રાવેલીંગ ટીકેટ ઇન્સ્પેકટર," જે એક યુરેઓયન હતો તે આ ખાનામા દાખલ થયો! તે કનિષ્ટિકાને નાશિકમાં મળેલો હતો કનિષ્ટિકા હજુ ખ્રીસ્તિજ છે એમ તે ધારતો હતો. ઉદ્ધતના ઉપદેશથી તે હીન્દુ થઇ ગયાનુ જાણતો ન હતો. સરકસના દેખાવ વખતે 'વાંદરાઓની નાન્કી'

મસને કનિષ્ઠિકાને તેણે મુબારકબાદી પણ આપી હતી તે શોક દેખડાવતા તે બોલ્યો —

"મીસ કનિષ્ઠિકા ! અહીં ક્યાંથી ?" એ મતલબનું ઇંગ્રેજી માં પૂછ્યું.

કનિષ્ઠિકા ડસકા ખાતી હતી હવે તેનુ રૂદન આથી સશબ્દ થયું

"એક ખ્રીસ્તિ તરીકે હું કંઈ મદદ કરી શકું તેવું છે ?" પાછું પેલાએ પૂછ્યું

કનિષ્ઠિકાએ ડોકુ ધુણાવ્યુ

છતાં તેજ ટ્રેનમા, સેકન્ડ કલાસમા એક અંગ્રેજ પાદરી યુગલ મુસાફરી કરતુ હતું. તેમને આ ઇન્સ્પેક્ટરે આ વાત કરી

બીજે સ્ટેશનેજ પાદરીની મડમે કનિષ્ઠિકાને પોતાની પાસે બોલાવી લીધી અને આશ્વાસન આપી તેનુ વૃતાન્ત પૂછ્યુ મડમની મમતા જોઇ કનિષ્ઠિકાએ, હૃદય ખાલી કર્યું અને પોતાનુ સર્વ વૃનાન્ત અથેતિ કહી દીધુ, તેના વાંસામા લાગેલ માર પણ બતાવ્યો મડમે પેટીમાથી સાથે રાખેલી ન્હાની શીશીમાંથી તેના ઉપર 'આયોડાઈન' લગાવ્યુ

મડમ અને સાહેબ વિલાયત જતાં હતાં મડમને સુવાવડ આવવાની હતી, અને એક નર્સ સાથે લઇ જવા માટે વર્તમાનપત્રોમા જાહેરાત આપ્યા છતા કોઇ લાયક નર્સ મળી શકી ન હતી એટલે આ કનિષ્ઠિકાનો મેળાપ તેને ઉપયોગી થઇ પડયો કનિષ્ઠકા એક હીદુ બ્રાહ્મણ યુવકને પરણવાની ઉમેદવાર છે એ તેને ઠીક ન લાગ્યુ. અને તે મુજબ તે કરશે તો તેને જે હાલ મુશીબતો જણાય છે તે કરતા સંખ્યાબંધ મુસીબતો આગળ નડવાની અને જીવતર અકારૂ થઇ પડશે એમ તેને ઠસાવવા માંડયું. તેણીએ કહ્યુ કે જેવી રીતે એક સ્ટેજ ઉપર નાચનારાઓના પોતાના કરતાં, પ્રેક્ષકો સારી રીતે બનતા બનાવો જોઇ શકે છે તેવી રીતે તમારા હીંદુઓના કરતા તમારી હીલચાલોના અમે અભ્યાસકો છીએ અને તમે પોતે જાણો તે કરતા અમો વધારે જાણવા પામીએ છીએ. હીંદુઓ પોતાનો વર્ણાશ્રમ ધર્મ કદી છોડી શકે તેમ નથી વર્ણાન્તર લગ્નોની વાતો ઘડીભર થયા કરશે પરંતુ તે માત્ર એક પવનના મોજાની પેઠે છે." આ વખતે સાહેબ, જે બધુ સાભળી રહ્યો હતો તેણે કનિષ્ઠિ

કાર્ને ગુજરાતીમાંજ ઉપદેશ આપવા માડ્યો –છોકરી! તુ ડાહી અને શાણી લાગે છે! ત્હારે જો સંપૂર્ણ સુખી જીંદગી ગાળવા ઇચ્છા હોય તો તો પાછા ખ્રીસ્તિધર્મમાં આવી જવુ જરૂરનુ છે. પ્રભુ ઇશુનો આશ્રય ત્હારે છોડવોજ જોઇતો નહતો તને ખબર તો હોવીજ જોઇએ કે–ખ્રીસ્તિ ધર્મ સ્વીકારવાથી મનુષ્યોનાં દુઃખ આપોઆપ ઓછાં થઇ જાય છે ને છેવટે મુક્તિ મળે છે તેમા એક વખત ખ્રીસ્તિ ધર્મમા આવ્યા પછી પાછુ હીંદુ થવું એતો મ્હોટી ભૂલ છે તને હીંદુ ધર્મમા જવા માટે લગ્નની લાલચ આપવામા આવી છે એમ લાગે છે તેમા પણ તે ભૂલથાપજ ખાધેલી છે લગ્નનુ વિશાળ ક્ષેત્ર તે ખ્રીસ્તિઓમા કે હીંદુઓમા? કેળવાયલા–બાહોશ–ઉદ્યોગને લીધે પૈસાથી છલાછલ ગજવાવાળા, વર, તુ કઇ કોમમા વધારે જોઇ શકે છે? હીંદુઓ કદી પોતાનો વર્ણાશ્રમ ધર્મ મૂકે તેમ નથી તે તેમને ઓળખાવનારૂ એક મહત્વનું ચિન્હ છે અને કોઇ રીત્યે ખોટુ નથી. વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થાને તોડી નાખવાની બૂમો મારનારા મ્હોટી ભૂન કરે છે. જન સમુહ તેમના મતને મળવાનો નથી. માટે ત્હારો ગભરાટ મૂકી દે અને એક બ્રાહ્મણ સાથે લગ્ન કરવાની લાલચને જતી કર. જીવનની એક ક્ષણ પણ તેથી સુખી નહીં જાય અને સુખને માટે નહીં તો લગ્ન શાને માટે છે? બીજા હાથ્પર, ખ્રીસ્તિ ધર્મમા પાછી આવવાથી જો કે કદાચ્ હાલ એક અંગ્રેજ ગૃહસ્થ નો હાથ મેળવવા તુ ભાગ્યશાળી ન થાય તો પણ અમારા કબજામા દેશી ખ્રીસ્તિ યુવકો જે બાહોશ, કેળવાયલા અને સારા સારા હોદ્દા પર છે, તેમાંના એકાદા સીવીલીયનની સાથે ત્હારાં લગ્ન કરવાની અમે જોગવાઇ કરીએ તો ત્હારા સુખ અને ત્હારા વૈભવનો તને કઇ ખ્યાલ આવી શકે છે? એથી બાબાપે વગરની અનાથ છોકરીમાંથી, ત્હારૂ, એક હીંદુસ્તાનનું રાજ્ય ચલાવનાર સીવીલીયનની બાનુમા, રૂપાન્તર થઇ જાય અને ગવર્નરને ઘેર ખાણાં અને મેળાવડામાં તને આમંત્રણો મળે પછી સ્વર્ગ કેટલે રહ્યુ? ત્હારી ત્રીજી પેઢીનાં સંતાનો અમારા જેવા જ અંગ્રેજ બની જાય તેની તુ શી કીંમત આંકે છે? માટે બ્રાહ્મણો અને શુદ્રોમા અરસપરસ લગ્નો થવાનુ શકય છે એવું ભૂત તને જેણે વળગાડ્યું હોય તે માત્ર તને એક લાંચ આપી છે એમ સમજી તેની સલાહ તેની પાસે રહેવા દે. એ બાપણા

છે. સ્વપ્નુ છે. વર્ણાશ્રમ ધર્મ સર્વત્ર છે બીજે સુક્ષ્મરૂપે છે. હીંદુઓમા જેવા હોવો જોઇએ તેવા છે તને દરદ થયુ છે તે મટશે એટલે એ દષ્ટાંત રૂપ સસ્થા તેના વાસ્તવીક સ્વરૂપમાં સર્વત્ર છે એ મનને દેખાશે

કનિષ્ટિકા—ત્યારે,...પરંતુ ..છાહેબ! મહાત્મા ગાંધી, બધા હીન્દુ એકજ થઈ જવાનો ઉપડેછ કેમ આપતા હછે?

પાદરી—તુતો ગાડીજ થઇ ગઇ લાગે છે તને કોઇએ પૂરે પૂરી આડે રસ્તે દોરેલી છે એમ કહી પાદરી સાહેબે પોતાનું ૃક ઉઘાડયું. તેમાંથી "ગાધી શિક્ષણ*–ધર્મ–" એ પુસ્તકનુ પાનું ૭૭ કહાડી તેમાથી નીચે પાદરીએ લીટિ દોરેલો ભાગ વાંચવા કહ્યું —

"જાતિભેદના પાયા ઉપર હિદુ સમાજની ઇમારત ઉભી રહી શકી છે એવી મારી માન્યતા છે જ્ઞાતિબધારણ એ કેવળ સ્વાભાવિક સ્થિતિ છે...આપણા દેશમાં તેને ધાર્મિક સ્વરૂપ આપવામા આવ્યુ છે જ્ઞાતિભેદનો નાશ કરવા વાસ્તે જે પ્રયત્નો ચાલી રહ્યા છે, તેની સામે મ્હારો વિરોધ છે પરતુ જ્ઞાતિબધારણમા જે દોષો જણાઇ આવતા હોય, તે અવશ્ય કહાડી નાંખવા જોઇએ ભોજન અને લગ્ન ઉપરાત બીજા પણ ફાયદાઓ જ્ઞાતિબધારણમા રહેલા છે. આજે દુર્દૈવને લઇને તેમા આડબર, ઢોગ, વિષયલપટતા, કલહ વગેરે દોષો નજરે પડે છે, પરતુ આ ઉપરથી એટલીજ વાત સિદ્ધ થાય છે કે લોકોમા ચારિત્ર્ય-બળ નથી જ્ઞાતિબધારણનું મૂળ હિદુસ્થાનમા એટલુ બધુ ઉડુ ઉતરેલું છે કે તેને ઉખેડી નાખવાનો પ્રયત્ન કરવાને બદલે, તેમાજ સુધારો કરવાનો પ્રયત્ન કરવો, એજ સ્તુત્ય છે એમ મને લાગ છે કેટલાક કહે છે કે–જ્ઞાતિભેદ ટકાવવાથી હિંદુસ્થાનનું સત્યાનાશ વળશે કારણકે જ્ઞાતિભેદેજ હિંદુસ્થાનને ગુલામીમા ડુબાડયુ છે. મ્હારી નજરે આપણી આજની અધોગતિના મૂળમા આપણો જ્ઞાતિભેદ નથી પણ બીજી સસ્થાઓની પેઠેજ આ સસ્થામા પણ અતિશયતાએ પેસીને ભારે નુકશાન કર્યુ છે. વર્ણવ્યવસ્થામા મૂળ કલ્પેલી સમાજની ચતુર્વિધ રચનાજ મને તો ઘણી સ્વાભાવિક અને જરૂરી જણાય છે એક સાથે જમવાથી મિત્રતા વધે છે, એ વાત અનુભવ વિરૂદ્ધ છે જો એમ કર-વાથી મિત્રતા વધતી હોય, તો યુરોપમા ચાલેલું મહાયુદ્ધ જનમ્યુ નહોત. અસખ્ય ન્યાતો અને પેટા ન્યાતોથી કેટલીકવાર કેટલીક અનુકૂળતા થઈ હશે...એવી પેટા જ્ઞાતો જેમ જલદી એક થઈ જાય તેમ સમાજનું શ્રેય છે ....પણ મૂળ વર્ણ વિભાગનેજ નાબુદ કરવાના કોઈપણ પ્રયત્નની હુ અવશ્ય સામે છું."

ઉપરના શ્રી. ગાંધીજીનાજ શબ્દોમાં તેમના ઉદ્ગારો વાંચી

* મી. નગીનદાસ અમુલખરાયે પ્રકટ કરેલ. "ગાધી શિક્ષણ"માથી.

કનિષ્ઠિકાના મનનું સમાધાન થયુ તેને લાગ્યુ કે જાતિનો વિધ્વસ કરવાની વાતોમા ધર્મશાસ્ત્રોની-પ્રજાની સમ્મતિ નથી અને ઉંડો વિચાર નહીં કરનારા વર્ણવ્યવસ્થા નિર્મૂળ કરવાની બૂમો મારી રહ્યા છે. તેને એમ પણ લાગ્યું કે-ઉદ્ધતે ગમે તે કારણસર તેને છેતરી છે તેના દેશમાં તેની ડોશી, તેનુ ઘર, તેની દરિદ્રાવસ્થા જોઇ તેના ઉપર તેને અભાવ ઉત્પન્ન થયો પાદરીના ઉપદેશમા સમાયલા સ્વપ્નમાં તેને સુખ ભાસ્યુ તેમની સલાહ મુજબ તે આ લોકો સાથે મુંબઇ જવા તત્પર થઇ અને "નર્સ" તરિકે રહેવાના લખતમા સહી કરી નોકરીમાં જોડાઇ અને વિલાયત જતી સ્ટીમરમાં તેમની સાથે તે ઉપડી ગઈ

ઉદ્ધતને તેણીએ કાગળ લખવો કે નહી તેના વિચારમા મુંબઇમા એક રાત્રિએ તે બહુ વખત બેઠી. ઇગ્લાંડમાજ સુખી થાય, પરણે, તો અહીં પાછુ આવવાનુંજ નથી એ વિચારે તેણીએ એક કાગળ ઉદ્ધતને લખી કહાડયો

"...પાગલ મવાલી,

ન્હારો કાગલ લેઇ ત્હારા ડેછમા જઈ ત્હારૂ ઘર જોયુ! ડોછીને પન મલી. તે મરી નહીં ગઇ હોય તો કેદમા તો હછેજ

બામન-વાનીયા-રજપુત-ને બીજા બધા-એકાકાડ થઇ જવાના છે એ બધી તારી વાતો જૂઠી નીકળી તે મને બરે-બર છેતરી. છેતરવા પ્રયત્ન કર્યો-પન હુ છેતરાઇ નથી આપણી વચ્ચેની બાનગી વાતો હવે બાનગી રહી ન કહેવાય-અમારે "ટાડી" અને "ડાડુ" વગર ઘડી ન ચાલે-તે તેં તો તે પીવા ના પાડી અને મને પન તારે તે પીણા છોડાવવા હતા એટલે પનવા પામ્યાં હટે તોપન આપણુ લાંબો વખત સાથે ન રહી શકત. માટે હવે તો પાછી પ્રભુ ઇશુના ધર્મમા જઈશ. આટલું લખ્યા પછી પન તને ફારગટીની જરૂર લાગે તો તે તું આ કાગળને છમજજે.

લી૦

"કનિષ્ઠકા"

---

## પ્રકરણ ૨૨ મું.

### ભુલકાંની ભાળ.

ભદ્રબાલાના આશ્રમમા નિર્મળાદેવીના કુમકુમ પગલાથી, ભવિષ્યના ઉત્તમ સ્ત્રી રત્નો ઉત્પન્ન કરનારી સ્ત્રી શાળા અને ઉદ્યોગશાળાના પાયા નખાયા હતા આજુબાજુના ગામડામાથી, સ્ત્રીશાળામા આવતી સ્ત્રીઓને નિર્મળાના શિક્ષણે સ્પષ્ટ સમજાવ્યુ હતું કે-દેશોદયના કાયમા સ્ત્રીઓના ફાળા વગર પુરૂષોના પ્રયત્નોને વેગ મળતો નથી લક્ષ્મીપ્રસાદના અમેરિકાથી આવતા પત્રોમાથી, પત્રવ્યવહાર દ્વારા, અમેરિકા દેશના સાહસિક સ્ત્રી પુરૂષોના ઉત્તમ ચરિત્રોને તે જાણવા પામી હતી અમેરિકામા ખેતીના ઉદ્યોગને અપાતી ઉપયુક્તતા, શેરડીના પાકમાથી ખાડના ઉદ્યોગની ખીલવણી, જમીનમાથી ઉત્તમ પાક મેળવવા માટેના અનેક પ્રકારના અખતરા, જમીનમાથી ગસકસ વધારે અપાવી શકે તેવા ઉંડી ખેડ કરનારા હળો, વગેરે અનેક બાબતો ઉપર નિર્મળા શિક્ષણ મેળવી રહી હતી અને તે શિક્ષણ આ સ્ત્રી શાળામા જયા જયા ઉપયોગી થઇ પડે ત્યા તે આપતી હતી

આથી "કપાસથી કાપડ" નામના ગામડાના ખેડુતો ખેડુતમાથી ઉત્તમ ખેતીવાડીના ઉપદેશકો જેવા થઇ પડ્યા હતા સામાન્ય સ્ત્રીઓ, દેશી કાપડમાથી જયપુરના જેવા છાયલ બનાવના રસ્તા ઉપર ચડી ગઇ હતી. કેટલાક અથાણા, મુરબ્બા, તેલ, વારનીસ, સાબુ વગેરે ઘરગતુ ઉદ્યોગોમાં પ્રવીણ થવા માડી હતી. બધાને માટે એક સામાન્ય ભોજન ગૃહ રાખવામા આવ્યુ હતુ અને એક આયુર્વેદીક ઔષધાલયની પણ સ્થાપના કરવામા આવી હતી આ ઔષધાલયમા નર્સ તરિકેનું કામ સુમતી ઉર્ફે લંબજીભ્હાએ સ્વેચ્છાથી ઉપાડી લીધુ હતુ.

લક્ષ્મીપ્રસાદના લાબા પત્રોમાથી જરૂર પડતા ભાગો સુમતીને વાચવા મળતા તેમા અમેરિકામા સગીતદ્વારા, અને માત્ર વાર્તાદ્વારા ઉપચાર કરી ભયકર ગણાતા દરદો મટાડવાના અખતરાથી તે આશ્ચર્ય ચકિત થઇ હતી. તે વિષય ઉપર પુસ્તકો મગાવીને નિર્મળા પાસેથી શીખતી.

ધીમતી ખેતીના કામમા પ્રવીણ થવા માડી હતી. ઉત્તમ

જાતનું રૂ ઉત્પન્ન કરવું, તેમાંથી બારીકમા બારીક કાંતવું, અને શાળો ઉપર પ્રદર્શનોમાંથી ચાંદ લાવે તેવુ કાપડ ઉત્પન્ન કરવામાં તે ઉપયોગી થઇ પડી હતી. તેથી તેને કાપડ ઉત્પન્ન કરનારી શાખાની અધિષ્ટાતા બનાવવામાં આવી હતી.

પરંતુ ધીમતીની ઉપયુક્તતા આશ્રમને ઝાઝા દિવસ મળે તેમ ન હતુ. તેના માતપિતાએ તેના છેક બચપણમા પાતજલીની જાણ બહાર જીવરામ જોશીના દિકરા બાઘારામ જોડે તેને પરણાવી હતી બાઘારામ તે વખતે પાચેક વર્ષનો હતો ધીમતી પણ ચાર પાચ વર્ષની હતી જીવરામનું ઘર નાતજાતમા પૂછાતુ જોશીના ધંધામા પારસીઓની ઘરાકી સારી હતી હોરમસજી શેઠના નસીબમા મોતીનો વ્યાપાર છે એવુ ભવિષ્ય ભાખ્યા પછી પારસીઓમા તેમની ઘરાકી વધારે જામી હતી બાઘારામ નિશાળે બેસવા જેવડો થયો એટલે તેને મુંબાઇ મોકલી સિફારસથી પારસીવાડામાજ સ્કુલમાં મોકલ્યો અને પરિક્ષાઓનો વખત આવે એટલે જીવરામ જોશી પારસી પરિક્ષકને ઘેર જઇ ‘તપકો’ બનાવી આવે. આથી છોકરો વગર મહેનતે કુદકે ને ભુસકે વર્ગ ચઢવા લાગ્યો ! ત્રણ ચાર ચોપડી ઇંગ્રેજી સુધી આવ્યો એટલે જીવરામ મહારાજને આસમાન બે તસુજ જાણે રહ્યુ ! વસીલાથી વર્ગો ચઢવાને લીધે સમજણમા તો તે નામ પ્રમાણે બાઘારામ જેવોજ રહ્યો. પણ પારસી લોકની સિફારસથી ગમે ત્યા નોકરી મળશે એમ જીવરામ જોશીને હિંમત હતી ઓછામા પૂરૂ તેર ચૌદ વર્ષની ઉમરે બાઘારામને ‘માતા નિકળ્યા, અને શીળીના ચાઠાંએ તેનું તદન રૂપ બદલી નાખ્યુ ! અને નાકમા બોલવાની ખોડ આવી ! એટલે સુધી કે તેને ઓળખવો મુશ્કેલ થઇ પડયુ. સોળ સત્તર વર્ષનો થયો એટલે જીવરામને તેની ચિંતા લાગી અને હોરમસજીના દીકરા સાવકસાને બાઘારામને કંઇક નોકરીએ વળગાડવા તેણે કહ્યુ સાવકસાએ જોશી બાવાને કહ્યુ કે-છોકરો ખરોખર ઇંગ્રેજી બોલી શકતો નથી, ને જે બોલે છે તે નાકમા બોલે છે. એના દરેક શબ્દ ઉપર અનુસ્વાર તો ખરૂજ ખરૂ છતા કંઇ નહી બને તો તેને રેલવેમાં રીલીવીંગ ગાર્ડની નોકરી અપાવીશુ.

ધીમતીને તેનાં માતપિતાએ ભદ્રબાલા પાસે આશ્રમમાં મુકી એટલે તે હોંશીયાર થઇ ખરી, પણ તેને સાસરેથી તેડવા આવતાં

"હજુ એક બે વર્ષ તેને શીખવા દો" એમ કહેવામા આવતુ. જીવરામ જોશીને ભદ્રબાલા પ્રત્યે બહુ માન હતુ. પરંતુ વિદ્વાનોની સભા આશ્રમમા થઇ તે વખતથી નિર્મળાનું ઓજસ ભદ્રબાળા કરતા વધારે પડતું હોવાથી ધીમતીને સ્રોશાળામાંથી મુક્ત કરવા જોરથી તે કહી શકે તેમ નહતુ આથી બાધારામે એક યુક્તિ કરી શીરીનબાઇ પાસેથી એક ચિઠ્ઠી નિર્મળા ઉપર લખાવી કે- "બાધારામનુ કઇ ઠેકાણુ પડતુ નથી માટે તેને આશ્રમમાં કઇક એને લાયક જગો અપાવશો જેથી તે ધીમતીની સાથે આશ્રમમાંજ રહી શકશે" આવો ઢોગ રચી બાધારામ વહુને સમજાવી તેડી જવા આશ્રમમા આવ્યો નિર્મળાને હાથે તેણે રમતમા કેટલાક ઇનામો લીધા હતા એને જોતાજ "વીંછીયુ ગુલ્લક"[1] કહી પોલીસની પેઠે સલામ કરી બાઘા જેવો ઉભો થઇ રહ્યો. બોલી શકયો નહીં એટલે તેણે શીરીનબાઇનો કાગળ નિર્મળાને આપ્યો. ધીમતી જેવી સુશિક્ષિત છોકરીને બચપણમાંથીજ પરણાવેલી તે યુવક આવો નીકળ્યો જોઇ નિર્મળા અને ભદ્રબાળાએ નિ શ્વાસ મૂકયો. ધીમતીને તો પૃથ્વી માર્ગ આપે તો સમાઈ જાય એટલી શરમ લાગી

પરતુ ભદ્રબાળા અને નિર્મળા એ ધીમતીની આનાકાની છતા બાધારામ સાથે તેને વિદાય કરી

સુમતિતો ભદ્રબાલાનુ બ્રહ્મચારિણી તરીકેનું અનુકરણ કરી રહી હતી લક્ષ્મીપ્રસાદના અમેરિકાથી આવતા પત્રો સાંગોપાંગ વાચવાનો તેને હવે અધિકાર પ્રાપ્ત થયો હતો અને નિર્મળાદેવીની સહચરી થઇ પડી હતી વાતીદ્વારા-સગીતદ્વારા રાગોપચાર કરવાના વિષયમાં તે ઉડી ઉતરીને વિષય હાથ કર્યો હતો તેને કોઈ રોગી સોપવામાં આવે ત્યારે તેની સાથેનું આશ્વાસન સાથેનુ તેનુ સભાષણ દરદીનુ અડધુ દરદ મટાડતું બાળકોના તાવ તો સહજમા તેમના શરીર ઉપર હાથ ફેરવતાં મટાડી શકતી. ઘેલછાના દરદોમા, દરદીના મનમા જે વિચારગ્રથી થવાથી દરદ થયુ હોય તેનો બારીકીથી તપાસ કરી તે ગ્રંથી ઉકેલતી અને દરદી સાગ થઈ જતાં

ઘેલછાનાં દરદો આવી રીતે મટાડવાની તેની ખ્યાતિ વર્તમાનપત્રોમા ગવાવા લાગી અને તેવાં દરદી વધારે આવવા માંડયા તેવામા એક રોજ નાસિકના કેટલાક પરોપકારી ગૃહસ્થોના ની-

---

1 wish you good luck

એની મતલબના કાગળ સાથે એક દરદીને બે દક્ષીણી ગૃહસ્થો લઈને આવ્યા.—

" આ યુવક કાઠિયાવાડ તરફના કોઇ ગામડાનો બ્રાહ્મણ
"છે. તે અહીં એક ખ્રિસ્તિ શાળામાં શિક્ષક*હતો. તેને એક
"અંત્યજ કન્યા સાથે લગ્ન કરવાનો ઇરાદો હતો. તે છોકરી
"કોઇ મડમની સાથે નર્સ તરિકે વિલાયત ચાલી ગઈ એમ
"જાણતાજ આ યુવકે ગોદાવરી નદીના એક ધરામાં પડતુ મેલ્યુ !
"તેને તુર્તજ એક દક્ષિણી યુવક જે ત્યાંજ સ્નાન કરતો હતો
"તેણે બચાવ્યો તે પછી તેના ચિત્તની સ્થિતિ તદન બગડી ગઈ,
"તેને ગાંડાની ઇસ્પીતાલમા રાખવામા આવ્યો પણ કઇ આરામ
"થાય તેમ જણાતું નથી તે ઉપરથી અહીંની પાંજરાપોળ તર-
'ફથી ચાલતા ધર્માદા દવાખાના તરફથી તેને ખર્ચ આપી તેના
" દેશ તરફ "પાતંજલી આશ્રમ" નામની સુવિખ્યાત સસ્થા
"સંભળાય છે જયા શ્રીમતી સુમતીદેવીના હાથે આવી જાતનાં
"દરદીઓ સારાં થવાનું જાણવામાં આવ્યું છે ત્યાં અમે મોકલીએ
"છીએ અમે જે પરોપકાર વૃત્તિથી દોરાઇ આ યુવકને ત્યા
"મોકલીએ છીએ તે કરતાં એ સંસ્થાના ચાલકો વધારે ઉચ્ચ
"પરોપકાર વૃત્તિ સપન્ન હોવાની અમારી માન્યતા આ પત્ર લ-
"ખવા અમને પ્રેરે છે. લી૦

મહાદેવપત "

આ યુવકની આ સ્થિતિએ સૌનું ધ્યાન ખેંચ્યુ અને સુમતીએ તેના ઉપર ખાસ લક્ષ ગખવા માડયુ " કેવો બેવકુફ હોવો જોઇએ ?" એક બોલી નિર્મલાએ દરદીના હીતની ખાતર તેવી ટીકા કરવા ના કહી દરદીને ચિત્તભ્રમ થયુ હતું તેને ખાવા પીવાનું ભાન નહતું. રાત્રે ઉંઘ પણ ખરેખર આવતી નહી. માત્ર ગાંડપણુમાં કંઇને કઇ બકયા કરતો.

એક રોજ રાત્રે ભદ્રબાલા ઔષધાલયના ઓટલા ઉપર આસન નાંખી વિશ્રાન્ત નિમિત્તે બેઠી હતી. તેની પાસે 'કયો કવી સૌથી શ્રેષ્ટ ?" એવો પ્રશ્ન લઇ એક સસ્કૃત ભણુનારી બાલા આવી. ભદ્રબાલાએ તેને કહ્યું કે—

पुरा कवीनां गणनाप्रसंगे
कनिष्ठिकाधिष्ठित कालिदासः

* * * * *

કનિષ્ટિકાનુ નામ સાભળતાજ અંદરથી પેલો ગાડો યુવક ઉભો થઈ કુદ્યો ! કયા છે ? કનિષ્ટિકા ! કનિષ્ટિકા ! હૃદય પ્રદેશમા વિહાર કરી રહેલી કનિષ્ટિકા કયા છે ? કયાં ગઇ ?

સુમતીએ ભદ્રબાલાને પ્રાર્થના કરી કે હવે તને દરદીની સાથે એકલી રહેવા દેવી જોઇએ કદાચ્ તેના ઉપચારની ચાવી મળી આવે બધા બાહેર જતા નિર્મળાએ ઉપચાર ચલાવ્યો

" આ રહી હુ કનિષ્ટિકા, તમે શા માટે બૂમો પાડી રહ્યા હતા ?"

હે ! હે ! હુ શુ જોઈ રહ્યો છુ ? " હા, હા, પણ આપણ ત્યારે કયા છઇએ ?"

" જયા મળ્યા હતા ત્યાજ !"

" નહીં, નહીં, નહીં, મ્હારી આખો મને ઠગે છે શુ ત્હે પાછો તે દિવસની પેઠે રબરનો બુરખો પહેર્યો છે ?"

" તમે આવી રીત્યે બેવકુફ ન બનો તોજ હું રબરનો બુરખો હવે તો દૂર કરીશ "

નહીં બનું બેવકુફ. ઉદ્ધતલાલને હવે તારે ન સતાવવો જોઇએ.

ઉદ્ધતલાલ કદાચ્ તેનુ નામ હોય એવાજ એક બેવકુફ ગ્રેજયુએટનુ નામ એક રોજ છાપામા આવ્યુ હતું ખરૂ એમ સુમતીને યાદ આવ્યુ અને સાહસ કરી આગળ ચલાવ્યુ

ઉદ્ધતલાલ ગ્રેજયુએટે પોતાની કેળવણી લાજે એવું ન બોલવુ જોઇએ

" હુ નહીં બોલુ તુ મને ગ્રેજયુએટ કહેવાની છૂટ આપે છે ? વારૂ, વારૂ, ઠીક મ્હારા દાગીના લાવી ?"
" કયાથી લાવુ પણ ?"

"કેમ ? મ્હારા માતુશ્રી ઉપર તને કાગળ લખી આપ્યો હતો તેનુ કેમ ? " હુ સમજયો ! તને ગામ ન જડયુ તેથી પાછી આવી ? પણ આ રબરનો બુરખો કહાડી નાખી કનિષ્ટિકા અસલ સ્વરૂપમા થઇ જા '

" તેતો હુ હાલ નહીં થાઉ અને મને રબરનો બુરખો કહાડવા ફરજ પાડી તો આ સોટી જોઇ છે ?" કહી બે ત્રણ લગાવી દીધી તેની આબાદ અસર પણ તુર્ત થઇ !

"નહીં ફરજ પાડું, બોલ, બોલ, તુ કહે તેમ કરવા ત ત્પર છુ ક્ષમા કર ક્ષમા કર. ન સતાવ"

"જો! ગ્રેજ્યુએટ થઇને તમારી ડોશીનુ સરનામુ પણ મને ન આપ્યુ. તે બતાવો—"

"અરેરે! ખચીત મ્હારી ભૂલ થઇ. લે હવે લખી આપુ!"

"હા લખી આપો નામ સુદ્ધા"

ઉદ્ધતે પોતાની માતાનુ નામ ઠામ લખી આપ્યા બીજે દિવસે એક વયોવૃદ્ધ ઠરેલ માણસને તે સ્થળે મોકલાવી દીધો એ પહોચ્યો તેજ દિવસે ડોશીને આત્મઘાતની કોશીષના ગુન્હાની તજવીજને પરિણામે શિક્ષા ન થતા તાકીદ આપીને છોડવામા આવી હતી છોકરો માંદો થઇ દવાશાળામા આવ્યો જાણતા આવવા તૈયાર થઈ અને ત્રીજે દિવસે આવી પહોચી સુમતી તેની પાસેથી, "કનિષ્ઠિકા કોણ?" "દાગીના શા?" વગેરે તમામ વીગત મેળવી શકી ડોશીને સુમતીએ ઉદ્ધત આગળ પ્રથમ તો બતાવીજ નહીં અને ડોશીએ પણ કહ્યુ કે-મને જોશે તો કદાચ મારવાજ ઉઠશે!

શરૂઆતમા સુમતીએ પોતાને 'બુરખાવાળી કનિષ્ઠિકા' તરીકે ઓળખાવી રફતે રફતે તેને એક રોજ તાડી કહાડવા જવાનુ છે-એક રોજ દારૂ ગાળવા જવાનુ છે એક રોજ મરી ગયેલા ઢોરોના હાડકાના વ્યાપાર માટે જવાનુ છે વગેરે વિષયો ચર્ચી કનિષ્ઠિકાના વર્તન અને બ્રાહ્મણ તરીકેના તેના હોવા જોઇતા ઉચ્ચ સસ્કારો વચ્ચેનો તફાવત આગળ ધરવા માડયો અને કનિષ્ઠિકા પ્રત્યે તેને માત્ર હલકો કામ વિકાર હતો સ્નેહ ન હતો એ સમજાવ્યુ ધીમે ધીમે ઉદ્ધત એ ભેદ સમજયો અને પોતાના વર્તન ઉપર તેને તીરસ્કાર ઉપજયો ફળ, દુધ, ભાજી વગેરેના સાત્વિક અહાર રાખવામા આવેલા હોવાથી વૃત્તિઓ સાત્વિક થવા લાગી વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા-બ્રાહ્મણ જન્મની મહત્તા ઉપર તેના આગળ ચર્ચાઓ થવા લાગી આથી મગજમાં શુષુપ્તિ સ્થિતિમા રહેલું, દટાયલું બ્રાહ્મણ તરીકેનું અભિમાન જાગૃત થવા પામ્યુ. રફતે રફતે બુદ્ધિના પડ ઉખડી ભાન આવવા જેવું સ્પષ્ટ જણાવા લાગ્યુ. તે વખતે ડોશીને પાસે બોલાવી. સુમતીના શિક્ષણે ઉદ્ધતના મનની સ્થિતિ એટલે

સુધી લાવી મૂકી હતી કે ડોશીને એતાંજ તેને તેના પાછલા વર્તન માટે અંતઃકરણના ઉંડાણમાં ખેદ થયો. "માતા" એટલે શું તે હવે સમજવા પામ્યો હતો તેણે મુગે મુગે ડોશીને અનેક સાષ્ટાંગ પ્રણામ કર્યા અને ઉદ્ધત આજે તો સુમતી આગળ એટલે સુધી બોલી ગયો કે આ ચામડાના કોથળા (દેહ) માં ધર્મ ઉપર અનાદર ઉત્પન્ન કરાવનારી શુષ્ક કેળવણીનું વમન કરાવનારૂ કંઈ ઓષધ યા યંત્ર પ્રો બોઝ જેવા શોધે તો સૌથી પ્રથમ તે હુ લઉ કારણ કે એ કેળવણીથી ઉત્પન્ન થયેલા સંસ્કારોએ આ જનેતાનો તીરસ્કાર કરાવ્યો છે"

સુમતિએ દક્ષિણમાંથી આવેલા દરદીને કેવળ વાર્તાલાપ દ્વારા આરામમાં ભેળવ્યો છે એ ખબર આશ્રમમા ફેલાતા ઉદ્ધતની પરિક્ષા કરવા ઘણા સ્રી પુરૂષો આવવા લાગ્યા અને ચારે પાસથી પ્રસંશાના ઉદ્દગારો નીકળવા માડયા નિર્મળાને અને ભદ્રબાલાને સૌથી વધારે હર્ષ થયો અને સુમતીનું જાહેર રીતે કંઇ સન્માન કરવા નિમિતે નિર્મળાની હાજરી આશ્રમમા હોવાથી ઔષધશાળામા આશ્રમનું મંડળ એકત્ર થયુ

નિર્મળાએ ઉદ્ધતનેજ પૂછ્યુ "આપને શું દરદ હતું? તે કેવી રીતે મટયુ?"

ઉદ્ધત—મ્હારા દરદની વાત જાહેરમા કહેતા મ્હને લજ્જા પ્રાપ્ત થાય છે-મ્હે કેળવણી ન લીધી હત તો કદાચ તેમ ન થાત અધર્મને રસ્તે પ્રયાણ કરી હુ અધમતામાજ પડત, ત્યાથી મને બચાવી લેવામાં આ દર્દ કારણભુત થયુ સુમતીદેવીએ નથી મને કંઇ કડવા ઔષધો પાયા કે નથી મને કંઇ ડામ દીધા. માત્ર પ્રથમ સારવાર, વાતચીત દ્વારા મારી આ ભયંકર માનસિક વ્યાધિ મટાડી છે, અને પછીથી વર્ણાશ્રમ ધર્મનુ વાસ્તવીક સ્વરૂપ મને સમજાવ્યુ છે આવાં સ્રી રત્નોથી હીંદ મગરૂર છે પરંતુ સુમતીગવરી અમારી જ્ઞાતિના હોવાથી હું તો અતી મગરૂર બન્યો છુ. મને તેમણે જીવીત દાન આપ્યુ છે

નિર્મળા—હવે તમે જીવન કવી રીતે ગાળવા માગો છો?

ઉદ્ધત—મારૂ જીવન! તે તો હવે આશ્રમને અર્પણ છે. જે આશ્રમમાંથી સુમતીગવરી સમા સ્રી રત્નો ઉત્પન્ન થાય છે તેમા એક સ્વયંસેવક તરીકે જીવન અર્પણ કરવા જેવો ઉત્તમ જીવનક્રમ બીજો કયો?

સુમતીએ જાણે ધૂળમાંથી રત્ન સાફ કર્યું છે એમ તેને પોતાને લાગ્યુ ઉદ્ધતના સંપૂર્ણ રીતે સ્વાસ્થય પ્રાપ્ત કર્યા પછી ડોશી સાથે તે આશ્રમમાજ જોડાયો. સુમતી સાથે તેનો પ્રથમ નિર્દોષ વાર્તાલાપ કલાકોના કલાકો સુધી ચાલ્યો, અને પરિણામે ઉભયના સ્નેહમા તેનું રૂપાન્તર થયુ. ભદ્રબાલાને આ હકીકત જાહેર થતા તેણીએ અનુમોદન આપ્યુ અને નિર્મળાની આશ્રમમાંની હાજરીની સંધી જોઇ ભદ્રબાલાની વ્યથાની સમાપ્તિની રાહ જોવા નિમિતે સુમતીની આનાકાની છતાં, સુમતી અને ઉદ્ધતના લગ્ન આશ્રમમાજ થયા.

તેને બીજેજ દિવસે, ભદ્રબાલા પ્રાતઃકાળમા સ્નાન કરી શંકરના દેવાલયમા પૂજનમાં હતી તે સમયે આકાશમાથી એકાએક ઉતરી આવતા દેવની પેઠે, નરહરી સાથેથી છૂટા પડયા પછી નીકળેલો મનહર આશ્રમમા આવી પહોચ્યો આશ્રમ બધો જાણે આનંદમા આવી ગયો ! ! નિર્મળાએ ભદ્રબાલાને ધન્યવાદ આપ્યો અને લગ્નની તૈયારી કરવા આજ્ઞા આપી 'કપાસથી કાપડ' નામના ગામના મનુષ્યો સ્ત્રી-પુરૂષ, છોકરા તો શું પણ ઉપવનનાં વૃક્ષો પણ જાણે આથી હસ્તા હતા ભૂરિભોજનો-જબરાઇથી દ્રવ્ય કઢાવવાના પ્રસંગો અને કલહો, એ પ્રાકૃત વિવાહ વિધિના આવશ્યક થઇ પડેલા અંગોની જગા દંપતી અને પ્રેક્ષકોના ઉભરાઇ જતા આનંદે લીધી અને મનહર અને ભદ્રબાલાનાં લગ્ન થયાં.

મનહરના મુખથી, નિર્મળાદેવીએ, વધારે હર્ષ ઉપજાવનાર વાત સાભળી કે કુંજવિહારી અને મધુસુદનને લઇને નરહરી આજે રેલવે સ્ટેશન ઉપર ઉતરશે નિર્મળા દેવીનો હર્ષ અંતઃકરણમાં સમાયો નહીં. પોતાની મોટર તૈયાર કરાવવા હુકમ આપ્યો અને સરયુને પત્ર લખી દીધો —

"બ્હેન સરયુ—

તમારોજ અથાગ પરિશ્રમ યોગ્ય દિશામા હતો. આનંદથી ઉભરાઇ જતા અંતઃકરણે હુ વધારે લખી શકતી નથી પરંતુ આપણાં "ભુલકા" ની ભાળ લાગી છે કુંજવિહારીને મધુસુદનને લઇને અમારા ભાઈ નરહરી આજે આવી પહોચશે. હું તેમને લેવા સ્ટેશન ઉપર અહીંથી પરબારી જાઉં છુ

હવે તમે જે ચુપકી પકડી રહ્યા છો તે મૌનવ્રત મૂકી દઇ જરા તમારી હૃદયની ઇચ્છાઓ પ્રકટ કરશો ? તેનો આજેજ અવસર છે. મ્હારી શુભેચ્છા તમારી સાથે છે અને સૌથી વિશેષ તમારા જેવી કર્મ યોગિનીનો અંતર્યામીજ સારથી છે

"નિર્મળા."

## પ્રકરણ ૨૩ મું.

### વિદ્વાન-વિદુષીનો વાર્તાલાપ.

" यज्जाग्रतो दूर मुदैति दैव्यं तदु सुप्तस्य तथैवेति दूर गमं ज्योतिषा ज्योति रेकं । तन्मे मन शीव संकल्प मस्तु ॥ " रुग्वेद.

" જાગૃત સ્થીતિના દૂર ભટકયા કરે છે, સુષુપ્તિ સ્થીતિમા પણ આકાશમા ભ્રમણ કરે છે એવુ અમો મનુષ્યોનું મન, હે પ્રભો ! સારા સકલ્પ કર્યા કરો ! "

સરયુનો પત્ર, જે નરહરીએ ગુમાસ્તા પુનમચદ પાસેથી લઇને વાચ્યો તે પછી આ નિર્દોષ અત કરણનો સાધુ પુરૂષ, જે ષડરિપુ ઉપર જ જાણે સ્વાર થઇને ફરતો-એટલું બધુ સ્વામિત્વ પ્રાપ્ત કરેલું લાગતું હતું તે પણ ઉપરોક્ત પત્રથી સહજ વિન્હળતાને લીધે પરાધિન હોય, જેની માનસિક સ્વતત્રતા જાણે ઓછી થતી લાગતી હોય, તેમ કઇક અનુભવવા લાગ્યો ! શરીરરૂપ માટીના પુતળામા પ્રભુએ, કીડિથી પણ જાણે સુક્ષ્મ, તથા મદોન્મત હાથીથી પણ તોફાની મનની વ્યવસ્થા કરી મૂકી છે તેમને સરયુના પત્રથી કઇક અવર્ણનીય, અકથ્ય, અલૌકિક, વિદ્યુત્ પ્રવાહ પ્રાપ્ત કરી નરહરીને પરવશ જેવો બનાવવા માડયો ! સર્વથા, સસારમા અવર્ણનીય છે તે પરમ કૃપાળુ પ્રભુની અપાર લીલા, તેના અજબ નિયમો, કે જેને આધીન રહીને જ, પોતાને શક્તિવાળા અપાર પ્રાબલ્યવાળા સમજી બેઠેલા મહા પુરૂષો પોતાના પ્રયત્નો છતાં, પ્રારબ્ધના નિર્માણ કરેલા પ્રવાહમાં એક સુકા કાષ્ટવત્ એક તુચ્છ તૃણવત્ તણાયા કરે છે ! પુરૂષના ઉચ્ચ સસ્કારો, સાધુસગતિ, ગુરૂકૃપા, વગેરે કારણોને લઇને તેના પ્રબળ પ્રયત્નોથી ઉત્પન્ન કરવામા આવતુ ક્રિયમાણ, પ્રારબ્ધના રથને જાણે હાકી રહ્યું હોય છે. આ સુંદર દૃષ્ય, વિચારવાન સાધુઓ અનિમિષ જ્ઞાન ચક્ષુથી નિહાળી તિમિરમય ભવાટવીમાથી પોતાનો રસ્તો કહાડે છે ! એ રીત્યે મનની શક્તિ, અનેક મહારાજાઓની સમસ્ત શક્તિ કરતા અધિક છે, અને બીજી રીત્યે, તેના ઉપર કાબુ મેળવનાર પ્રયત્નવાનો આગળ

તેની શક્તિ માત્ર તૃણવત્ છે ! ! આ એક અજબ યંત્ર ! પ્રભુએ શરીરમાં ક્યાંક ગોઠવી દઇ પોતાના સામર્થ્યની અગાધતા બતાવી દીધી છે ! પૃથ્વી ઉપર થઇ ગયેલા સમર્થ લેખકો એની વાસ્તવીક વ્યાખ્યા કરતા ગોથાં ખાઇ ગયા છે એ દિશામા સફળ પ્રયાસ જોવા જઇએ તો વેદોનો છે જેમા ઉપર બતાવેલ મંત્ર વડે મનની અદ્‌ભૂત શક્તિ બતાવી તે હમેશા સારા સંકલ્પ કરે એવી અભ્યર્થના કરેલી જોવામા આવે છે.

" સરયુ કોણુ ? હુ કોણુ ? આ પત્ર શો ? પુનમચંદ વચમા કેવો ? આ સંજોગો શા ? બાળકોનું ગુમ થવું એ પણુ કંઇ કારણુ ભૂત ' અને સૌથી વધારે જાણે પ્રયોજન વગર લખાયલા સરયુના સંબધમા મ્હારા પોતાનાજ હસ્તાક્ષરો-જે હાથમાં આવ્યેથીજ હુ જાણી શકયો કે મ્હે લખ્યુ છે ! એક સુશિક્ષિત બાલા, કેવળ પરોપકાર નિમિત્તેજ આ પ્રકારના સાહસમાં પ્રયત્નવાન થાય એમા પણુ મ્હને કંઇક પ્રયોજનની વાસ આવે છે ! ! મ્હારા હાથમા લીધેલા કાર્યમાં સરયુદેવીના પ્રયત્નોએ વિજય આપવામાંથી કંઇક અજબ વિદ્યુત પ્રવાહથી મન આ વિચારો મ્હારી પાસે વિના પ્રયાસે કરાવે છે ! અજબ મન !" આ વિચારો નરહરિને એક પછી એક આવવા માડયા, પરંતુ મનના એ વેગને એક બાજુએ રોકતો, મહારાજના દેવાલયમા ગયો અને તે પછી બતાવ્યા પછીની વીધિ . જંકશન સ્ટેશન ઉપર "શેઠ શેઠાણી "ને મી સાવકશાની મદદથી પકડાવા સુધીની કરી

આજે તે ઘેર પાછો ફરે છે ! ઝવેરાતથી લચી પડતા નોકરો સાથે દેવાલયમા મોકલાયલા ભુલકા-કુંજવિહારી અને મધુસુદનની સાથે ! નરહરિના ફતેહ ભર્યા પરિણામના ખુશ ખબર મહેન્દ્રપ્રસાદ શેઠ ને ધર્મદેવીએ કહ્યા અને ધર્મદેવીને કોણે કહ્યા ? હર્ષ વડે ઉભરાઇ જતા અંતઃકરણે જાણે દોડતી આવતી સરયુએ તે અત્યંત પ્રેમભર્યા શબ્દોમા—

" માતા ! માતા ! વધામણી લાવી છુ ! બેઉ ભાઇઓ ગુમ થયા ત્યારથી સતત હુ એજ કાર્યમાં ગુંથાઇ ગઇ છું ..જંકશન સ્ટેશનથી હાલ આવી પહોચે છે નિર્મળા દેવીના આશ્રમમાંથી આ પત્ર છે. " સરયુએ ધર્મદેવીને આવીને કહ્યું

" અને નરહરિ ? ! "

"તે...પ...ણ. .તેપણ સાથેજ છે" અચકાતી સરયુ બોલી !

ધર્મદેવીએ તેને છાતી સરસી અતી આલ્હાદ સાથે દબાવી ! "મ્હારી સરયુ, હું તને શો બદલો આપી શકીશ ?"

"બદલો ? માતા ! આપ સમા પુજય દેવીનો આ નિરાધાર -માતપિતા વગરની અનાથ સરયુ ઉપર અથાગ સ્નેહ-"

ધર્મદેવી—એ સ્નેહ તો તારા અનુપમ ગુણોએ કરી સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થવો જોઇએ તેમ થાય છેજ-

સરયુ—માતા ! હીંદુ સંસારમા ગુણો શુ કામ આવે છે ? ! માત્ર ગુણ વડેજ કઈ છોકરીનુ આપણા હીંદુઓમા કલ્યાણ થયાનુ સાભળીએ છીએ ? ગુણ કઇ દ્રવ્ય નથી એ તો એક અદ્રશ્ય ચીજ-કવચિત્ બોજા રૂપ થઈ પડનારી જણાય છે—

ધર્મદેવી—એમ ન બોલ, બેટા સરયુ, તારા કીંમતી ગુણો ઉપરાત ત્હારી બુદ્ધિ ઘણા મનુષ્યોના ગુરૂ તરીકે કામ આવવાની

સરયુ—બુદ્ધિ ! માતા ! જો બુદ્ધિ કઇ ઉપયોગમાં આવતી લાગતી હોય તો તે માત્ર સમજ શક્તિને ઓર ઓર ખીલવી, સંસારના દુ:ખોને મ્હોટા રૂપમાં બતાવનારી છે વાસ્તવીક રીતે દુ ખના ન્હાના ચિત્રોને મ્હોટા રૂપમા બતાવનારૂ "મેજીકલેન્ટર્ન" એ જાણે બુદ્ધિ-'

ધર્મલક્ષ્મી—કેમ એ બુદ્ધિમા આજે આટલો ફેરફાર કરી નાખીને બોલવુ પડે છે, છોકરી ? !

એમ કહી ધર્મદેવીએ સરયુને પાછી પોતાની પાસે લીવી અને એક બાળકની પેઠે માતાતુલ્ય આલ્હાદથી તેને પાસે બેસારી તેવીજ તે ધર્મદેવીને પગે પડી અને પાચેક સેકન્ડ પૂરી નહીં થઇ હોય તેવો તેના કંઠમાંથી ડસકાં ખાવાનો મૃદુધ્વની સંભળાયો ! ધર્મદેવીએ તેને પાછી છાતી સરસી દબાવી.

"સરયુ, આ શું છે ?"

"કશુ નથી માતા ! કંઇજ નથી આપણા લોકોનાં પુત્ર પુત્રીઓના વિવાહો કરવાના કુંડાળા મ્હોટા થવા પામે તે માટે પુણ્યમય પ્રવાસે હરદ્વાર તરફ જનારી પુત્રીની છેવટની-જતી વખતની અશ્રુઅંજલી છે—"

એટલું બોલતા નિ:શબ્દ રૂદન સશબ્દ થઇ ગયુ.

ધર્મલક્ષ્મી—આ તુ શુ બોલે છે ? ! ક્યાં આપણો આ-

મ્હારાજ શુભ પ્રયત્નોએ લાવી મૂકેલો હર્ષનો પ્રસંગ ! અને કયાં મ્હારૂં આ આક્રંદ !

સરયુ—તે નથીજ છાજતુ-નથી શોભતુ હુ કબુલ કરૂં છુ માતા ! પણ મનુષ્યના હૃદયને સહનશીલતાની હદ હોય તો તે હવે લગભગ આવી ગઈ છે. હીંદુ છોકરીઓ અને છોકરાઓના કર્મભાગ્યની પરાકાષ્ટા આવી રહી છે. આપણું મૃતપ્રાય જીવન હવે તેના વાસ્તવીક સ્વરૂપમા દેખાય છે ! સૌ પ્રજાઓ ચેતી ગઇ, પૃથ્વીપરની તમામ પ્રજાઓએ સમયને અનુસરીને પોતાના જીવનના ક્રમમા ઘટતા ફેરફાર કરી લીધા અને અનેક પ્રકારના દુ:ખો સહન કરતા હોવા છતા, શાસ્ત્રકારોએ આપણા જીવન ક્રમમાં યથાકાળ ફેરફાર કરવા માટેની સ્પષ્ટ આજ્ઞા આપેલી હોવા છતા, હૃદય ભેદી નાખે તેવાં પુત્રીઓનાં દુખોના ભયકર ચિત્રો આપણા સમક્ષ ખડા થતાં હોવા છતા, બુદ્ધિને-સત્યને-ધર્મને-ડહાપણ વિવેક નીતિને કોરે મૂકીને-બુદ્ધિમસ્તિકન્ય દેવતા રૂઢિના હજુ પણ આપણે આંખે પાટા બાધીને પુજારી બની રહ્યા છીએ, હીંદુ સુધારકોમા જ્ઞાતિ હિતચિંતકોની સખ્યા હવે કઇ ઓછી નથી પરતુ અધારા ઓરડામા ગોધાઇ રહેલાઓની પેઠે તેમને દિશા સુજતી નથી ! માત્ર પેટા જ્ઞાતિઓ એકત્ર કરવી એ કોઇ પ્રકારનુ સાહસ નથી-ધર્મને અનુસરતુ તે-શાસ્ત્રકારોની આજ્ઞાને શીર ચડાવવા સરખુ છે-ઉદય સુચક છે

અસ્તુ ! માતા ! પણ હવે હુ થાકી છુ. માતપિતા વગરની પુત્રી-તેનુ હીત હૈયે-કોણે-ટ્રસ્ટી તરીકે ધર્યું છે પરતુ-બાજુના ઓરડામાં કઇક અવાજ સભળાય છે ! કોણ હશે ?

સરયુ—તે તો મ્હેં મોકલી દીધા છે

ધર્મલક્ષ્મી—કોઇ નહીં હોય-નોકરો હશે તુ નિડરતાથી ત્હારૂ હૃદય ખાલી કર, મ્હારી વ્હાલી પુત્રી ! શેઠને આવવા હજુ થોડીક વાર છે. ત્હારા વધામણીના શબ્દો તેમને હુ પ્હોંચાડવાનુ કરતી હતી.

ધર્મલક્ષ્મી—અરે સાહસીક છોકરી ! તને શું દુર્લભ છે ?

સરયુ—મ્હારૂ ભાવી-એમ કહી પાછી તે ધર્મલક્ષ્મીને પગે પડી.

ધર્મલક્ષ્મી—ઉભી થા-ઉભી થા-સરયુ જેવી સુશિક્ષિત સમજુ છોકરીનુ સંકટ તે અમારૂજ સકટ સમજીએ છીએ, ઉભી થા, શેઠ કદાચ્ આવતા હશે તો ત્હારા આ વર્તનનું કારણ માગશે.

એટલામા ઓરડાનું બારણુ ઉઘડયુ, અને પાછલે બારણેથી આવી પહોંચેલ મહેન્દ્રપ્રસાદ શેઠ જાણે પરમાત્મા પ્રકટ થતા હોય તેમ આવ્યા

મહેન્દ્રપ્રસાદ—હુ આવેલોજ છુ. મોટર પાછલા બારણેથી આવી પણ આ સરયુએ સાહસની હદ બતાવી છે

સરયુ શરમને લીધે એક દૂરના કોચ ઉપર જઇ બેસી ગઈ

પરોપકારી હૃદયની પવિત્ર સરયુને, શેઠાણી ધર્મદેવી સમક્ષ પોતાનું અંતકરણ ખોલી વાત કરવાનો પ્રારભ કરવાના કૃત્ય તરફ સિંહાવલોકન કરતા શરમ લાગી! પિતા તુલ્ય શેઠના પ્રવેશથી આ સકોચ વધ્યો પરતુ તેજ ક્ષણે તેને વિચાર આવ્યો કે–માતપિતા સમા આ બેઉના વડેજ મ્હારો ઉદ્ધાર થવાનો છે

મહેદ્રપ્રસાદ—દેવી! મ્હારૂ હૃદય આજે પ્રફુલ્લ છે! બન્ને બાળકોના મ્હો આજે કેટલે દિવસે...

ધર્મલક્ષ્મી—સરયુબ્હેનના પ્રયત્નોથી આપણે જોઇ શકીશું

મહેદ્રપ્રસાદ—હા સત્ય છે વારૂ, પણ આનદના આ ચોઘડીયામા મ્હે હમણાજ સાભળ્યુ તે આક્રંદ શું હતું?

ધર્મલક્ષ્મી—આપે તે સાભળ્યુ?

મહેદ્રપ્રસાદ—અક્ષરશ સભળાઈ ગયુ! તેનુ પ્રયોજન મ્હને તુર્ત કહો, તે સિવાય મ્હારો આનદ ઘણો ભાગી પડે છે

સરયુએ શરમને લીધે નીચે જોઇ ભોયપર પડેલુ એક ન્યુસ પેપર સહજ ઉપાડી લીધુ. દેશમા જે વખતે ઉદયના પ્રયત્નોનોજ પવન ચાલી રહ્યો હોય છે તે વખતે જયા દષ્ટિ નાંખો ત્યા એની એ વાત જોવામા આવે છે તેમ એ પત્રમાં પણ 'સ્રીઓની ઉન્નતિ' ના વિષયપર એક ઉપદેશકનુ ભાષણ તેના જોવામા આવ્યુ! પરતુ શેઠ અને શેઠાણીની વાતમા એનુ મન હતું કાન પણ એ દિશામાંજ હતા માત્ર આંખો પત્ર ઉપર રાખવી પડી હતી.

ધર્મલક્ષ્મી—આપની એના ઉપર પુત્રીના જેટલી મમતા છે, એ એનુ ને મ્હારૂ ભાગ્ય છે.

મહેદ્રપ્રસાદ—કેમ ન હોય દેવી? પોતાની પુત્રી હોય તો પણ આથી શું વધારે કરી શકે?

ધર્મલક્ષ્મી—નાથ ! વાત્સલ્યમા વધે પણ પ્રયત્નોમા સરયુના બુદ્ધિપૂર્વક થતા શુભ પ્રયત્નોમા તો આગળ નજ વધે, હો !

મહેન્દ્ર—યથાર્થ છે પણ એના દુખનું કારણ હવે...

ધર્મ—આપથી તે તદ્દન અજાણ્યુ છે ?

મહેન્દ્ર—તેમ તો નથીજ સોળ વર્ષ પર્યંત સરયુ અવિવાહિતા-હુ તેના પિતાનો મિત્ર-અને ટ્રસ્ટી કહો કે તેનો વાલી પરતુ આ સકુચિત કુડાળામા હુ કયા શોધ ચલાવું, દેવી ! આપણી જ્ઞાતિઓ હજુ કેટલી પછાત છે ? જ્ઞાતિમા હવે સખ્યા બંધ જ્ઞાતિશુભેચ્છકો માલમ પડે છે એ વાત ખરી, પણ હજુ બુદ્ધિમસ્તિકજન્ય દેવતા રૂઢિના પુજારીઓનો ત્રાસ કમી નથી ! તેમની સખ્યા ઓછી હશે, પરતુ લાબા વખતનો અનુભવ તેમની સાથે છે. હૃદયકાઠિન્યનો અભ્યાસ તે તેમનોજ ! જ્ઞાતિના ગાબડા પડેલા ભાગેલા ટુટેલા જર્જરીભૂત થયેલાં ન્હાનાં ન્હાના નાવડા ચલાવવાનો ઇજારો હજુ તેમની પાસે છે. સુકાનીઓ આગળ પેસેન્જરોની સંખ્યાની શક્તિ મર્યાદિત બની રહે છે.

ધર્મલક્ષ્મી—વારૂ, નાથ ! પેટા જ્ઞાતિમાથી કોઇ લાયક વર ન મળી આવે ?

મહેન્દ્રપ્રસાદ—મળી આવે, કેમ ન મળે ? પણ એ સાહસ ખેડવા હિમ્મતની જરૂર છે

ધર્મ—કોનામા ?

મહેન્દ્ર—અમો ટ્રસ્ટીઓમા, અને સૌથી વધારે એના પોતાનામા

ધર્મ—તેની પોતાની તો ના નથી.

મહેન્દ્ર—તો તો પછી લાયક વર શોધવાનીજ વાર—

ધર્મ—તે પણ, હુ નામ બતાવી શકું તેમ છુ પણ મ્હારાથી માત્ર નામનીજ સુચના થઇ શકે તેમ છે તેને સરયુના વિવાહ માટે સમત કરવામાં આપની આજ્ઞાની જરૂર પડે.

મહેન્દ્રપ્રસાદ—એવો કોણ હશે કે જેને માટે, લગભગ લાખ રૂપિઆ જેટલી મીલકત ધરાવનારી, અને હીંદમા કવચિતજ જોવામાં આવતા જવાહીર સમી સુશિક્ષિત સરયુના હાથ માટે એટલા પ્રયત્નો કરાવે ? દેવી ! મ્હારા પ્રયત્નો કરતાં તમારૂ વચન માત્ર બસ થવું જોઇએ ! જ્ઞાતિજનોમાં, અને કહેવા દો કે

પેટા જ્ઞાતિના શુભેચ્છકોમાં તમારી પ્રતિષ્ઠા કમતી ન સમજશો. વાસ્તવિક રીત્યે આપણો સસાર સુધારો તો મ્હારા કરતાં તમે વધારે કરી શકો છો અને જ્ઞાતિની સહૃદય વ્યક્તિઓના સમજવામા તે સારી પેઠે છે એવો વર કોણ છે કે જે—

ધર્મ—અરે ! નાથ ! એ મેરૂભાઈ વાઘજીભાઇ શાખે હઠીલાજીને આપને પોતાને સમજાવવા પડે તેમ છે.

મહેન્દ્રપ્રસાદ—અને એવા અભિમાનીને તમે વિવેક મૂર્તિ સરયુ બ્હેનના માટે લાયક વર ગણવાની ભૂલ કરો છો ! !

ધર્મ—ના, ના, નાથ. એતો બધી રીત્યે લાયક તો છેજ ! આપજ કહેશો પ ..ણ

મહેન્દ્રપ્રસાદ—પણ ત્યારે શુ છે ? કહી દોને !

ધર્મ—એ એના એક પ્રકારના પ્રસશનીય અભિમાનમાજ મગ્ન રહે છે ગરીબ છતા ધનાઢ્યો જેની પ્રયત્નપૂર્વક ઇચ્છા કરે તેને તે તુચ્છ ગણે છે.

મહેન્દ્ર—અને એવાને લાયક ગણવામાં તમે ભૂલ તો નથી કરતા, દેવી !

ધર્મ—ના, નથીજ કરતી.

મહેન્દ્ર—વારૂ, તોપણ–આ, છોકરીનું હૃદય તપાસ્યું છે ?

ધર્મ—એ વાતની પણ જરૂર રહી નથી.

મહેન્દ્ર—ચાલો, ત્યારે મ્હને તેનુ નામ આપો, દેવી, અ-વીગ્ગા ના બનાવો.

ધર્મ—એનુ નામ આપવા આગમજ તે કદાચ આપના સન્મુખ ખડો થશે–પેલી સામેથી ફૂલોથી આચ્છાદિત મોટર દોડતી આવે ! નાથ ! તમો તે આપણું ભુલકાં સાથે—

મહેન્દ્ર—સમજ્યો, મ્હારો નરહરિ ! તેને સમત કરતા મ્હને જરાએ વાર નહીં લાગે, દેવી ! ગભરાઓ નહીં. ચાલ, બ્હેન, સરયુ, આપણુ બધા વગડામા સામે જઈએ !

જોત જોતામા મહેન્દ્રપ્રસાદ અને ધર્મલક્ષ્મી અને પાછળ પાછળ શરમાતી સરયુ બહાર આવી પ્હોચે તે પહેલાં મોટર આવી પહોચી મનને પ્રફુલ્લિત થવાને કંઈજ બાકી ન રહ્યું. મધુસુદનને સરયુએ ઉપાડી લીધો કુંજવિહારી માતાને ભેટયો. મહેન્દ્રપ્રસાદે નરહરિનો પુત્રસમા વાત્સલ્યપૂર્વક હાથ પકડી લીધો. નિર્મળા પણ વિવેકપૂર્વક એક ખુરશીપર બેસી ગઇ.

પણ નરહરિ હૉલમાં આવીને સૌથી પ્રથમ તો ધર્મદેવીને સંબોધીને એક પ્રકારનો ઉપદેશજ આપવા મડી પડયો !

" માતા ! હિંદુસ્તાનમાં અને વિશેષે આપણા ગુજરાતમા દાગીના માટે ખચ્ચાનાં ખુનો થાય છે; માટે વિશ્વાસુ પરિજનોની પૂર્ણ સખ્યા વગરનાં આવાં બચ્ચાં હવેથી ઘર બહાર ન જવાં પામે તેની પ્રથમ તો કૃપા કરી પ્રતિજ્ઞા લો ! ભવિષ્યમાં આવા બનાવો બનવા ન પામે

ધર્મલક્ષ્મી—ભાઇ, તમારા ઉપદેશ માટે તમારો અને તમને જેણે મદદ કરી હોય તેનો ઉપકાર માનીએ તેટલો ઓછો છે તમે ઉપદેશક છો એટલે આવી રીતે ઘેરથીજ ઉપદેશ આપવાનુ શરૂ કરો તેમા કઇ હરકત નથી અમારા જેવા શાત શ્રોતાજનો તમને જગતમા બીજે કયા મળે? ! પ્રતિજ્ઞા લઇશું. ભાઈ, તમારા કહેવા મુજબજ, આપણા ગુજરાતમાં તો આવો દાખલો હુ આ પ્રથમજ જોઉં છુ સો વર્ષ ઉપર આવી રીતે દાગીના માટે બચ્ચાને ઉપાડી જવાનુ કોઇ વખત બન્યુ હશે તેના આધારથી તમારા ઉપદેશને સમર્થન આપો તેમા કઇ હરકત નથી. અમારે તે માનનીય છે. પછી કઇ ?

નરહરિ–માતા, સો વર્ષ ઉપર એવો દાખલો બન્યો છે એમ નથી વખતો વખત બન્યા કરે છે અને આ વાત કઇ હુ મારા પોતાના મગજમાંથી નથી કહેતો, જુઓ મારી ડાયરીમાથી તમને બતાવું છુ

× ૧૨ વર્ષની એક હીંદુ છોકરીને દાગીના માટે ફાંસો દેવામાં આવ્યો હતો—

ટાઇમ્સ ઓફ ઇંડીયા. છઠ્ઠી ડીસેમ્બર ૧૯૧૦

× × × ×

સાત વર્ષની હીંદુ છોકરીનું દાગીના માટે ગળું કાપી નાખવામાં આવ્યુ બામે જમશેદ ૩ જી એપ્રીલ ૧૯૧૧

\+ × × ×

એક તેર વર્ષનો હીંદુ છોકરો સ્કુલમા જતો હતો તેને દાગીના માટે કુવામાં નાંખી દેવામા આવ્યો

૨ જુન ૧૯૧૯ ટાઇમ્સ ઓફ ઇંડીયા

× × × ×

---

\+ ૧ મી. લાલશંકર લક્ષ્મીદાસના સંગ્રહ ઉપરથી ઇન્ડીયન હ્યુમેનીટેરીયન સપ્ટેંબર ૧૯૧૯ ઉપરથી

૧૧ વર્ષના એક સોનીના છોકરાનું દાગીના માટે ગળુ કાપવામાં આવ્યુ. સાજ વર્તમાન ૫ જુલાઇ ૧૯૧૨.

નરહરિ—વળી જુઓ, માતા ! તેનાજ વિશેષ દાખલા —

× × × ×

આઠ વર્ષની એક હીંદુ છોકરીને દાગીના માટે કુવામાં નાખી મારી નાખવામા આવી જામે જમશેદ જુલાઇ ૧૯૧૨

× × × ×

એક ન્હાની મુસલમાન છોકરીને દાગીના માટે પકડી તેનું ગળુ ને પગ કાપી નાંખવામા આવ્યા

ટાઇમ્સ ઓફ ઇંડીયા ૧૧ જાન્યુઆરી સને ૧૯૧૩

× × × ×

૭ વર્ષની હીંદુ છોડીને દાગીના માટે કુવામા ડુબાડી દેવામા આવી

ટાઇમ્સ ઓફ ઇંડીયા ૨૨ જુલાઇ ૧૯૧૩

× × × ×

એક હીંદુ છોકરાને દાગીના માટે કુવામા નાખી દેવામા આવ્યો. સાજ વર્તમાન ૮ ઓગસ્ટ સને ૧૯૧૩

× × × ×

એક હીંદુ છોકરાનુ પથ્થરથી માથુ અફાળી દાગીના માટે મારી નાખવામા આવ્યો ટાઇમ્સ ઓફ ઇંડીયા ૨૦ સપ્ટેમ્બર ૧૯૧૩

× × × ×

ચાર રૂપીઆની કીંમતના દાગીના માટે એક મુસલમાન કાકાએ પોતાના ભત્રીજાને તેના દાગીના માટે મારી નાખ્યો. મુંબઇ ક્રોનીકલ ૧૨ નવેંબર ૧૯૧૩

× × × ×

વળી, લખનૌમાં જૈન ગેઝેટ ૭ નવેંબર ૧૯૧૫ ના અંકમાં જણાવે છે કે દાગીના માટે બચ્ચાના ખુન થયાના બાર દાખલા બતાવી સંયુક્ત પ્રાતોના ગવર્નર સાહેબ સર જેમ્સ મેસ્ટને મા-બાપોને સુચના રૂપે સરકયુલર કહાડેલો છે.

ધર્મલક્ષ્મી—હુ ધારૂ છુ કે દાગીના માટે બાળકોનાં ખુન થયા બાબતની આવી યાદી હજુ ભાઈ પાસે લાંબી હશે

નરહરિ—માબાપોની જોવામાં આવતી હઠ કરતાં તે બહુ

ટુંકી છે પરંતુ હવે આ આનંદના ચોઘડીયામાં હું વધારે તસ્દી આપતો નથી. હજુ જો કે આ બાળકો તો આપણા નસીબે નથી આવ્યાં જે દુર્ઘટ હતું, બ્હારવટીઆઓનો આ બાબતમાં જે ત્રાસ છે તે તો મ્હને જાતે અનુભવ થયો અને પોતાના નામને, ખ્યાતિને નહીં ગણકારનારી એક પરોપકારી બાઇના પ્રયત્નોથીજ મ્હને આ કામમાં ફતેહ મળી છે પરંતુ દાગીનાની શોધમાં હજુ મ્હારે વધારે પ્રયત્નો કરવા પડશે મારા સમજવા પ્રમાણે એક ગાડા જેવા દેખાતા પૈસાના લાલચુ તોતડા વૃદ્ધ વાણીઆને આ બ્હાવટીયા જેવા દેખાતા લુટારાઓએ સારી રીતે દ્રવ્ય લઇ એક "કન્યા' પરણાવી છે, જે હકીકતમાં કન્યા નથી, પરંતુ કન્યાઓની અછતનો લુટારાઓએ લાભ વીધેલો છે અને કેટલાક ચાલાક છોકરાને કેળવી રાખેલા છે કે જે કન્યાનો વેષ લઇ અમુક જાત્રા જવાને નિમિત્તે અગર હરકોઇ રસ્તે પરણનારથી છુટી જઇ પોતાના મંડળમાં દાખલ થઈ જવાની તાલીમ મેળવી તૈયાર થયેલા હોય છે, તેવી કન્યાના હસ્તક આ બાળકોને હાલમાં સોપ્યા હતા અને તે કન્યા કે જેને મી. સાવકસાની મદદથી પકડવામાં આવી છે તેના હસ્તક આપણા દાગીનાનો મ્હોટો ભાગ અથવા તેનું રૂપાન્તર પણ હોવું જોઇએ એમ હું માનું છું

ધર્મલક્ષ્મી—ભાઇ, હવે એ દાગીનાની તજવીજનું કામ જેના તે, રક્ષણ ( પોલીસ ) ખાતાના અધિકારીઓનેજ સોપીશું પણ તમે જે પરોપકારી બાઈનું ગુણગાન કરો છો તેનું નામ-

નરહરી—એક અકસ્માતને લીધેજ તે જગતમાં બહાર આવવા પામ્યું છે, નહીં તો એની પોતાની ઇચ્છા તો કેવળ નિષ્કામ પરોપકાર કરવાની હતી

મહેન્દ્રપ્રસાદના કોચની પાછળ એક ખુરશી ઉપર આઘે મર્યાદાપૂર્વક બેઠેલી નિર્મળાએ મૃદુતાથી કહ્યું-

"નરહરી ભાઇ માટે એવી બાઇના "સેક્રેટરી" તરીકેની યોજના કોઇ દૈવયોગથી થાય તો જગત ઉપર પરોપકાર વધારે થાય "

કોઈ પ્રત્યુત્તરમાં બોલી શક્યું નહીં એટલે મહેન્દ્રપ્રસાદે કહ્યું -"અવશ્ય થાય "

નરહરી—પણ એવી પરોપકાર સંપન્ન સ્ત્રીના નોકર થવાની લાયકાત ન હોવા છતાં સેક્રેટરી શી રીત્યે થવાય ?

બધું મંડળ જાણે હવે નરહરીને ઠગતું હોય એવું દૃશ્ય થવા લાગ્યું નિર્મળા ઉમળકો ખાળી ન શકવાથી પોતાના વાંચનાલયમાં ગઈ

નરહરિ કાષ્ટના મનુષ્યવત્ બેઠો હતો પરંતુ માત્ર તેનો દેહજ અહીં હતો-મન અનેક પ્રકારના તરંગોમાં દોલાયમાન થઈ રહ્યું હતું મૃત્યુ લોકમાં ગુપ્ત રહી દુઃખી મનુષ્યો ઉપર પરોપકારની પરિસિમા બતાવનારૂં અંતઃકરણ ધારણ કરવું તે સાક્ષાત્ સ્વર્ગ થી પૃથ્વી ઉપર 'સહજ પર્યટન માટેજ' જાણે આવનાર દેવાંશી દેહધારીઓ છે એ તેને નિશ્ચયપૂર્વક સમજાયું ! સરયુને માટે પોતાના હસ્તાક્ષરે, શેઠની આજ્ઞાથી લખેલા પ્રમાણ પત્રના પ્રસંગ તરફ સિંહાવલોકન કરતાં તે પ્રસંગમાં તેને અદ્ભૂત આનંદ અનુભવવા લાગ્યો ! એ એ પ્રસંગને યાદ લાવવા સ્મરણ શક્તિને જોરથી ખેંચી, પણ તે પ્રસંગના કૃત્યમાં સરયુની મૂર્તિના દર્શન ન થવા પામ્યા—પારિતોષક વખતે કદાચ જોઈ હશે પરંતુ વચમાં ગયેલા લાંબા વખતે તે ચિત્ર જાણે ગુમ કરી નાખેલું તેણે અનુભવ્યું "મ્હેં કદાચ ને વખતે તેની સામે દૃષ્ટિપાત નહી કર્યો હોય ! તેમ કરવાનું તે વખતે પ્રયોજન શું હતું ? અરે ! પણ હું હાલ આ પરતંત્રતા માટે અનુભવું છું ? આમાં અવશ્યમેવ કંઇક પ્રારબ્ધે યોજી મુકેલું પ્રયોજન હોવું જોઇએ !" વિગેરે વિગેરે વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા શેઠને અને ધર્મદેવીને સરયુના ઉપકારોથી વાકેફ કરવાની તીવ્ર જીજ્ઞાસા થઈ. ત્યાં બેઠેલા મનુષ્યોમાં શેઠ શેઠાણી કુંજવિહારી ને મધુસુદન ઉપરાંત જાણે વિત્રુત તરફલ ચક્ષુ સમેતની એક વિશેષ આકૃતિ, કોચ ઉપર શેઠાણી સાથેજ બેઠેલી હતી !! પણ તેના અને નરહરિ વચ્ચે મોટો એકપક્ષી અજ્ઞાન હિમાલય આવી રહ્યો હતો !! એક પક્ષ કેમ ? કારણ કે નરહરિજ એકલો તે જાણતો નહતો ! સરયુ તો હેતુ પુરઃસર "પરોપકાર" કરી રહી હતી ! તે બધું જાણતી હતી. પરિજન મંડળ ચકિત દૃષ્ટિથી આ બેઉ સન્મુખ જોયા કરતું હતું, પરંતુ સરયુની મુખાકૃતિથી અજ્ઞાત નરહરિને સરયુની સર્વત્ર ફરતી દૃષ્ટિમાં એમ તે શું સમજાય ?

નરહરિને વિચાર વમળમાં કેટલાક ગોથા ખાયા પછી શરીરે પ્રસ્વેદનાં બુંદ જામવા લાગ્યાં કંઇક નિમિત્તે હવે અહીંથી છુટી સહજ આરામ-મગજને આરામ આપવાની તેને ઇચ્છા થઈ, શરીરનો આરામ તો તે ભાગ્યેજ સમજતો! સુદૃઢ-સ્વાસ્થ્ય સમેતના બ્રહ્મચર્યના ઓજસપૂર્ણ તેના દેહને જાણે, જરૂર પડતી નિદ્રા સિવાય, ભાગ્યેજ આરામની જરૂર પડતી!

જે હોલમા બધાં બેઠા હતા તેની પાસજ શેઠનુ ન્હાનુ વાંચનાલય હતુ. નરહરિએ એમા જઇને પોતાનુ પોટકુ, કપડા વિગેરે મૂકયાં. "આ પોટકુ લુટારાઓ લઇને તેમાંથી શુ દ્રવ્ય મેળવત? અને આ દાગીના વગર નિસાર શુષ્ક દેહને તે શુ કરત?! અસ્તુ!" એમ વિચાર કરતો ફરતો તે વાંચનાલયના કઠેરામાં આંટા મારવા લાગ્યો કઠેરામા મૂકેલી પુષ્પલત્તાઓમાની કુસુમ મિશ્રિત પરાગે પ્રસ્વેદનાં બુંદ ઓછા કરવા માડયા, અને વિચાર મન્થને તેની સખ્યા વધારવા માડી એ બેઉમા કોણ પાછુ હઠે? બેઉ કુદરતના સતાનો! બધા પરિજનો સાથે બે બાળકોને સ્નાનગૃહમા મોકલી દેવામા આવ્યા અને નરહરિને પુસ્તકાલયમાં ગયલો જોઈ ધર્મદેવીએ શેઠને સહજ ધીમેથી કહ્યુ—

"ભાઇ, સરયુને ઓળખતો હોય એમ નથી જણાતુ હો."

મહેદ્રપ્રસાદ—ન ઓળખે તો તેમા કઇ નવાઈ નથી ઓળખશે! ઓળખાવીશુ! દેવી! સરયુએ આ કામમા હદ કરી મૂકી છે! એનાજ પ્રયત્ને આજે આ આનદની ઘડી બતાવી છે મ્હે તે ઉલટી રીત્યે મ્હારા પ્રયત્નો એવા ગોઠવ્યા હતા કે આ પણ તેમાજ ફસાઈ પડત અને આ બાલુડાનુ શુ થાત તે કહી શકાતુ નથી

સરયુ—કઇ ન હતુ થવાનુ એમને મળતા કટલોક સમય જાત! અને બહુ સમય જાત તો "વર" મટી જઇને બેઉ કન્યાઓ થાત!

ધર્મદેવી—હા, બેટા! એ વિચાર મ્હારા રોમ ઉભા કરી મૂકે છે! કન્યાની અછતે આપણા લોકોની આ સ્થિતિ કરી મૂકી છે. હીંદુ સમાજ બધીર છે-અધ છે-એને અંધ શ્રદ્ધાનુ દરદ લાગેલુ છે તેની સારવાર કરનારા બાહોશ ધન્વંતરિઓ જન્મી ચૂકયા છે, કાળે કરીને સુધરશે. દેવી! પણ આ સરયુની વાત હવે તમે ભાઇને—

એટલામાં તો નરહરિ પાછો આ સ્થળે આવ્યો. સરયુના

વિચારો અને ઉપકારોએ એના અદ્યાપિ પર્યન્ત નિર્લેપ અંત:કરણ ઉપર કાબુ મેળવવા માંડયો હતો. મનમાં સ્વામિત્વ ઉપર સંકલ્પના વાદળ છવાયું લાગતું હતું સરયુની વાત ધર્મદેવી અને મહેંદ્રપ્રસાદ સન્મુખ કયા શબ્દોમા ફરી કહાડવી તે તર્ક શોધતો હતો

વિચારમાં શરીર ઉપર પ્રસ્વેદના બુંદ છવાઇ રહ્યા.

ધર્મદેવી—ભાઇ મ્હને લાગે છે કે તમે નજીકના મ્હારા સ્નાનગૃહમાજ જઇ સ્નાન કરી શુદ્ધ થઈ તે દિવસની પેઠે લાંબા પ્રાણાયમ કરો એટલે પરિશ્રમ ઓછો લાગશે, નહિ વારૂ ?'

નરહરિ—માતા, હું પણ સ્નાન કરવાના વિચારમાજ સ્નાન ગૃહ તરફ ગયો હતો પણ ત્યાં કોઇ નોકર ન જોયો કારણ કે બધા પરિજનો બાળકોના સ્નાનગૃહમા છે

ધર્મદેવીએ સરયુ તરફ જોઇ સ્નાનગૃહમા ગરમ પાણી પ્હોચાડવા આજ્ઞા કરી. સરયુ તુર્તજ ઉઠી !

એક મ્હોટો નાશિકની બનાવટનો પીતળનો પલાલો જેના નીચે તેને ચલાવવા માટે ન્હાના નક્કુર ચક્રોની યોજના કરવામા આવી હતી તે ખેચી લઇ જઇને સ્નાનગૃહમા યોગ્ય સ્થળે મૂકયો અને જોડમા બીજોજ તેવો ખેચી લાવી મુકયો બેઉમા જાડી શણની જલવાહિની નળી મારફતે પાણીના ઓરડામાથી પાણી દાખલ કર્યું એકમા ગરમ અને બીજામા ઠંડુ ભરાઈ બે ન્હાના હોજ સમા પાત્રો છલકાવા વાગ્યા સ્નાનને અંગે અભ્યંગ વસ્ત્રાદિ સામગ્રી ત્યા મૂકી દીધી નરહરિ ત્યા આવી પહોંચ્યો એને સરયુ તરફ જોવામા શ્વાસ લેવાનું પણ પૂરૂ ભાન ન રહ્યું ! દ્વારિકામાં શ્રી કૃષ્ણે સુદામાને સ્નાન કરાવનારી વિધિમા અને આમા ફેર માત્ર એ રહ્યો કે અહીં સરયુ એકજ હતી અને નરહરિ અતિથિ ન હતો એક ન્હાના પાત્રમાં પાણી કહાડતો કહાડતો તેમાંજ જાણે ચિત્તવૃત્તિને અને દૃષ્ટિને સરયુના સતત્ ચાલતા વિચાર પ્રવાહને રોકતો બોલ્યો.—

" ત્યારે .. ..તમે કોણ ?"

સરયુ—પરિજનોની સંખ્યામા ન્યુનતા થવાને લીધે હમણાંજ હું રહી છુ.

નરહરિ—શા તરીકે ?

સરયુ—પરિજન તરિકેજ

નરહરિ—પરિજન !!! એટલે ?

સરયુ—એટલે દાસી, બીજુ શુ ?

ચકિત થતો જાણે, નરહરિ બોલ્યો-અને કામ શું કરવાનુ ?

સરયુ—દાસીઓથી જે થાય તે, આવી રીતે કોઇ યોગ્ય અતિથિ આવે તેની સેવા કરવી. બાળકોને સંભાળવા, તેમના અલંકારો વસ્ત્રો સાચવવા વગેરે વગેરે

નરહરિ—વાહરે ! પણ, પ-અ-અ-અ-ણ, તમે પરિજન તરિકે અહી ક્યારે જોડાયા ? '

સરયુ—મ્હે આપને હમણાંજ કહ્યુંને કે મ્હને જોડાયાને થોડાકજ દિવસ—

નરહરિ—હા-હા-હા તમે કહ્યુ ખરૂ પ ..અ...ણ હું અહીંથી થોડા દિવસ ઉપરજ ગયો છું—

સરયુ—હા, તે આપના ગયા પછી બીજેજ રોજથી હું અહીજ છુ.

નરહરિ—આશ્ચર્ય !!

સરયુ—શેનુ આશ્ચર્ય ! કારણ વગરનુ આશ્ચર્ય ? આપે આ અભ્યગલેપ ગરમ પાણીમાં ભૂલથી નાખી દીધો ! વારૂ, હવે તો તે પાણી ખાલી કરી બીજુ ભરવા દો ! અને મર્દન માટેનો લેપ પણ બીજો લાવું છું

નરહરિ—અરે પણ મ્હારે તેમાનું કશું જોઇતું નથી. આ લેપ મિશ્રિત ગરમ પાણીથી મ્હારે ચાલશે. પણ પ-અ-અં-ણ તમે કહો છો કે, તમે પરિજન છો ..ત્યારે તમે તો શેઠાણી ધર્મ-દેવીની સાથેજ કંઇક બેઠા હતાં ને ? !

સરયુ—આપે મ્હને જોઈ હતી ? તે હુજ હતી ? આપ ભૂલ તો કરતા નથી ? !

નરહરિ સહજ ગભરાયો તેણે ભાન લાવી પ્રત્યુતર આપ્યો—

નરહરિ—મ્હને નથી લાગતુ કે હું એમાં ભૂલ કરૂ છું. ત્યાં પરિજનો બાદ કરતાં તમારા સિવાય બીજુ કોઇ ન હતું—પરિજન-દાસી હોય તે એમ શેઠાણીની સાથેજ એક કોચ ઉપર બેસી શકે કે ?

સરયુ—અરે-મહેનતુ લોકો (Labourers) મોંઘા થયે એટલે તો વળી શેઠને માથે બેસારીને નહીં ફેરવવા પડે ?

નરહરિ—તમને તે બધું ઉચિત લાગતુ હશે—

સરયુ—ના, પરિજન પોતપોતાના આસનેજ શોભે અને જેનું કામ જે કરતું હોય તેજ કરશે. નહિ બોયેલી નહિ સાંભળેલી નોકરોની મોંઘવારીને લીધે તેઓ બ્હેકી જવા પામે તો તે શેઠ પ્રત્યેની અમર્યાદને લીધે નહિ–ઉન્માદને લીધેજ નહીં–બીનતાબેદાશીને લીધે તો નહીંજ–તંગીને લીધે–

નરહરિ—અરે, તમારૂ ભલુ થાય! અને તમે કહો છો કે હું નોકર છુ!

સરયુ—હા સ્તો દાસી!

સરયુથી આ વખતે સહસા–અનિવાર્ય સ્મિત હાસ્ય થઈ ગયુ.! મન ઉપરના તેના કાબુના સિમાડા ઉપર તે ઉભી! નરહરિને હવે કંઇક ઢોંગની સ્થિતિનો દૂરનો આભાસ થવા માડયો પણ પોતાને પૂર્વે નહીં બેયાની હકીકત, આ વખતે સરયુને એક પ્રકારનુ ઉપયોગી સાધન થઇ પડયુ, અને આ સાધુ પુરૂષ તો વિના પ્રયોજને ગભરાવા લાગ્યો.

નરહરિ—વારૂ, ત્યારે કહો, માફ કરજો હો, હુ સહજ જ પૂછુ છુ તમે પ્રથમ કયા હતા?

સરયુ—"પ્રથમ" એટલે? એ સમયની કંઇક હદ અંકાવી જોઇએને? પ્રથમ તો હુ બાળક હતી! અને—

નરહરિ—નહિ, નહિ અહીં તમે કહો છો કે હુ પરિજન તરિકે રહી છુ, તે પહેલાંના દીવસોનીજ વાત પૂછુ છુ.

સરયુ—હુ સમજી, હુ સમજી, એટલે આપને મારૂ પૂર્વ વૃતાન્ત જાણવાની જીજ્ઞાસા લાગે—

નરહરિ—અરેરેરે! મ્હે તો સહજજ પૂછ્યુ. અંતઃકરણ દુઃખાતુ હોય, કહેવા ઇચ્છા ન હોય, અગવડ હોય તો મ્હને પૂછવાના સાહસ માટે ક્ષમા—

સરયુ—આપને એટલુ પૂછવા માટે લાચાર થવાનુ કશુંજ પ્રયોજન નથી પરિજનોનુ પૂર્વ વૃતાન્ત તો અવશ્ય જાણવુંજ જોઇએ.

નરહરિ—પણ કોણે? મ્હારા જેવા રખડતા મુસાફરે તો તેમ કરતા વિચાર કરવો જોઇતો હતો

સરયુ—આ મૃત્યુ લોક બધો રખડતા મુસાફરોથી ભરેલો છે, દેહાન્ત દંડની શિક્ષા પામેલા કેદીઓથી ભરેલો મહાન તુરંગ તે આ મૃત્યુલોક, જેમાં ગુરૂત્વાકર્ષણરૂપ તાળુ વાસેલુ છે

નરહરિ—અહો ! આવા તત્વજ્ઞાની પરિજનોથી પરિવૃત થયેલા માતા ધર્મદેવીનો જય હો !

સરયુ સહજ હસી પડી.

સરયુ—સાંભળો ! મ્હે શુ કહ્યુ—મૃત્યુ લોકમા સૌ મુસાફર છે. એક ગામથી બીજે ગામ જવાની મુસાફરી જેવા સામાન્ય પ્રસગે પણ બે મનુષ્યોનો મેળાપ, પૂર્વ જન્મના સંબધ વગર સભવતો નથી આપને સ્નાન પ્રસગે આટલી મદદ કે વાત કરવા જેવા પ્રસગમા પણ એવુ જ કઇક કારણ રહે છે માત્ર મનુષ્યોને અને પ્રાણીયોને તો નહિંજ પરતુ પદાર્થોને પણ એક બીજા સાથે જોડનારો અદરનો કઇક પૂર્વનો હેતુ હોય છે, બાકી બહારની " ઉપાધી " ઓ, સજ્ઞાઓ, સગપણો આદિ તો માત્ર તે બનાવ બનવાના કારણ રૂપેજ રહેલા હોય છે[1]

એટલે જગલમા એક વૃક્ષ નીચે પણ સહજનો મેળાપ બે મનુષ્યોને એક બીજાનુ પૂર્વવૃતાન્ત જાણવા ઉત્સુક કરે તો તેમા કઇ આશ્ચર્ય છે ?! સરયુબા પાસે રહી ત્યારે આવાજ કઇ, સહજના પ્રસગ ઉપરથીજ, મ્હારા પૂર્વ વૃતાંતથી પરિચિત થઇ તેમણે—

નરહરિ—અહો ! આશ્ચર્ય ! શુ શ્રીમતિ સરયુદેવીનાં તમે પરિજન હતા ? એ કયાં છે ? હમેશા કેવા કાર્યોમા તેમનો સમય જાય છે ? એમનુ વાચનાલય તમે જોયુ છે ? એમના હૃદયની સીમા વગરની વિશાળતાથી તમે પરિચિત છો ? તમે કેટલી વખત રહેલા ? હાલ તે કયા છે ?

સરયુ—એકી સાથે એટલા બધા પ્રશ્નોના પ્રત્યુત્તર હુ શી રીતે આપી શકુ ? પરતુ એટલી બધી ઉત્સુકતાથી એમના સંબધમા આવી રીત્યે પ્રશ્નો કરવામા આપને કારણ હોવું જોઇએ

નરહરિ—કારણ કેમ નહિ ?! એમની પરોપકાર વૃત્તિને લીધેજ લુટારાઓના હાથમાં સપડાયલો આજે અહીં છુ. એમના શુભ પ્રયત્નો વડેજ કુજવિહારી ને મધુસુદન મળી આવ્યા ! બાકી શેઠના પ્રયત્નો તો અવળી દીશાએ વળી ગયા હતા.

---

१ व्यतिषजति पदार्थान्
आंतरःकोऽपिहेतु
र्न खलुबहिरुपाधि
प्रीतयः संश्रयन्ते ॥

સરયુ—એમા એમણે શુ વધારે કર્યું તે હુ સમજી શકતી નથી પ્રયત્નો અમ સરખા પરિજનોએ કર્યા, સદેશા મોકલ્યા-મનુષ્યો દોડાવ્યાં-ઉજાગરા કર્યા

નરહરિ—એ બધુ ખરૂ, પણ એ યોજનામા બુદ્ધિ કોની ?

સરયુ—બુદ્ધિ એકલી શુ કામ આવે છે? અમુક કાર્યની સફળતામા પ્રયત્નોનો હિસ્સો કહાડી નાખવા જેવો હોય છે કે? બુદ્ધિ અને પ્રયત્નોને કલહ થાય યુદ્ધ થાય ને વ્હેચણ કરવાનો પ્રસંગ ઉભો થાય તો પ્રયત્નોનેજ મ્હોટો ફાળો મળે

નરહરિ—એવા કઇક કલહનાજ પ્રસગે સરયુદેવી જેવાની નોકરી તમે છોડેલી લાગે છે પ્રયત્નો સાથે બુદ્ધિનો ફાળો પણ તમારી પાસે લાગે છે છતા એમ કેમ બન્યુ હશે ?'

સરયુ—મ્હારા સરયુદેવી સાથે રહ્યાના પૂર્વ વૃતાન્તની આપે સ્વત ઠીક કલ્પના કરી લીધી તેમા કેટલુંક સત્ય પણ છે-

નરહરિ—મ્હારે પૂર્ણ સત્યની જરૂર છે

સરયુ—તો, ભલે જાણો એમની બુદ્ધિનુ એમને અત્યત અભિમાન છે

નરહરિ—હે ! હે !! તે મનાયજ કેમ ?

સરયુ—તેમની સાથેના સહવાસવાળા મનુષ્યોએ કરેલા વર્ણનથી તે માની શકાય

નરહરિ—વારૂ, ભલે પછી ? બીજુ શુ દુષણ છે ? મ્હને વિગતથી કહો, હુ તમારો ઉપકાર માનીશ

સરયુ—કહુ ખરી, ભલે પ.. અ...ણ એમના સબધમા આપનો ઉચ્ચ અભિપ્રાય જણાય છે તેને બગાડવા માટે વિના પ્રયોજન હુ પાપની ભોક્તા થાઉં છુ

નરહરિ—તમે તેમ નહીજ થાઓ ! હુ તે જાણવા માગુ છુ તમારે ક્રુર ન થવું જોઇએ

સરયુ—આપના જેવા વિદ્વાન શાસ્ત્રકારોએજ અમો સ્ત્રી-ઓના સ્વભાવ વર્ણવતા નિર્દયત્વ એ અમારૂ સ્વાભાવિક લક્ષણ કહેલું છે

નરહરિ—એ શાસ્ત્રકાર હુ જાતે હત તો તેની માફી માગત ! પછી ?

સરયુ—વારૂ, જુઓ. અભિમાન ઉપરાત તેમના બીજા વ્યવસાયો કંઈક અંશે કંટાળો ઉપજાવનારા છે આનંદ ઉપજાવનારા તો નથીજ તે પોતાનો ઘણો વખત તેમના વાચનાલયમાં ગાળે છે

નરહરિ—મે સાંભળ્યુ છે કે તેમનુ વાચનાલય એક ઉતમ પ્રતિનુ છે—

સરયુ— હા, છે. લાંબુ છે-પહોળુ છે-અંદર રંગ સારા પૂરેલા છે ચિત્રો સારા સારા ટાંગેલા છે-કબાટો મ્હોટાં મ્હોટા છે-પુસ્તકો અનેક તરેહના-શાસ્ત્રોના ઈતિહાસના સાહિત્યના ઉદ્યોગોના એમા છે...હશે, પણ તેમા એ શું કર્યા કરે છે તે જાણો છો?

નરહરિ—ના, ના તે જાણુવુ છે

સરયુ—સ્નાનગૃહમાથી તે આ વાચનાલયમા જાય છે. પ્રાત કાળના સાતેક વાગતે તે પછી નવ વાગતા સુધી તેમા વાળ ઓળવાનું-વાળ સુધારવાનુ-અને 'ટોઇલેટો' લગાવવાનુ-પાઉડર લગાવવાનુ કામ ચાલે છે તે દુનિયાં જાણુતીજ નથી—

નરહરિ—પ અ. ણ. એનુ કારણુ?

સરયુ—એનુ કારણ બીજુ કઈજ નહીં સૌદર્યની ખામી પૂરી પાડવાનુ, બીજુ શુ? અમો સ્ત્રીઓમા આ અમારો દોષ મૂળથી છે તે અમારે કબુલ કરવો પડે છે

નરહરિ—સૌદર્યની ન્યુનતા હોય તો તો સરયુદેવી તે ગણે નહીં એવી મ્હારી માન્યતા છે.

સરયુ—આપે એમને જોયા છે?

નરહરિ—કદીનહીં-કદી નહીં...તેથીજ...

આ વખતે સ્નાનગૃહની બાહેર પગરવ સભળાયો સરયુ ભોળા નરહરીને ઠગી રહી હતી તેથી તેને સહજ ક્ષોભ થયો! નિર્મળા સ્નાન ગૃહ આગળ આવી ઉભી.

નિર્મળા—નરહરીભાઈ, તમારા વાર્તાલાપનો છેવટનો ભાગ સભળાઇ જવાથી મને સ્વાભાવિક આશ્ચર્ય થાય છે તમારે હાથે સરયુએ પ્રમાણુપત્રો મેળવેલાં છે મ્હારી તે સહચરી છે. મ્હારા વાંચનાલયની સેક્રેટરી થઇ છે. મારા સાહિત્યમાં તે મદદનીશ છે એનાં નાણાંની વ્યવસ્થાને લગતા કાર્યો માટે તે અહીં વખતો વખત આવે છે. છતા તમે જાણે એને કદી જોઇજ

ન હોય એમ કેમ અજાણપણાનો ઝભ્ભો જાણે અખત્યાર કર્યો લાગે છે, એ સમજાવશો ?

નરહરી—આશ્ચર્ય ! શું ત્યારે હુ સરયુદેવી સાથેજ વાર્તાલાપ કરી રહ્યો છુ ? ક્ષમા કરજો ! ધર્મ ભગિની નિર્મળાદેવી ! પુરૂષને માટે, સ્ત્રીઓના સામે જોવાના આવશ્યક પ્રસગો આવે, ત્યારે મર્યાદિત લક્ષથીજ જોવાની આર્યનીતિ પૂર્વથી ચાલી આવે છે અન્ય પ્રજાઓ એ નીતિને કદાચ એક પ્રકારનુ કુતુહલ લેખે બ્રહ્મચારી તરિકે જીવન ગળાતુ હોય ત્યારે વળી એ મર્યાદા વિશેષ સકુચિત બને છે પૂર્વે સીતાજીને જયારે જગલમાંથી રાવણ ઉપાડી ગયો હતો, ત્યારે સીતાજીની શોધમા તુર્તજ નીકળેલા શ્રીરામચદ્રજીને એક પગમા પ્હેરવાનું નુપુર, એક હાથે પ્હેરવાનુ કડુ, અને કઠમા ધારણ કરવાનો એક હાર પ્રાપ્ત થયો હતો સીતાજીના અલકારો લક્ષ્મણજીના હવાલામા રહેતા હોવાથી શ્રીરામચદ્રજીએ તેમને તે સીતાના છે એમ ઓળખવા આજ્ઞા કરી લક્ષ્મણે નુપુર તો તુર્તજ ઓળખી બતાવ્યુ પરતુ બીજા અલકારો ખરેખર ઓળખ્યા નહીં સજોગો જોઇને શ્રી રામચન્દ્રજીએ ક્રોધ ધારણ કરી લક્ષ્મણને આજ્ઞા કરી કે-તમામ અલકારો તમારાજ હવાલામા રહેતા હોવા છતા માત્ર એકજ કેમ ઓળખ્યો ? લક્ષ્મણે પ્રત્યુતર ન આપ્યાથી શ્રી રામચદ્રજીએ ફરી ફરીને પૂછ્યુ એટલે લક્ષ્મણે કહ્યુ કેઃ—સીતાજી વડિલબધુના પત્ની હોવાથી માતા તરિકે ગણી પ્રસગે સેવા બુદ્ધિથી પાયપ્રક્ષાલનના પ્રસગો પ્રાપ્ત થતા ખરા, તથાપિ આર્ય નીતિને અનુસરીને વડિલબધુની પત્ની પ્રત્યે પણ પગથી ઉંચે તેમની તરફ નજર કરવાના પ્રસગો જુજ આવેલા એટલે એ અલકાર જયારે આપવામા આવે ત્યારે જોયા ન જોયા કરી સ્વાધીન લેવામા આવતા " આમ કહેતા શ્રીરામચદ્રને પણ રડવું આવ્યાનું કહેવાય છે.

પરસ્ત્રીને ધારીને જોવાના પ્રસગને આર્ય શાસ્ત્રો નીતિ નથી કહેતા ગંગા નદી બહુ પવિત્ર છે, તથાપિ, તેની પાસે શાસ્ત્રકારોએ એમ કહેવડાવેલુ છે કે —

**परदार, परद्रव्य, परद्रोह पराङ्मुखः**
**गंगा ब्रुते कदागत्य मामयं पावयिष्यति ॥***

* પરસ્ત્રી, પરદ્રવ્ય, અને પર દ્રોહથી જે પરાંગ્મુખ છે તેવો પુરૂષ ક્યારે મ્હારા જળમા સ્નાન કરી મ્હને પાવન કરશે ?

એટલે સરયુદેવી, જેના સાક્ષાત દર્શનનુ મ્હને આજે પુણ્ય પ્રાપ્ત થાય છે, એ હવે આપના શબ્દોથી જાણ્યુ, તેમની પરોપકાર વૃત્તિનોજ મ્હને સાક્ષાત્કાર થયો છે અહીં આવ્યાં હશે ત્યારે ઓળખી શકુ એ દૃષ્ટિથી નહીં જોયેલાં કદાચ્ મ્હારાં નેત્રોનુ એકી કીરણ તેમની પ્રત્યે નહીં પડયુ હોય. પરંતુ આપે તો મ્હને અપરાધિ ગણીને સાશન સુદ્ધા જાણે કરી દીધુ

નિર્મળા—ત્યારે તો ખરેખર, સરયુ તુજ મ્હારા ભોળા નરહરીભાઇને ઠગી રહી છે.

નરહરી—ત્યારે અમે બેઉ અપરાધિ—

નિર્મળા—હા. હા બેઉ અપરાધિ અને હમણાજ જુરી ભરાઇને બેઉને સરખુ શાસન થાય છે-સરયુબ્હેન, તુ કેમ બોલતી નથી? શરમાય છે કેમ? મ્હોંપર આટલા શેરડા શા? ત્હેં કંઇ અઘટિત તો નથી કર્યું? અમુક વ્યક્તિના અંત કરણની વાસ્તવીક સ્થિતિ જયારે આવી રીત્યે સમજવાનું સુલભ છે તો તારે ક્ષોભ પામવાનુ શું કારણ છે?

સરયુ તો હવે ચુપ થઇને નિર્મળાની સોડમાં ભરાઈ હતી. નરહરી હવે સરયુના વિચારો યથાર્થ સમજી શકયો અને તે વાર્તાલાપ તરફ સિંહાવલોકન કરતાં રગેરગમાં અશ્રુતપૂર્વ આનંદ અનુભવવા લાગ્યો.

બધા સ્તબ્ધ માટીના પૂતળાંની પેઠે ઉભા થઈ રહ્યાનું દ્રષ્ય આશરે એકાદ મીનિટ ચાલ્યુ એટલામા કુંજવિહારી આવ્યો'

કુંજ—નલહલીભાઇ તમે અહીં શું કલી રહ્યા છો? જમવા ચાલોને? કેમ વાર લાગી?

નરહરી—છોકલી! મને છનાન કરતા વાર લાગી

એમ કહી તેને ઉપાડી લીધો. પણ મોમાં મો ઘાલીને તે ઠપકો આપવા લાગ્યો

"તે છનાન આટલું લાંબુ હોય?"

બધાં જમવાના હોલમાં ગોઠવાયા નિર્મલાએ ધર્મલક્ષ્મીને આઘે લઇ જઇ તમામ હકીકતથી વાકેફ કરી સાસુવહુ બેઉ પ્રસન્ન મુખે પાછાં પાટલા ઉપર બેઠાં મહેંદ્રપ્રસાદે ધર્મલક્ષ્મી સામે જોયું. એટલે ધર્મલક્ષ્મીએ પતીને તાર વગરના સંદેશામાં બધું સમજાવી દીધું.

મહેંદ્રપ્રસાદ—ભલે દેવી, ત્યારે હવે તમે સાંભળો. મ્હારા આનંદમાં આજ વધારો થયો છે સરયુ અને નરહરીના લગ્નનું સ્થળ મુંબઈ મુકરર કરવું પડશે કારણકે સરયુનું નાણું તેના મર્હુમ પિતાના મુંબઈના સ્નેહીઓને ત્યાં જમા છે, અને તે સર્વની ઇચ્છા એવી છે કે-સરયુને લાયક પતિ મળે તેની વ્યવસ્થા મ્હારે કરવાની અને લગ્નની બીજી વ્યવસ્થા એમના તરફથી થવાની છે

મહેન્દ્રપ્રસાદની ઇચ્છાનુસાર મુંબઇમાં સરયુ નરહરીના લગ્નની તૈયારીઓ થવા લાગી. નરહરીએ ભાવરામાં તેના પિતાના વૃદ્ધ કાકાએ વચન આપેલું કે-જરૂર પડે ત્યારે મ્હને સંભારજે, તે સ્મૃતિમાં રાખી મૂક્યું હતું આજે તેણે આ વૃદ્ધ યોગીને મુંબઇમાં હાજરી આપવાની પ્રાર્થના સાથે એક ખાસ માણસ મોકલ્યો એવામાજ એક રોજ ટપાલ આવી તેમાં સરનામાના અક્ષરો લક્ષ્મીપ્રસાદના જોતાંજ હર્ષઘેલી નિર્મળાએ તે વાંચવા માંડયો—

.... કુંજવિહારી અને મધુસુદનને દાગીનાની લાલચે બાવા ઉપાડી ગયા છે એવી મતલબનો નરહરીનો તાર મને બૉસ્ટનમાં મળ્યો અમેરિકા જેવા પૃથ્વી ઉપરના સ્વર્ગમાંથી સેંકડો હુન્નરો હીંદમાં દાખલ કરવાની મારી યોજનાઓ જો તૈયાર થઇ શકી ન હત તો કદાચ આજે તે અધુરી રહેત આટલા દૂરના દેશો અને હીંદ વચ્ચેની "એરોપ્લેન સર્વીસ" નું સુખ ભવિષ્યની પ્રજાના ભાગ્યમાં યોજાયલું લાગે છે એટલે હાલ ઉડીને હીંદમાં આવવું અશક્ય છે એ વિચારે હું સંતપ્ત રહું છું " એ બાવા કોણ હશે ? બાળકોને કયાં લઇ ગયા હશે ? તેમનું શું થશે ?" એ વિચારો નિદ્રા આવવા દેતા નથી થોડાક વખત ઉપર કરાચી તરફ-સિંધમાં, બાળકોને ઉપાડી જવાના દાખલા હીંદના એક વર્તમાનપત્રમાં વાંચ્યા હતા એટલે એવી ટોળીઓ સિંધ તરફ હોવાનું અનુમાન કરૂં છું. બનતા વેગે હીંદમાં આવવા હું તરોદત કરી રહ્યો છું. આ જાણ્યા પછી ગાત્રો શિથિલ થઇ ગયા છે પ્રભુ મદદ કરે !

"લક્ષ્મીપ્રસાદ"

એકત્ર થયેલા કુટુંબમાં તુર્તજ નિર્મળાએ આ પત્ર મૂક્યો ઘડીભર શાંતિ પ્રસરી લક્ષ્મીપ્રસાદની ચિંતા દૂર કરવા કયાં સંદેશો મોકલવો એના અનુમાન થવા લાગ્યા અને અમુક દિવસ

એવી રીતે મુકરર કરવામા આવ્યો કે બધુ કુટુંબ લક્ષ્મીપ્રસાદનુ સ્વાગત કરવા મુબઇ જાય અને પછી લક્ષ્મીપ્રસાદ પણ સરયુ નરહરિના લગ્નમા ભાગ લઇ શકે

આખા કુટુંબને મુબઇ જવાનુ હતુ તેની ભદ્રબાલાને ખબર થતા તે પણ મનહર સાથે લગ્નમા સામેલ થવા આવી ધર્મલક્ષ્મીએ પોતાનાજ પ્રોત્સાહનથી સ્ત્રીઓની ઉન્નતિને માટે જીવનસમર્પણ કરવા તત્પર થયેલા ત્રણે સ્ત્રીરત્નો પોતાની પાસે હોવાનો અતિશય આનદ અનુભવ્યો

મુબઇ નીકળવાના એક દિવસ અગાઉ નિર્મળાની બ્હેન ગગાનો ડુમસથી કાગળ આવ્યો સધવા સ્થિતિમા ગગાને જો કે કઇ પણ સુખ ન હતુ તથાપિ વિધવા થયા પછી તેના મનની સ્થિતિ વધારે સતપ્ત રહેતી નિર્મળાએ તેને પોતાની પાસે રાખવાના બધા પ્રયત્નો વ્યર્થ ગયા હતા લક્ષ્મીપ્રસાદ અમેરિકાથી પાછા આવશે ત્યારેજ તે નિર્મળા પાસે રહેશે એવી એક પ્રકારની તે બાધા લઈ બેઠી હતી અશિક્ષિત પણ મોટી બ્હેન એટલે તેની ઇચ્છાને માન આપવું પડતુ ગગાને ડુમસમાં રહેવાથી માનસિક સ્થિતિ સુધરશે એવો દાક્તરો અને વૈદ્યોએ મત આપ્યો હતો એટલે કેટલીક નર્સો એક વિદ્વાન દાકતર અને વિદ્વાન કથાકારોના મડળ સાથે તેને ડુમસમાં રાખવી પડી હતી મૂળથીજ દુખી ગગાને સાસાગ્કિ ઉન્નતિ કે ઉદ્યોગિક ઉન્નતિના વિષયોમાં કંઇ રસ પડતો ન હતો

આજના તેના પત્રમા, ડુમસના સહજ લાબા પરિચયથી અણગમો ઉત્પન્ન થયો હતો એટલે તેને સુરતમા ડુમસના જેવીજ સગવડવાળો બગલો લઈ આપી ત્યા રાખવાની યોજના કરી આપવા મતલબનુ લખ્યુ હતુ

સરયુને તેના પિતાના એક મિત્રે પોતાના કુટુંબમા મોકલી આપવા અને તેમ થાય તો લગ્નનું ખર્ચ તેણે આપવા ઇચ્છા બતાવી હતી પરતુ મહેન્દ્રપ્રસાદે તેમ કરવા ના પાડી અને મુબઈ ખાતેનો પોતાનો બગલો ખાલી કરાવી લગ્ન તેમા કરવાની યોજના કરી ધર્મલક્ષ્મી, મહેન્દ્રપ્રસાદ, કુજવિહારી, મધુસુદન, ભદ્રબાલા, મનહર, વગેરે સખ્યાબધ સ્નેહીઓ અને પરિજનો સાથે જવા નીકળ્યા નિર્મળા તેમની સાથે સુરત સુધી ગઇ અને વખતસર મુબઇ આવી પહોચવાનુ કહી, જરૂર પડતા પરિજનો સાથે સુરતથી ગગાને મળવા માટે છૂટી પડી

## પ્રકરણ ૨૪ મું.

### ખુકીવાળો સીંધી અને અપરિચિત સ્ત્રી.

લક્ષ્મીપ્રસાદે સપૂર્ણ કેળવણી પામ્યા છતા અને ઉત્તમ શિક્ષણ મેળવેલું હોવા છતા, તેના મનની સ્થિતિ, નરહરીના તારથી કળવી મુશ્કેલ થઇ પડે એવી દુખી થઇ પડી હતી બોસ્ટનથી તે તુર્તજ ન્યુયોર્ક આવ્યો તો પણ અમેરિકામા બોસ્ટનથી ન્યુયોર્ક આવવુ એટલે અહી કાશ્મીરથી લકા જવા જેવું એટલે ઝડપથી દોડનારી ટ્રેનો પણ એના મનના ઉદ્વેગથી એને મદ માલમ પડી. ખરીદ કરેલા સેકડો સચા હીંદમા મોકલી આપવા એક આડતીયાને કહ્યુ આઠેક દિવસે તે ઇગ્લાડ આવ્યો અને ત્યાં હીંદના વર્તમાનપત્રો વાચવા અધીરો બન્યો. ગુજરાત તરફના સમાચાર નહીં જેવા મળયા તો પણ બાળકો ઉપાડી જનારા સીંધ કાઠિયાવાડ મારવાડ અને પજાબ તરફ વિશેષ હોવાની તેને ખબર મળી પણ મુંબઈના બારામાં ઉતરતા કુટુબનું કોઈ માણુસ જોવામા ન આવ્યુ એટલે તેની ભીતિ વધી પડી. તેને લાગ્યુ કે કાતો તેણે ઉતાવળે આવવા માટે વ્હેલામા વ્હેલી મેલ પકડી એટલે સમગ્ર કુટુબે એક અઠવાડીયાની ભુલ ખાધી હોવી જોઇએ અગર બાળકોની ચિંતા વધી પડી હશે આથી તે મુબઇના પોતાને બગલે-જયા ભાડુતો રહેતા હતા-ત્યા ન જતાં રાત્રે ગુજરાત મેલમા થઇ લાગલગો કરાંચી ગયો અરે પણ આશ્ચર્ય ! કરાચીની એક ગુજરાતી લાયબ્રેરીમા તેણે મી સાવકસા ની મદદથી બાળકોની ભાળ લાગ્યાની વાત વાંચી ' હવે તેણે નિરાંતે શ્વાસ લેવા માડયો અને લાગલગો ભક્તિપુરા જવા નીકળ્યો

ભક્તિપુરામા આવતા તેણે પોતાનો બગલો બધ જોયો ! નોકરોમાથી એક બગીચામા પાણી રેડતો હતો અને બીજા ચાર પાચ ઘાટી નોકરો સ્વદેશી કાપડના પ્રદર્શનમા મોકલી શકાય તેવું ઉચી જાતનુ કાપડ શાળમા બનાવી રહ્યા હતા. લક્ષ્મીપ્રસાદને જોતાંજ " સેટ, આલે, સેટ આલે " એમ બોલતા આ લોકોએ હૃદયથી એનો સત્કાર કર્યો, કારણ કે ગુજરાતી બોલતા તો પુરૂ આવડતુ ન હતુ લક્ષ્મીપ્રસાદે કુજવિહારી અને મધુસુદનનું વૃતાત હજુ ઉભે ઉભેજ પૂછ્યુ અને છોકરાં મળયા છે " એ

અહીં પણ સાંભળ્યું ત્યારેજ એક એટલા ઉપર "હાસ" કરીને નિશ્ચિંત થઈ બેઠો અને આ ખુશી ખબર આપનાર નોકરોને ઇનામ આપ્યું. જે નાતના આગેવાનોના જુલમથી તેને અમેરિકા જેટલે છેટે જવું પડયું હતું તે મહેન્દ્રપ્રસાદની સહનશીલતા, અડગ ધૈર્ય-પ્રેમ અને પરોપકારથી વૈર ભૂલવા પામ્યા હતા. અને આજે તેના સત્કારમા તેઓ રોકાયા નોકરોથી એણે જાણ્યું કે બંદર ઉપર લક્ષ્મીપ્રસાદના સત્કાર માટે તેમ સરખું અને નરહરીના લગ્નમા ઘરનું તમામ મંડળ મુંબઇ ગયું છે. લગ્નના દિવસો પણ તેણે જાણ્યા અને હવે વખત નજીક હોવાથી બીજેજ દિવસે મુંબઇ રવાના થયો અને મહેન્દ્રપ્રસાદને પોતે આ કારણથી કરાચી ગયો અને ભક્તિપુરા થઇ મુંબઇ આવી પ્હોચે છે એવા ખબર તારથી આપી દીધા સાથે સાથે રાખેલો થોડોક સામાન પણ હવે તો ઘેર મૂકી દીધો માત્ર એક જરૂર પડતા સામાનની 'બેગ' સાથે રાખી

બાળકોનો પત્તો લાગ્યો એ વૃતાંતથી પ્રફુલ્લ અંતઃકરણે હવે લક્ષ્મીપ્રસાદ મુંબઈ જવા નીકળ્યો જૂદા જૂદા દેશો ફર્યો તથાપિ 'સુખી મુસાફરી' અને રંગે રંગે આનંદ તેણે આજે જ અનુભવ્યો ! નિર્મળાના પત્રોથી, એના સ્ફટિકસમા અંતઃકરણની અને એની પતિભક્તિની પ્રતિતિ મળવાથી તે પોતાને પ્રભુની અનહદ કૃપાનો અધિકારી માની રહ્યો હતો એણીનું જાહેરજીવન સ્ત્રીઓમાં દષ્ટાંતમય થયું હતું તે બનાવ તેને પોતાને જાહેરજીવનમા ભાગ લેવા પ્રેરણા કરી રહ્યો હતો. પણ અરે હીંદુ સંસાર ! ઘુંઘટામા બેસારીને તેને પરણાવેલી, અને તુર્તજ જ્ઞાતિના કલહે દૂરની મુસાફરી ખેડાવવાના પ્રસંગથી નિર્મળાની પ્રભાવશાળી પ્રતિમાને તે પૂરી જોવા પણ પામ્યો ન હતો. ઉભયને માટે કાલે પ્રાતઃકાળમા એકબીજાનો સાક્ષાત્કાર મુંબઈમાજ થવા સરજાયલો હતો સંપૂર્ણ બ્રહ્મચર્યને પરિણામે અનુકૂળ સ્ત્રી પ્રાપ્ત થવાનો સંજોગ, પ્રારબ્ધમા હોય તો, દેશોદયના મહત્કાર્યમાં જીવન ગાળનારાં સંતાનો ઉત્પન્ન કરવામા સાધનભૂત થાય છે, એ મહામંત્રનો માલીક અમારા ભારત વર્ષનો દરેક સુશિક્ષિત યુવક હવે થવા માંડયો છે, લક્ષ્મીપ્રસાદને આ મંત્ર-સંજોગ આનંદ જલમા આજે સ્નાન કરાવી રહ્યો હતો ! એ આનંદની વિશાળતાને સમાવવા વ્યોમતો જાણે માત્ર એક લઘુ પાત્ર હતું ! બેઉ નાનકડા બંધુઓની ચિંતા

દૂર થવા પામી હતી. માતપિતાના દર્શનની અપેક્ષા બહુ દિવસે પૂરી થવાની હતી અને નરહરી જેવા પૂર્વના સબધી અને કર્મયોગી મિત્રનાં લગ્ન અને તે પણ સરયુ સમી સુશિક્ષિતા સાથે થવાનાં તેમા ભાગ લેવા મુબઇ જવાનુ હતુ.

મુબઇનો મેલ અમદાવાદથી ઉપડતા અમેરિકાના એકાદ ન્હાના શહેરના પ્રવૃત્તિમય જીવનનો કઈક દૂરનો ખ્યાલ તેને થયો અમદાવાદીઓનું ઉદ્યોગી જીવન સમગ્ર ભારતવર્ષને આનદ આપનારૂ અને દૃષ્ટાતમય છે, એમા જરૂર પડતો ઉત્તમ ચારિત્ર્યનો ભાગ ભળવા પામે તો સ્વદેશાભિમાની પ્રેક્ષકને માટે તે પ્રોત્સાહનનો વિષય બની રહે એ વગેરે વિચારોમા મન રોકાયુ હતુ અને તેણે સાથે રાખેલા ઔદ્યોગિક-પ્રવૃત્તિના સાધનો ઉપર વિચાર ચલાવી રહ્યો હતો. એક ખાનાવાળા બીજા વર્ગમા બેઠો હતો તેમા બીજા બે યુવકો આવ્યા. ગ્રેજયુએટ થયા પછી તેમણે શો ઉદ્યોગ કરવો તે વિષય ઉપર તેઓ આપસ આપસમા અગ્રેજીમા વાત ચલાવી રહ્યા હતા તેમાથી લક્ષ્મીપસાદને બહુ રમુજ મળી. લક્ષ્મીપ્રસાદને તેમણે એક સીધી યુવક સમજી તેની સાથે કઇ વાત્તચીતનો વિષય છેડયો નહીં લક્ષ્મીપ્રસાદનો વેષ પણ આ વખતે એવો હતો-કરાચીના એક સ્વદેશી સ્ટોરમાથી ખાદીનો તૈયાર સીધેિ સુટ લીધો હતો તે બેગમા સમાઇ શકતો ન હોવાથી તેજ પ્હેરી લીધો હતો! મારવાડથી પજાબ તરફ જતા એક ગુરખા ઓફીસરે તેને ઓળખવાથી એક " ખુકી " તેને ભેટ આપી હતી, તે બેગ પાસે મૂકેલી હોવાથી તે ગુજરાતી હોવાનો દૂરનો પણ કોઇને ખ્યાલ થાય તેમ ન હતુ તો પણ આણદ સ્ટેશન આવતા સુધી તેણે આ યુવકોની વાતો સાભળયા પછી તેને એમ લાગ્યુ કે અમેરિકામા જે કઇ જોયુ છે તેનો ખ્યાલ આ સાહસિક યુવકોને આપવો જોઇએ, એથી તેણે તેમની વાતમા ભાગ લેવા માડયો પરતુ વડોદરા સ્ટેશને એ બે યુવકો લક્ષ્મીપ્રસાદ જેવા વિદ્વાન પાસેથી તે વધારે વાતચીતથી કઇક વિશેષ માહીતી મેળવી શકત એવા ખ્યાલ સાથે તે ઉતરી પડયા

વડોદરે મેલ આવી તે વખતે રાત્રિના બાર વાગ્યા હતા હવે તે આખા ખાનામાં એકલો પડયો. ગાડી ચાલવા માડી એટલે તે આ બારીથી સામી બારી સુધી આટા મારવા લાગ્યો. ઉંઘ તો શી રીત્યે આવે? ગાડીની હાલચાલથી લથડીયા ખાવાથી પાછો

બેસી ગયો "અકસ્માત થાય તો શું કરવું ?" એ વિચારે તાણુ-વાની સાંકળ જોઇ તો તૂટેલી જોઇ ! પછીના સ્ટેશને તે ઉતર્યો. ગાર્ડ તેનો એક પ્રથમનો ઓળખીતો હતો, અને તેની સાથે, શુ-ક્રનો તારો જેમ ચંદ્ર બનવાની ઉમેદવારી કરતો હોવાનું હજારો વર્ષથી ઘરડા વાતો કરે છે તેવીજ રીત્યે જીવરામ જોશીનો દીકરો બાઘારામ, જેનું કંઈ ઠેકાણું ન પડવાથી સેકન્ડ ગાર્ડ થવાની ઉમેદ-વારી કરતો હતો તે જોવામાં આવ્યો લક્ષ્મીપ્રસાદે તેને ઓળખ્યો પણ લક્ષ્મીપ્રસાદને તે ઓળખી શકયો નહીં એટલે તેણે પોતાની પાસે બોલાવી બેસાર્યો બાઘારામે તુર્તજ પોતાનું પરિચિત વાક્ય "વિછીયું ગુહ્લક" કહી માફી માગી અને તાણુવાની સાંકળ આજેજ તૂટી છે એવો ખુલાસો કર્યો બીજે સ્ટેશને ઉતરતો ઉત-રતો બોલતો ઉતર્યો કે —

છેવક હાજર છે, હો' કામકાજ હોય તો આખું કુટુંબ મુંબાઇ નરહરી ભાઈ અને સરયુદેવીના લગન ઉપર ગયું છે હા-હા-હા-હા-પાન બીડી લાવું ? નિર્મલાદેવી અને ભદ્રબા-લાના તો મારા ઉપર ઉપકાર થયા છે, છાહેબ, મારા જેવાને કન્યા કોણ આપે ? મને પાતજલી આશ્રમમાની એક હોશી-યાર છોકરી પરણાવી. તેમનું તો ભલુંજ થ છે. વીંછીયું ગુહ્લક-વીંછીયું ગુહ્લક સર ?"

બાઘારામની અજબ ભાષાથી લક્ષ્મીપ્રસાદને ઘડી ગમત મળી નિર્મળાના ઉપકારો આવા ગરીબ ઉપર પણ થયે જાય છે એથી તે ખુશ થયો ઉપકારની લાગણીઓ દર્શાવતા બાઘારામે નિર્મળાનું સ્મરણ પાછું તાજું કર્યું ! અમેરિકામા હદ ઉપરાત વધારે રહેવાને લીધે ઠપકો આપતી નિર્મળાની તેના મને ઉપજાવેલી પ્રતિમા મનમા ખડી થઈ ! અને વિચાર થયો કે-સ્ફાટિક સમા હૃદયવાળી આ સ્રીને મ્હારી ઇચ્છા એજ ધર્મ છે ! એ જાણે મ્હારા હૃદયને પરણી છે દાંપત્ય સ્નેહની વિશુદ્ધ પ્રતિમા સમી, મ્હે માત્ર એકાદા પત્રમા સહજ ટકોર મારી હતી કે-" દેહ પ્રાણુથી નિરાળો છે દેહનું રૂપ એ આપણું વાસ્તવિક સ્વરૂપ નથી મ્હારા હૃદ-યની તસવીર તમારી પાસે છે છતા દેહની તસવીર કેમ મગાવો છો ?" આ ઉપરથી ફરીથી તેણીએ મ્હારી છબી સરખી માગી નથી આ કળિયુગમા કઇ સ્રી આવું પતિપરાયણુતાનું દૃષ્ટાંત આપી શકશે ? પરંતુ મ્હે એની છબી ન મગાવી લેવામાં [illegible]

પ્રમાદ કર્યો છે, એ કદાપિ મારી સામે તો દલીલ નજ કરત કે-તમે મોકલતા નથી તો હુ કેમ મોકલી આપુ ? આજ હીંદમા જઇશું કાલ હીંદમા જઇશુ એ વિચારે આશરે બે વર્ષ જેટલો સમય વીતી ગયો. પરતુ આવી મુર્ખાઇનુ પરિણામ એવુ પણ કા ન આવે કે સવારમા ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર કદાચ્ નરહરીનો લગ્ન પ્રસગ હોવાથી વધારે સ્ત્રીઓ આવેલી હોય તો એને ઓળખ વાનુ પણ સાધન શુ છે ?"

શેખસલ્લીના વિચારોમા સુરત સ્ટેશન આવવાનુ થયુ પાસે કઇ પુસ્તકો પણ રાખ્યા ન હતા રાખ્યા હત તો વાંચવાનુ સુઝે તેમ ન હતુ વર્તમાન પત્રો પણ વાચી ચૂકયો હતો બેગ-મા માત્ર એકાદ જોડી કપડા, ટુવાલ, સાબુ, અસ્ત્રો, અરીસો અને કેટલાક અમેરીકન પ્રાઇસ લીસ્ટો હતા હજુ વધારે કલાકો કહાડવાના હતા. એટલે બેંગ લઇને તે નળવાળી ઓરડીમા હજા મતનો એક લપેટો લઇ લેવા અને તેમ કરી અડધો કલાક ગા-ળવા પેઠો તુર્તજ ગાડી સુરત સ્ટેશને આવી ઉભી દસેક મીનીટ ઉભી હશે એટલામા જે ખાનામા તે બેઠો હતો તેના આગળ કઇક કોલાહલ થયો તે તેણે અદરથી સાભળયો

"આ ખાલી છે લ્યો આમા કોઇ નથી જે ! જે ! જે ! જે ! આવજે" વગેરે બોલાયુ અને થોડીજ વારે ગાડી ઉપડી લક્ષ્મીપ્રસાદે જાણ્યુ કે કોઇની પાછી સોબત આવી ખરી તેના સામાનમા તો બેગ ઉપરાત માત્ર એક સોનાની મૂઠવાળી "ખુડી" જ હતી તે તેણે ઉંચે મૂકી દીધેલી હોવાથી, નવા પેસેન્જરના મનથી તો બધુ ખાનુ ખાલીજ લાગે તેમ હતુ થોડીવારે તે બહાર આવ્યો, ને જેયુ તો એક સ્ત્રી અદર પોતાનો સામાન પેટી, પટારા, નેતરના કડીયા, ગોઠવતી જોઇને ચમકયો ! તે તો માત્ર સહજ અજાયબીજ પામ્યો પરંતુ આ સ્ત્રીના મનથી તો જાણે આસમાન તૂટી પડે એટલી તે ગાભરી બની ! તેને સ્વપ્ને પણ કયાથી ખ્યાલ હોય કે અદરના ભાગમા એક પુરૂષ ભરાઇ પેઠો હશે ? તેને ગભરામણ એટલી બધી લાગી કે, કદાચ તુર્તજ ગાડીમાથી તે કુદીજ પડત, પણ ગાડીનો વેગ વધી ચૂકયો હતો લક્ષ્મીપ્રસાદનો વેશ વિચિત્ર હોવાના સજોગે આ સ્ત્રીની ભીતિ વધારી મૂકી ! કમનસીબે એજ અરસામા કેટલાક પઠાણોએ રેલ-વેમાં ખુનો કર્યાના સમાચાર વર્તમાન પત્રોમા આવ્યા હતા તે

બનાવ આ સ્રીને યાદ આવતા તે બ્હાવરી બની! લક્ષ્મીપ્રસાદે સીંધી હરજીની બનાવેલી ખાદીની લેંઘી, લાબુ ખાદીનું ખમીસ, ખભા ઉપર સ્વયંસેવકો માટેના ખાખી ખાદીના પટાવાળુ, સોનાનાં દેશી મોટાં બટનો સમેતનુ લાંબુ ખમીસ માત્ર પ્હેર્યું હતુ માથાના ઝુલફા કાયમ રાખેલાં હોવાથી એક પઠાણના ને તેના દેખાવમા થોડોકજ ફેર હતો! તે બાહેર નીકળ્યો કે તુર્તજ આ સ્રી ઉભી રહી સામાન ગોઠવવો રહેવા દીધો એની હીલચાલો ઉપર ગભીર આખથી જોઇ રહી

"અગ્રેજી જાણતો નહી હોય તો હુ કઇ ભાષામા તેની સાથે વાત કરીશ? કોણ હશે?" એ વિચારે તે એટલી બધી ગભરાઇ કે મન ઉપરનો કાબુ ગુમાવી બેઠી, અને તીવ્ર દષ્ટિપાતથી બોલી —

"હુ આર યુ? યુ શુડ ગેટ ડાઉન એટ ધી નેક્સ્ટ સ્ટેશન—"

લક્ષ્મીપ્રસાદ તો હીંદમા આવી હીંમતવાન સ્રીઓ પાકવા માડી છે તે જોઇ હ્રદયના ઉંડાણમા આનદ પામી તે આનદ છૂપાવતો માત્ર જોઇજ રહ્યો! ઉપરના ખાનામા આ સ્રીની પેટી નીચે પોતાની ખુર્કી આવી ગઇ હતી તે માત્ર તેણે ખેચી ક્હાડી પોતાની બેગ પાસે મૂકી. એટલે તો વળી આ સ્રીના ધૈર્યનો છેડો આવી રહ્યો! એણીએ લાગલગી સાકળ ખેચવા માડી! અરે! પણ તે તૂટેલી જોઇ!! આ બધુ કઇક કાવતરૂ છે એમ હવે તેને લાગવા માંડયુ

"વ્હાય! હેવ યુ ગેટ ઇન ધી લેડીઝ કપાર્ટમેટ?"

લક્ષ્મીપ્રસાદ હજુ પણ પણ ચુપજ રહ્યો. કારણ કે આ સ્રીઓ માટેનું ખાનું ન હતું. અને એમ તો લાગ્યુ કે આ સ્રી નાહક ગભરાય છે, પણ એની સાથે બોલવામાં તે પાપ સમજ્યો. અને એ બેઠી હતી તેની સામેની બારીમાં માથુ બાહેર ક્હાડી મનમાં વિચાર કરવા લાગ્યો કે—મૃત્યુલોક ઉપર સપૂર્ણ સુખની ઘડીઓ હોઈ શક્તી નથી મ્હારા આનદમા આવી કઈક મુસીબતની જરૂર હશે

આગળના સ્ટેશને ગાડી ઉભી રહી એટલે લક્ષ્મીપ્રસાદ બીજે ઠેકાણે જગો હોય તો તે જોવા ઉતર્યો સ્રી પૅસેન્જર તો

પહેલાથી તેજ ઇરાદાથી ઉતરી ગઇ હતી ઉતરતી વખતે લક્ષ્મી-
પ્રસાદે પોતાની બેગ અને ખુકી પાણીવાળી ઓરડીમા મૂકી દીધા
સ્ત્રી પેસેન્જર બાઘારામને ઓળખતી હોવાથી તેને બીજે કઇ
જગા અપાવવા કહ્યુ બાઘારામ આખી ટ્રેનમા ફરી આવ્યો પણ
બીજે જગા ન હતી એટલે આ સ્ત્રી પેસેન્જરે એને થર્ડ કલાસમા
બેસારવા કહ્યુ પણ તેની પેટીઓની સખ્યા વધારે હતી એટલે
સહજમા સામાન ખસેડી શકાય તેમ ન હતુ પરતુ એ બેઠી
હતી તે જગો જોઇ બાઘારામ મનમા પ્રફુલ્લીત જણાયો અને
"વીંછીયુ ગુલ્લક" કહી ચાલતો થયો આ સ્ત્રી પેસેન્જરે જોયુ કે
પુરૂષ પેસેન્જર હવે ચાલતો થયો છે એટલે તે નિર્ભય બેઠી ખરી
પરતુ બીજે જગો ન મળવાથી લક્ષ્મીપ્રસાદને ટ્રેન ચાલતાજ આવીને
પાછા અહીજ બેસી જવું પડયુ. હવે પાછી આ સ્ત્રી હદ ઉપરાત
ગભરાવા લાગી અને "યુ પાગલ-યુ બદમાસ તોફાની-તુમ
કેસા પાછા આયા? તુમકુ પોલીસકે સ્વાધીન હમ કરેગા તુમ
ઇસ્ત્રીયોકા ડબ્બેમે કેસા બેઠ ગયા?" વગેરે વગેરે ધુરકીયાં
કરી બોલવા લાગી લક્ષ્મીપ્રસાદને ખ્યાલ થયો કે આ બલાને
પતવવા તેણે થર્ડ કલાસમા બેસી જવું જોઇતુ હતુ આ સ્ત્રીના
મનને નાહકનો ખેદ ઉપજાવવા માટે તેને પણ મનમા બહુ ક્ષોભ
થયો પણ ચાલતી ટ્રેને હવે કઇ પણ ઉપાય ન હતો છતા તે
પાછો ગુપચુપ ટોઇલેટ રૂમમા ભરાઇ ગયો આવી રીતે ચારેક
વાગ્યા સુધી ચાલ્યુ પ્રાતકાળ પહેલા વલસાડ સ્ટેશન આવ્યુ.
એટલે આ સ્ત્રી ઉતરીને તાર ઓફીસમા ગઇ પણ તાર માસ્તર
મળ્યો નહી પછી આવતાજ તેણીએ એક પારસી જોડાને તે
બેઠી હતી તે ખાનામા બેસતુ જોયુ એટલે રાહયત આવી લક્ષ્મી-
પ્રસાદે પણ જોયુ કે પીડા પતી આ વખતે પણ બાઘારામ
'વીંછીયુ ગુલ્લક" કહી બારી આગળથી ચાલતો થયો!
પારસી જોડાને કઇક તેમના ઘરના કલેશની વાતોમાજ વખત
જવા લાગ્યો પણ તેમાનો એકે શબ્દ લક્ષ્મીપ્રસાદે લક્ષમા ન
લીધા! ડાબી બાજુની બારીમા સામેના ડુગરો-ઉગતા સૂર્યથી
રળીયામણુ લાગતુ પ્રભાત તે માત્ર જોવાની ખાતર તેમાનો
આનદ મેળવ્યા સિવાય, જોઇજ રહ્યો હતો અને પેલી સ્ત્રી
પેસનજર જમણી બાજુની બારીવાળી જગોએ બેઠી હતી અને
પારસી જોડાની હાજરીએ આપેલી નિર્ભયતાને લઇને હવે તેમની

વાતોમા ખુબ ધ્યાન આપી રહી હતી. ગ્રાન્ટરોડ સ્ટેશન આવવાની તૈયારી થઇ. સૌએ પોતપોતાનાં પોટકા સભાળવા માડયા લક્ષ્મીપ્રસાદે ટોઇલેટ રૂમમાં જઇ પોતાના કપડા બદલ્યા એટલે સ્ત્રી પેસેંજરે જોયુ કે આ તો ગુજરાતી છે ને તે નાહક ગભરાતી હતી. સ્ટેશન આવતા ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર મહેન્દ્રપ્રસાદ, ધર્મલક્ષ્મી, ભદ્રબાલા, સરયુ, મનહર, નરહરિ, કુંજવિહારી, મધુસુદન અને સત્કાર માટે આવેલુ મોટુ મડળ જોયુ. માતાએ તેને ઉતરતાજ માથે હાથ મૂકયો અને પિતાને લક્ષ્મીપ્રસાદ ભેટયો! અરે! પણ બીજુ શુ થયુ ? પેલી સ્ત્રી પેસેંજરને સરયુ અને ભદ્રબાલા બેઉ સહર્ષ ભેટયા!! અને મુબારકબાદી આપી વધારે ગભરાવી દીધી

ભદ્રબાલા—નિર્મળા બ્હેન ! તમે બેઉ સાથે શી રીતે આવ્યા?

સરયુ—એ તો બીજાને ઠપકો અપાય કે તમે ભોળા પુરૂષને ઠગતા હતા—જોયો એમનો કાર્યક્રમ?

સ્ત્રી પેસેંજર-નિર્મળાએ પોતાની ભયંકર ભૂલ જોઇ!! સુરતથી તે લક્ષ્મીપ્રસાદની સાથેજ આવી અને આ બધુ તોફાન કર્યું તે જોતાં તે પૃથ્વીમા સમાવા જેટલી શરમાઇ ગઇ ! તેનો પશ્ચતાપ તો એથી વધ્યો કે તેનો ખુલાસો કોઇ માની શકે તેમ ન હતું ' શી રીતે આ બે સાથે આવી શકયા?'' "ગમે તેમ કરી તારના સંદેશા મોકલ્યા હશે" "વિદ્વાનોની વાતો શી રીતે સમજાય!" વગેરે વગેરે જેને ફાવે તેમ બોલવા માડયુ. લક્ષ્મીપ્રસાદ તો બેઉ બાળકોને તેડી નિર્મળા સામે જોઇ હવે હસ્યાજ કરતો હતો અને નિર્મળા અત્યંત લજ્જા પ્રાપ્ત થવાથી નીચે જોઇ રહી હતી! "આવુ તે થતું હશે?" એમ બોલવા બહુ બહુ વિચાર કર્યો પણ ન બોલાયુ

*　*　*　*　*

સરયુ અને નરહરીનાં લગ્ન મહેન્દ્રપ્રસાદને બગલે ઉત્સાહપૂર્વક થયાં નરહરીના પિતાના વૃદ્ધ કાકાએ પણ આ લગ્નમાં હાજરી આપી અને તેમની સાથે દેવાલયમાના વૃદ્ધ મહાત્મા પણ જોવામાં આવ્યા અને મનહરે નહીં ઓળખનારાને ઓળખાવ્યા કે બીજા કોઇ નહીં પરંતુ મહાત્મા વિશ્નુપ્રસાદ છે!!

*　*　*　*　*

વિશ્નુપ્રસાદના પુનરપિ દર્શન થવાથી આમ મંડળને અલભ્ય લાભ થયો. ગુપ્ત રહ્યા છતા મહાપુરૂષો જગત ઉપર ઉપકાર કરવામા જીવન વ્યતિત કરી રહેલા જોવામાં આવે છે અને સંસારીઓના અનિષ્ટ ઓછા કરી તેમને બોધ આપી સન્માર્ગે ચઢાવે છે અને એમ કરી મોક્ષનો માર્ગ સરળ કરે છે એની વિશેષ ખાતરી થઇ

* * * * *

બાઘારામના બકવાનો આશય હવે નિર્મળાને સમજાયો. તે બિચારો બેઉને ઓળખતો હોવાથી બેઉ સાથે સુખઇ જાય છે એ વિચારે નિર્મળાને વારવાર " વીંછીંયુ ગુલ્લંક " કહી કહીને ચાલતો થતો હતો તે હવે તેના સમજવામા સંપૂર્ણ રીત્યેથી આવ્યુ.

* * * * *

સુમતી—લંબજીંગ્હાની હાજરી આ લગ્નમા ન જોવામાં આવી. ઉદ્ધતને તે ઉચ્ચ પ્રકારનુ ધાર્મિક શિક્ષણ આપી રહી હતી, અને તેને વર્ણાશ્રમધર્મ પ્રતિપાદન કરવા ઉપદેશ આપનાર તરિકે તૈયાર કરવાનું તેણીએ પણ લીધુ હતુ. ધીમતીને સૂવાવડ આવવાની હોવાથી તે પણ આજે અહી ન હતી.

* * * * *

સરયુ અને નરહરીના લગ્ન પછી મહેન્દ્રપ્રસાદ તરફથી બધા મંડળને ભક્તિપુરા લઇ જવામા આવ્યુ, અને ધામધુમનો બાકીનો ભાગ અહીં પુરો કરવામા આવ્યો નિર્મળા લક્ષ્મીપ્રસાદની અનેક રીત્યે ક્ષમા માગવામા રોકાય ત્યારે લક્ષ્મીપ્રસાદ જગતમા કોઇ દંપતીને ભાગ્યેજ આવો બનાવ બન્યો હશે એમ કહી મ્હોટેથી હાસ્ય કર્યા કરતો ! અને " યુ પાગલ-બદમાશ-તુમ ઇસ્રીયોકા ડબામે કેસા બેઠ ગયા ! તુમકુ પોલીસકો સ્વાધીન કીયા જાયગા ! " વગેરે નિર્મળાના શબ્દો ફોનોગ્રાફની પેઠે પાછા રજુ કરતો !

* * * * *

તપસ્વિની ગંગાએ પોતાનુ સુરતનુ નિવાસ સ્થાન હવે બદલી, નિર્મળા પાસે આવી રહી અને તેની ઉદ્યોગી વૃત્તિઓમા મન પરોવવાના પ્રયત્નમા જીવન ગાળવા માડી



